# ચન્દ્રશેખર

અથવા

## બંગાળાની ડગમગતી નવ્વાબી

સ્વ. બાબૂ બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયકૃત
"ચન્દ્રશેખર"નો ગુર્જર અનુવાદ


અનુવાદક

**ઠક્કુર નારાયણ વિસનજી**
ત્રાગાળા વાડ—અમદાવાદ


"को देशः कानि मित्राणि कः कालः कौ व्ययागमौ ।
कश्चाहं का च मे शक्ति रिति चिन्त्यं मुहुर्मुहुः" ॥

चाणक्यः

દ્વિતીય નૂતન સંસ્કરણ


પ્રકાશક,

**ગોવિન્દ મહાદેવ રામચન્દ્ર બાગુએ**
ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક
ત્રણદરવાજા—અમદાવાદ

વિક્રમાબ્દ ૧૯૭૯. ઈ. સ. ૧૯૨૩.

મૂલ્ય રૂ. ૪-૦-૦.

"દેશ કયો [illegible] પરિસ્થિતિ શી છે), મારા મિત્રો કોણ છે (તથા શત્રુ કોણ છે), કાળ કયો છે (અર્થાત્ કાળ અનુકૂળ છે કિંવા પ્રતિકૂળ છે), મારા ધનનો આગમ—આવક—કેટલો છે તથા વ્યય કેટલો છે (અર્થાત્ ધનના આગમ કરતાં વ્યય વિશેષ તો નથી?), હું પોતે કોણ છું અને મારી શક્તિ કેટલી છે, એ પ્રશ્નો મનુષ્યમાટે વારંવાર વિચારણીય છે;" (કારણ કે, એ વિષયોના વિચાર વિના આરંભાયલાં કાર્યો કદાપિ સિદ્ધ થતાં નથી અને અવિચારશીલતા મનુષ્યને નષ્ટ કરી નાખે છે). ચાણક્ય.

પ્રથમ સંસ્કરણ, મુંબઇ, પ્રત ૧૦૦૦, ઈ. સ. ૧૯૦૫.
દ્વિતીય સચિત્ર નૂતન સંસ્કરણ, અમદાવાદ, પ્રત ૧૨૦૦, ઇ. સ. ૧૯૨૩.



"ધિ ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ્ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું,
સલાપોસ રોડ—અમદાવાદ

## ઉપહારપત્ર

શ્રી

આ ગ્રંથ હું આપના શ્રીમંડિત કરકમલમાં પ્રેમ તથા માનપૂર્વક ઉપહાર કિંવા ભેટ તરીકે સમર્પું છું તેનો, આશા છે કે, આપ આદર સહિત સ્વીકાર કરશો; કારણ કે, મારી માન્યતા અનુસાર સુપ્રસિદ્ધ તથા પ્રતિષ્ઠિત વિદ્વાન્ ગ્રંથકારોના ગ્રંથો સમાન અન્ય કોઈ શ્રેષ્ઠતમ ઉપહાર છે જ નહિ.

હું છું આપ.....................

તારીખ }

સ્થાન }

## ભારતીભાંડાગાર

વ્યયથી વૃદ્ધિ વિશેષ થાય ને સંચયથી ક્ષય નિશ્ચય;<br>
ભારતિ, એ તવ ભવ્ય કોષનો અતિશય અદ્ભુત પરિચય;<br>
સંશયસંહારિણી શારદા દ્રવ્યદાયિની દેવી;<br>
વિદ્યાનેત્ર વિના નરને ઉપમા અંધાની દેવી.

ઠક્કુર નારાયણ



માન્યવર ડૉ. તુળજાપ્રસાદ જયશંકર (ટી. જે.) છાયા

એલ. એમ એન્ડ એસ

ઍસિસ્ટંટ સર્જ્યન, સિવિલ હૉસ્પિટલ અમદાવાદ.

# ગ્રંથોત્સર્ગ

**શ્રીયુત ડૉક્ટર્ તુલજાપ્રસાદ જયશંકર છાયા,**

અમદાવાદ, સિવિલ હૉસ્પિટલના

પ્રજાપ્રિય તથા માન્યવર ઍસિસ્ટંટ્ સર્જ્યન્, અમદાવાદ.

એક ડૉક્ટર્ તરીકે મનુષ્યમાં ઉદારતા, અનુકંપા, માયાળુતા, મધુરભાષિતા, દયાર્દ્રતા, પરોપકારિતા, કાર્યદક્ષતા, વ્યવહારકુશળતા તેમ જ વ્યાધિપરિજ્ઞાન તથા ચિકિત્સાકૌશલ્ય આદિ જે અનેકાનેક સદ્‌ગુણોની આવશ્યકતા હોય છે તે સર્વ સદ્‌ગુણોનો, આપણી મૈત્રીના કેટલાંક વર્ષોના દીર્ઘકાલાવધિમાં, મને આપમાં અપરોક્ષ અનુભવ કિંવા સાક્ષાત્કાર થયેલો હોવાથી, આપનો મારામાં સ્વાભાવિક અનન્ય નિઃસ્વાર્થ સ્નેહભાવ હોવાથી અને તે નિઃસ્વાર્થ સ્નેહભાવના યોગે મારી રુગ્ણાવસ્થામાં અનેક વાર આપે એકનિષ્ઠા, અવિશ્રાંત પરિશ્રમ તથા મમતા પૂર્વક કેવળ નિઃસ્વાર્થ બુદ્ધિથી મારી ચિકિત્સા કરેલી હોવાથી આપના તે ઉપકારના ભારથી કિંચિદંશે મુક્ત થવાના તથા આપણી મૈત્રીના સ્મરણને ચિરસ્થાયિ કરવાના શુભ આશયથી હું મારી પ્રસ્તુત સાહિત્યકૃતિ આપના આરોગ્ય-સમર્પક, યશસ્વી તથા શ્રીમંડિત કરકમલમાં સ્નેહ પૂર્વક સમર્પું છું તેનો આશા છે કે આપ સાદર સ્વીકાર કરી લેશો અને મને કૃતકૃત્ય થવા દેશો.

હું છું, આપનો નિરંતર ઉપકૃત મિત્ર

**ઠક્કુર નારાયણ વિસનજી,**

ગ્રંથકાર.

અહમ્મદાબાદ (અમદાવાદ)
તા. ૧૮ મી ઑગસ્ટ ૧૯૨૩
શનિવાર.

# વૈદ્યનું વૈદ્યત્વ

" व्याधे स्तत्र परिज्ञानं वेदनायाश्च निग्रहः ।
एतद् वैद्यस्य वैद्यत्वं न वैद्यः प्रभुरायुषः " ॥

वाग्भटः

" વ્યાધિગ્રસ્ત મનુષ્યના શરીરમાં વ્યાધિ કિંવા રોગ શો છે એનું જ્ઞાન અને વ્યાધિજન્ય વેદનાનું શમન કરી દેવું એટલું જ વૈદ્યનું વૈદ્યત્વ છે; જો આયુષ્યની સમાપ્તિ થઇ ગઇ હોય, તો આયુષ્યનો સ્વામી વૈદ્ય ન હોવાથી તે નવીન આયુષ્ય આપી શકતો નથી. "

વાગ્ભટ.

# ઉપોદ્‌ઘાત

**એક** અદ્વિતીય બંગીય નવલકથાકાર અને જો શ્રી અરવિન્દ ઘોષના શબ્દોમાં કહેવામાં આવે તો ' वन्दे मातरम् ' શીર્ષક રાષ્ટ્રોદ્ધારક મંત્રના દ્રષ્ટા ઋષિ સ્વ. બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય-ચટર્જી-નું નામ તેમના ગ્રંથોના ભારતવર્ષની ભિન્ન ભિન્ન ભાષાઓમાં થયેલા અનુવાદો દ્વારા ભારતવર્ષના ભિન્ન ભિન્ન પ્રાંતોના સાહિત્યરસિક તથા સાહિત્યસ્નિગ્ધ નરનારી સમાજમાં તો એટલી સીમા પર્યન્ત વિખ્યાત થયેલું છે કે કોઈ પણ સાહિત્યસેવક ભારતીય પુરુષ કિંવા કોઈ પણ સાહિત્યરસિકા ભારતીય મહિલાને તેમના નામનો નવીનતાથી પરિચય કરાવવાની આવશ્યકતા હોય એવી મારી પોતાની માન્યતા તો નથી જ; માત્ર એટલું જ નહિ પણ તેમના કેટલાક ગ્રંથોના મિસિસ્ નાઇટ્, મિસ્ટર એચ. એ. ડી. ફિલિપ્સ્, મિસ્ટર જે. ડી. એન્ડર્સન્ આઇ. સી. એસ્ (રિટાયર્ડ), બાબૂ દેવેન્દ્રચન્દ્ર મલ્લિક બી. એલ્ તથા બાબૂ ચારુચન્દ્ર મુખોપાધ્યાય (મુકર્જી) આદિ આંગ્લદેશીય તથા બંગદેશીય-ભારતીય-ભદ્ર સ્ત્રીપુરુષોએ અંગ્રેજી ભાષામાં પણ અનુવાદો કરેલા હોવાથી ઇંગ્લૈંડની સાહિત્યરસિક પ્રજા પણ સ્વર્ગીય બંકિમચન્દ્રના નામથી હવે અજ્ઞ રહી નથી તેમ જ તેમની એક નવલકથાનો જર્મન ભાષામાં પણ અનુવાદ થઇ ગયેલો હોવાથી તેમના નામનો જર્મન્ સાહિત્યવિલાસી જનોના શ્રવણપથમાં પણ પ્રવેશ થઇ ચૂકયો છે. અર્થાત્ એથી. સ્વ. બંકિમચન્દ્રની સત્કીર્તિના વિસ્તારની વિશાળતમ સીમાનું આપણાથી સહજ અનુમાન કરી શકાય તેમ છે. સારાંશ કે, કેવળ બંગાળામાં જ નહિ, કિન્તુ સમસ્ત ભારતવર્ષમાં અંગ્રેજી રાજ્યના આરંભકાળથી અત્યાર સુધીના પાશ્ચાત્ય સંસ્કૃતિના નવીન યુગમાં જે નવલકથાકારો ઉત્પન્ન થયેલા છે તે સર્વ નવલકથાકારોમાં જેની સ્વ. બંકિમચન્દ્ર

સાથે યત્કિંચિત્ પણ તુલના કરી શકાય તેવો એક પણ નવલકથા-કાર અદ્યાપિ નિષ્પન્ન થયો નથી અને તેથી ભારતવર્ષનો નવીન યુગમાં અવતરેલો સર્વોત્કૃષ્ટ તથા એકમેવાદ્વિતીય નવલકથાકાર સ્વ. બંકિમચન્દ્ર છે એ સર્વથા નિશ્ચિત, નિઃસંશય તથા નિર્વિવાદ હોવાથી એ વિષયના અન્ય પ્રમાણયુક્ત મંડન કિંવા વિવેચનની આવશ્યકતા છે જ નહિ.

સ્વ. બંકિમચન્દ્ર ભારતવર્ષની ભૂમિમાં વવાયલા અંગ્રેજી શિક્ષણરૂપ વૃક્ષના એક ઉત્કૃષ્ટ તથા મધુરતમ ફળસ્વરૂપ હોવાથી તેમની પદવી સમાન ઉચ્ચતમ પદવીને ભારતવર્ષની સાહિત્યસૃષ્ટિમાં અન્ય કોઇ પણ ગ્રંથકાર અદ્યાપિ પ્રાપ્ત કરી શક્યો નથી અને હવે પછી પણ કરી શકશે કે કેમ, એ સર્વથા શંકાસ્પદ જ છે. પ્રાચીન કાળમાં આપણી જનની જન્મભૂમિ ભારતભૂમિની મહત્તા તથા ગુરુતા ભલે ગમે તેવી તથા ગમે તેટલી હોય, પરંતુ જે વેળાયે બંકિમચન્દ્રે ભારતભૂમિ પ્રતિ દૃષ્ટિપાત કર્યો હતો તે વેળાયે તેમની દૃષ્ટિને ભારતભૂમિનું સ્વરૂપ સર્વથા અન્ય પ્રકારનું કિંવા વિપરીત જ દેખાયું હતું; અર્થાત્ જે સંસ્કૃત ભાષા એક સમયમાં ભારતવર્ષની સંજીવન તથા જીવન-દાયિની ભાષા હતી તે સંસ્કૃત ભાષા પોતાના જીવનનું વિસર્જન કરીને મૃત ભાષા થઇ ચૂકી હતી; ભારતભૂમિ પોતે પણ મૃત અવસ્થામાં આવી પડી હતી અને જનની ભારતભૂમિનાં સંતાનો નિરાધાર તથા મરણોન્મુખ સમાન અસ્તિત્વને ધારણ કરી રહ્યાં હતાં. ભારતવર્ષની સંસ્કૃત ભાષામાંથી ઉદ્ભવેલી સંસ્કૃત ભાષાની પુત્રીઓ સમાન દેશ-ભાષાઓમાંથી દિવ્ય તથા પ્રગલ્ભ કિંવા ઉન્નત તથા વિશુદ્ધ વિચા-રોને વ્યક્ત કરવાની શક્તિનો લોપ થઇ ગયો હતો એટલે કે દેશી ભાષાઓ એટલી સીમા પર્યન્ત દીન, હીન, અશક્ત તથા શબ્દભંડાર-હીન થઇ ગઇ હતી કે તેમનામાં નિત્યના સાધારણ વ્યવહાર વિષયક ભાવોને વ્યક્ત કરવાની મંદ શક્તિ જ અવશિષ્ટ રહી હતી. એવા સમયમાં અંગ્રેજોના આગમનથી ભારતભૂમિમાં પાશ્ચાત્ય ભાવનાઓની

સરિતાનો પ્રવાહ આવી લાગ્યો અને તેણે સમસ્ત દેશને પ્લાવિત કરી દીધો. પાશ્ચાત્ય ભાવનાઓની સરિતાનો એ પ્રવાહ ભારતવર્ષમાટે શાશ્વત કલ્યાણકારક હતો કે કેમ એ જો કે વિવાદગ્રસ્ત વિષય છે, તથાપિ તે સમયમાં બુભુક્ષિત ભારતવર્ષને એ પાશ્ચાત્ય વિચારો તથા ભાવો ઇશ્વરદત્ત સ્વર્ગીય અન્ન સમાન તથા ભારતવર્ષીયોના દગ્ધ ઓષ્ઠોને સુધા સમાન ભાસવા લાગ્યા અને તેથી ભારતવાસિની જનતાએ તેમને તત્કાળ સ્વીકારી લીધા. ભારતવર્ષની પૂર્વથી પશ્ચિમ તથા ઉત્તરથી દક્ષિણ પર્યન્તની ચતુઃસીમામાં એ પાશ્ચાત્યવિચારરૂપિણી વિદ્યુત્નો પ્રવાહ પૂર્ણ વેગથી વહન કરવા લાગ્યો અને તેના સ્પર્શથી અદ્ભુત કથાઓમાં વર્ણવાયલા ફિનિક્સ પક્ષી પ્રમાણે ભારતવાસીઓ પોતાની સુષુપ્તિ તથા મંદતાને ત્યાગીને જે ભસ્મમાં તેઓ દટાયલા હતા તે ભસ્મરાશિમાંથી ઊઠીને ઊભા થઈ ગયા; અર્થાત્ જે ભારતભૂમિ તેના કપોલોમાંની આરોગ્યદર્શિની લાલિમાનો દીર્ઘકાળથી લોપ તથા તેના મુખમંડળમાં મૃત્યુદર્શિકા પાંડુતાનો આવિર્ભાવ થયેલો હોવાથી કષ્ટ પૂર્વક શ્વાસોચ્છ્વાસની ક્રિયાને ચલાવી રહી હતી તે ભારતભૂમિ તેના કપોલોમાં પુનઃ નવીન લાલિમાનો આવિર્ભાવ, તેના શરીરમાં નવીન જીવનનો સંચાર તથા તેના હૃદયમાં નવીન ઉત્સાહનો વિસ્તાર થવાથી એક પછી એક યોગ્યતમ તથા પ્રતિભાશાળી પુત્રોને જન્મ આપવા લાગી અને સ્વ. ઋષિ બંકિમચન્દ્ર ભારતભૂમિના તે યોગ્યતમ પુત્રોમાંના જ એક પુત્ર હતા એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ. સારાંશ કે, જે વેળાયે સ્વ. બંકિમચન્દ્રે માનવજીવનરૂપ રંગભૂમિમાં પોતાની ભૂમિકાને ભજવવામાટે પ્રવેશ કર્યો હતો તે વેળાયે આપણા દેશની પરિસ્થિતિ આવા પ્રકારની હતી.

સ્વ. બંકિમચન્દ્રનો જન્મ ઇ.સ. ૧૮૩૮ માં થયો હતો અને ત્યાર પછી યોગ્ય સમયે તેમણે અંગ્રેજી સ્કૂલમાં પ્રવેશ કર્યો હતો. સ્કૂલના અભ્યાસની સરળતાથી સમાપ્તિ કરીને તેઓ કૉલેજમાં દાખલ થયા હતા અને હુગલી કૉલેજમાં ગ્રેડયુએટ્ની પદવી મેળવ્યા

પછી કલકત્તાની પ્રેસિડન્સી કૉલેજમાં તેમણે લૉ–કાયદા–ની પરીક્ષા આપીને તેમાં વિજય મેળવ્યો હતો. અર્થાત્ સ્વ. બંકિમચન્દ્ર કલકત્તા વિશ્વવિદ્યાલય–યુનિવર્સિટી–ના પ્રથમ ભારતીય ગ્રૅડ્યૂએટોમાંના એક હતા. કાયદાની પરીક્ષામાં વિજય મળ્યા પછી તેમને ડેપ્યુટી મૅજિસ્ટ્રેટ તરીકે નીમવામાં આવ્યા હતા, રાય બહાદુરનો ખિતાબ આપવામાં આવ્યો હતો અને ત્યાર પછી યથાપ્રસંગ તેઓ સી. આઈ. ઈ. (C. I. E. Order of a Companion of the Indian Empire) થવાના ભાગ્યને પણ પ્રાપ્ત કરી શક્યા હતા કે જે તેમની પોતાની અનન્ય યોગ્યતાનું જ મધુર ફળ હતું. પરંતુ એ સર્વ કાંઇ બંકિમચન્દ્રની સમસ્તદેશવ્યાપિની તથા ચિરસ્થાયિની મહત્તાનાં સાધનો નથી; કારણ કે, તેમના ચિરસ્થાયિ ગૌરવનાં ઉત્પાદક કારણો તો એથી સર્વથા ભિન્ન જ છે અને હવે આપણે તે કારણોનો જ વિચાર કરવાનો છે.

જે વેળાયે સ્વ. બંકિમચન્દ્રે પોતાના કૉલેજમાંના અભ્યાસક્રમની સમાપ્તિ કરી હતી તે વેળાયે જ અંગ્રેજી શિક્ષણે તેમનામાં જે પરિણામની આવશ્યક્તા હતી તે પરિણામને નિપજાવી દીધેલું હોવાથી તેમની નાડી તથા તેમના હૃદયમાં બલિષ્ઠ બૌદ્ધિક ઉચ્છલનનો આરંભ થઈ ગયો હતો. પૌરસ્ત્ય ભાવનાઓમાં પાશ્ચાત્ય ભાવનાઓનો પાત થઇ ચૂક્યો હતો અને તેથી તેમના નવીન વિચારો તથા ભાવો હૃદયમાંથી બહિર્ગત થવાના માર્ગને અધીરતાથી શોધી રહ્યા હતા. આવી પરિસ્થિતિમાં સ્વ. બંકિમચન્દ્રે નવલકથાઓ લખવાના અને 'બંગદર્શન' નામક એક માસિક પત્રને પ્રકાશિત કરવાના કાર્યને આરંભી દીધું. બંકિમચન્દ્રની લેખિનીની ઐન્દ્રજાલિક રમણીયતાએ અલ્પ સમયમાં જ બંગાળી ભાષાને પુનર્જીવિતા કરીને તેનામાં એક અદ્વિતીય તથા અનુપમ જીવન અને ઓજસ્વિતાનો સંચાર કરી દીધો. કોઈ પણ પ્રતિભાસંપન્ન તથા સમર્થ લેખક ભાષાદારિદ્ર્યથી કદાપિ હતાશ થાય છે ખરો કે? નહિ. અર્થાત્ તે

સમયની બંગભાષામાં પોતાના વિચારોને યથાર્થ સ્વરૂપમાં દર્શાવવાનું સામર્થ્ય ન જોવાથી સ્વ. બંકિમચન્દ્રે પોતામાટે એક નવીન ભાષાને નિર્માણ કરી લીધી અને પોતાની ઉત્પન્ન કરેલી તે નવીન બંગ ભાષાદ્વારા પોતાની અમર સાહિત્યકૃતિયોના પ્રકાશનકાર્યને બળ પૂર્વક આરંભી દીધું. પોતાના જીવનના પૂર્વાર્દ્ધ ભાગમાં દુર્ગેશનન્દિની, કપાલકુંડલા, વિષવૃક્ષ, સીતારામ, રાજસિંહ, રાધા રાણી, ચન્દ્રશેખર, ઇન્દિરા સીતારામ, કૃષ્ણકાંતેર વિલ્, દેવી ચૌધરાણી, મૃણાલિની તથા આનન્દમઠ આદિ એક એકથી ઉત્તમ અનેક ઐતિહાસિક તથા સામાજિક નવલકથાઓ લખીને અને બંગીય પાઠકવૃન્દની ભૂરિ ભૂરિ શ્રદ્ધા તથા પ્રશંસાને પ્રાપ્ત કરીને સ્વ. બંકિમચન્દ્રે પોતાના જીવનના ઉત્તરાર્દ્ધ ભાગને ધર્મ તથા ધાર્મિક સાહિત્યના નિર્માણમાં વીતાડયો હતો; કારણ કે, ભારતવાસી આર્ય ગૃહસ્થના જીવનનો એ નિયમ જ હોય છે કે તેના જીવનના અંતિમ દિવસો ધર્મવિચાર તથા ધર્મપ્રાપ્તિમાં જ વીતવા જોઇએ અને સ્વ. બંકિમચન્દ્ર એ નિયમના અપવાદરૂપ ન હોતા. અર્થાત્ પોતાના જીવનના ઉત્તરાર્દ્ધ ભાગમાં તેમણે શ્રી કૃષ્ણચરિત્ર, શ્રીમદ્ ભગવદ્‌ગીતા, ધર્મતત્ત્વ તથા વિવિધ પ્રબંધ આદિ ગ્રંથોની રચના કરી હતી અને તેમના એ ધાર્મિક ગ્રંથો પણ તેમની નવલકથાઓ જેટલા જ લોકાદરને પાત્ર થયા હતા; માત્ર એટલું જ નહિ, પણ અદ્યાપિ તેમના એ સર્વ ગ્રંથો પોતાની લોકપ્રિયતાને તેટલા જ પરિમાણમાં જાળવી રહ્યા છે અને ભવિષ્યમાં પણ તેમના ગ્રંથોની લોકપ્રિયતામાં ન્યૂનતા થાય એ સંભવનીય નથી. આવી રીતે મૃત્યુલોકમાં પોતાના માનવજન્મની સંપૂર્ણ સાર્થકતા કરીને બંકિમચન્દ્રનો આત્મા પોતાના શાશ્વત નિવાસસ્થાનમાં પ્રયાણ કરી ગયો અને ઇ. સ. ૧૮૯૪ ના મે માસમાં ભારતભૂમિએ પોતાના યોગ્યતમ પુત્રોમાંના એક પુત્રને સદાને માટે ખોઇ દીધો. આવી રીતે નિસર્ગના નિયમને વશ થઇ બંકિમચન્દ્રનો પંચભૂતાત્મક દેહ તો પંચત્વમાં મળીને અદૃશ્ય થઈ ગયો, પરંતુ તેમના ગ્રંથોમાં તેમના

અમર આત્માની જે ચિરસ્થાયિની પ્રભા વ્યાપેલી છે તે અત્યારે પણ ભારતસંતાનોનાં નિર્જીવ શરીરોમાં નવ જીવન તથા મંદ હૃદયોમાં નવીન ઉત્સાહને પ્રેરી રહી છે અને નિરંતર પ્રેરતી રહેશે એ સર્વથા નિર્વિવાદ હોવાથી બંકિમચન્દ્ર ત્રિકાલમાં વર્તમાન કિંવા અજર અને અમર છે, એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ; કારણ કે, ' कीर्तिर्यस्य स जीवति ' એવો આપણા સનાતન વૈદિક ધર્મનો પરમ સિદ્ધાન્ત છે.

આવા એક અલૌકિક પ્રતિભાસંપન્ન તથા વિશ્વવિખ્યાત ગ્રંથકારની ' આનન્દમઠ ' નામક ઐતિહાસિક નવલકથાના ' આનન્દાશ્રમ' નામક ગુર્જર અનુવાદથી એક લેખક કિંવા ગ્રંથકાર તરીકેની મારી કાર્યકીર્તિનો આજથી ત્રેવીસ વર્ષ પૂર્વે એટલે કે ઇ. સ. ૧૯૦૦–૧૯૦૧ માં આરંભ થયો હતો અને ત્યાર પછી ઈ. સ. ૧૯૦૨ માં મેં પ્રસ્તુત ' ચન્દ્રશેખર ' નો પણ ગુર્જર અનુવાદ કર્યો હતો અને તેની પ્રથમ આવૃત્તિ મુંબઇમાં ' ભારતજીવન ' મુદ્રાલય દ્વારા ઇ. સ. ૧૯૦૫ માં પ્રકટ થઇ હતી કે જે ઘટનાને આજે ઓગણીસ વર્ષ જેટલો દીર્ઘ કાલાવધિ થઇ ગયો છે. જે વેળાયે મેં સ્વ. બંકિમચન્દ્રકૃત ' આનન્દમઠ તથા ' ચન્દ્રશેખર ' અને સ્વ. રમેશચન્દ્ર દત્ત કૃત ' માધવી કંકણ ' એ ત્રણ નવલકથાઓના મારા વિદ્યાર્થિજીવનમાં ગુર્જર અનુવાદો કર્યા હતા તે વેળાયે બંગભાષાનું મને હોવું જોઇએ તેવું અને તેટલું જ્ઞાન ન હોવાથી એ અનુવાદો તે ગ્રંથોના મહારાષ્ટ્રીય–મરાઠી–ભાષામાં થયેલા અનુવાદોના આધારેજ કરવામાં આવ્યા હતા અને હું પોતે પણ એક નવીન લેખક હતો એટલે એ અનુવાદોમાં સ્વાભાવિક જ અનેક પ્રકારની ત્રુટિયો તથા ન્યૂનતાઓ રહી ગઇ હતી. અર્થાત્ મારા એ અનુવાદો ત્રુટિપૂર્ણ તથા ન્યૂનતાપૂર્ણ હોવા છતાં પણ પરમાત્માની કૃપા તથા ગુર્જર પાઠકવર્ગની ગુણગ્રાહકતાના યોગે ' ચન્દ્રશેખર ' તથા માધવી કંકણ ' ની પ્રથમ આવૃત્તિની સર્વ પ્રતો તેમના પ્રકાશન પછી ત્રણ કે ચાર વર્ષના કાલા-

વધિમાં જ વેચાઈ ગઈ હતી; આનન્દાશ્રમ ' નામક ' આનન્દમઠ 'નો અનુવાદ આજથી બે વર્ષ પૂર્વે મુંબઈની રાષ્ટ્રીય પાઠશાળામાં પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારાયો હતો અને ' માધવી કંકણ ' ની શોધિત વર્ધિત દ્વિતીય આવૃત્તિ ' શાહજહાનના છેલ્લા દિવસો અથવા માધવી કંકણ ' નામથી ઇ. સ. ૧૯૧૧ માં પ્રકટ કરવામાં આવી હતી. સારાંશ કે, આજે તેર કિંવા ચૌદ વર્ષથી ' ચન્દ્રશેખર ' નો મારો ગુજરાતી અનુવાદ મળતો બંધ થઇ ગયો હતો અને બજારમાં તેની માગણી ચાલૂ હોવાથી આજે છ કે સાત વર્ષથી એની દ્વિતીય આવૃત્તિને પ્રકાશિત કરવાની જો કે મારા હૃદયમાં પ્રબળ ઇચ્છા રહ્યા કરતી હતી; તથાપિ ' ચન્દ્રશેખર ' નો પુનઃ નવીન અનુવાદ કરવાનો મારો મનોભાવ હોવાથી અને અન્ય કાર્યોનો મારા શિખરપર નિરંતર બાધક ભાર રહ્યા કરતો હોવાથી મારા તે મનોભાવને વ્યવહારમાં યોજવાનો અવસર અત્યાર સૂધી મને મળી શક્યો નહિ અને તેથી આટલો કાળ વીતી ગયો. અંતે પરમાત્માની પ્રેરણાથી આજથી ચાર માસ પૂર્વે એ ઇચ્છા દૃઢ થતાં અન્ય કાર્યોની સાથે જ ' ચન્દ્રશેખર 'ના અથથી ઇતિ પર્યન્ત શબ્દશઃ નવીન અનુવાદના કાર્યને મેં આરંભી દીધું કે જે નવીન અનુવાદ આજે પ્રભુકૃપાથી પ્રકાશિત થઈને ગુર્જર પાઠકો તથા પાઠિકાઓના કરકમળમાં વિરાજવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો છે.

આ અનુવાદ સ્વ. બંકિમચન્દ્રના શોધિત વર્ધિત મૂળ બંગાળી પુસ્તકમાંથી જ કરવામાં આવ્યો છે; કારણ કે, આ ' ચન્દ્રશેખર ' નામક નવલકથા પ્રથમ સ્વ. બંકિમચન્દ્રના ઉપર એક સ્થળે જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ' બંગદર્શન ' નામક માસિક પત્રમાં ક્રમશઃ પ્રકાશિત થઇ હતી અને ત્યાર પછી તેના કેટલાક અંશનું પરિવર્તન કરીને, કેટલાક અંશનો પરિત્યાગ કરીને અને કેટલોક ભાગ પુનર્વાર લખીને આ નવલકથાને પુસ્તકના રૂપમાં પ્રકટ કરવામાં આવી હતી એમ મૂળ પુસ્તકના વિજ્ઞાપનમાં જ દર્શાવેલું છે. હવે અહીં આ નવીન ગુર્જર અનુવાદસંબંધિની જે એક વિશિષ્ટ

વાર્તાનો ઉલ્લેખ આવશ્યકીય છે તે એ કે ઉપર દર્શાવ્યા પ્રમાણે જેવી રીતે આ અનુવાદ અથથી ઇતિ પર્યન્ત નવીન કરવામાં આવ્યો છે તેવી જ રીતે આ અનુવાદ મૂળ કરતાં વિસ્તૃત પણ કરાયલો છે; કારણ કે, મૂળ બંગાળી ગ્રંથમાંનાં અનેક વાક્યો અત્યંત સંક્ષિપ્ત તથા સૂત્રરૂપ હોવાથી જો તે વાક્યોનો ભાષ્યરૂપ અનુવાદ ન કરવામાં આવે, તો ગુર્જર પાઠકો તથા પાઠિકાઓ તે સૂત્રરૂપ વાક્યોના સૂત્ર-રૂપ અનુવાદથી ગ્રંથકારના આશયને સમજી શકે એ સર્વથા અસંભવનીય છે એટલે સંક્ષિપ્ત વાક્યોના વિસ્તૃત અનુવાદની આવશ્યકતા અનિવાર્ય હોવાથી; કેટલાંક સ્થાનોમાં અમુક સંદિગ્ધ વિષયોના સ્પષ્ટીકરણમાટે કેટલાંક પાદટિપ્પણો ઉમેરાયલાં હોવાથી તેમ જ પ્રત્યેક પરિચ્છેદના શિરોભાગમાં પરિચ્છેદના આશયને દર્શાવનારાં અંગ્રેજી કાવ્યોનાં અવતરણો કે જે મૂળમાં નથી તે નવીન અપાયલાં હોવાથી અને મુદ્રણકલાની સુંદરતાને રક્ષવામાટે પ્રત્યેક ખંડના આરંભમાં એક એક અંતર્મુખપૃષ્ઠ રખાયલું હોવાથી મૂળ ગ્રંથથી આ અનુવાદગ્રંથનો આકાર દ્વિગુણ થઈ ગયો છે અને તે થવો જ જોઈએ; અર્થાત્ મૂળ ગ્રંથની જ્યાં ૧૮૮ પૃષ્ઠમાં પરિસમાપ્તિ થયેલી છે ત્યાં આ અનુવાદ ૩૨૭ પૃષ્ઠવ્યાપી થઇ ગયો છે. એ ઉપરાંત ગુજરાતના સુપ્રસિદ્ધ કલાભિજ્ઞ ચિત્રકાર અને મારા મિત્ર રા. રવિશંકર એમ. રાવળના હસ્તથી આલેખાયલાં કથાપ્રસંગનાં ચાર સુન્દર બ્લૉક્ ઍન્ડ્ વ્હાઇટ્ ચિત્રો તથા મૂળ ગ્રંથકાર ઋષિ બંકિમચન્દ્રનું ત્રિરંગી ચિત્ર આપીને આ ગુર્જર અનુવાદને બાહ્યાભ્યંતર સુંદર સ્વરૂપમાં પ્રકાશિત કરવાનો યથાશક્ય તથા યથાસાધ્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે અને તેથી, આશા છે કે, પ્રસ્તુત ગ્રંથ સર્વ પ્રકારે ગુર્જર પાઠકવૃન્દના આદરને પાત્ર થવો જ જોઇએ.

અસ્તુ: હવે આ 'ચન્દ્રશેખર' નામક નવલકથા તે એક ઐતિહાસિક નવલકથા હોવાથી એની ઐતિહાસિકતાનો આપણે કાંઇક વિચાર કરીશું. મૂળ ગ્રંથના સંક્ષિપ્ત વિજ્ઞાપનમાં એની ઐતિ-

હાસિકતાના સંબંધમાં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે: " આ નવલકથામાં જે સર્વ ઐતિહાસિક ઘટનાઓનો ઉલ્લેખ કરાયલો છે તેમાંની કેટલીક ઘટનાઓ સર્વત્ર પ્રચલિત ભારતવર્ષ કિંવા બંગાળાના ઇતિહાસમાં વર્ણવાયલી જોવામાં આવતી નથી અને તેથી 'સયર મુતાખરીન્' નામક ફારસી ભાષામાં રચાયલા એક ઇતિહાસગ્રંથનો જે એક અંગ્રેજી અનુવાદ છે તેના આધારે જ એ ઐતિહાસિક ઘટનાઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. 'સયર મુતાખરીન્' નો એ અંગ્રેજી અનુવાદ અત્યારે અપ્રાપ્ય હોવાથી તેની નવીન આવૃત્તિના પ્રકાશનની આવશ્યકતા છે." અર્થાત્ આ ઐતિહાસિક નવલકથામાં ઇ.સ. ૧૭૫૭ ના મે મહિનાની ૨૪ મી તારીખે લૉર્ડ કલાઇવના હસ્તથી બંગાળાના નવ્વાબ સિરાજુદ્દૌલાના થયેલા પરાજય તથા ત્યાર પછી મીર જાફરના પુત્ર મીરન દ્વારા થયેલા તેના મૃત્યુની ઘટના પછી 'ઇસ્ટ ઇન્ડિયા કંપની' ના બંગાળામાંના અંગ્રેજ અધિકારીઓએ પોતાની અગાધ ધનતૃષ્ણા તથા રાજ્યતૃષ્ણાની તૃપ્તિમાટે અનેકવિધ ષડ્યંત્રો તથા છળપ્રપંચો દ્વારા બંગાળાની નવ્વાબીને ડગમગતી કરી નાખી હતી, બંગાળાના લોકોપર અનેક પ્રકારના અત્યાચારો કરવા માંડયા હતા અને તેમના તે અત્યાચારો અસહ્ય થઇ પડવાથી અંતે 'ઇસ્ટ્ ઇન્ડિયા કંપની' ના તે અંગ્રેજ અધિકારીઓની સહાયતાથી જ પોતાને બંગાળાની મસ્નદ તથા નિજામત મળેલી હોવા છતાં બંગાળાના અદ્વિતીય પ્રજાહિતવાદી, દેશભક્ત, ન્યાયપરાયણ તથા ધર્મપ્રાણ છેલ્લા નવ્વાબ આલીજાહ મીર કાસિમ અલી ખાનના શિરપર નિરુપાયવશાત્ અંગ્રેજો સાથે વિગ્રહને આરંભવાનો પ્રસંગ આવી પડયો હતો અને તે વિગ્રહમાં કેટલાક દેશદ્રોહી હિન્દુ તથા મુસલ્માન બંગવાસીઓની સહાયતાથી અંગ્રેજોનો વિજય થતાં પ્રાણરક્ષા તથા પુનઃ વિજયપ્રાપ્તિમાટે નવ્વાબ મીર કાસિમને બંગાળામાંથી પલાયન કરવું પડયું હતું* એ બંગા-

* ઇ. સ. ૧૭૬૩ ના ઑક્ટોબર કિંવા નવેમ્બર માસમાં બંગાળામાંથી પલાયન કરી ગયા પછી નવ્વાબ મીર કાસિમે પોતાની ગયેલી

બાના ઇતિહાસની ઘટના પ્રસ્તુત નવલકથામાં લેવાયલી છે અને બાબુ બંકિમચન્દ્રના હસ્તથી નવ્વાબ મીર કાસિમના તે સમયના એક અનન્ય વીર પુરુષ તથા અપૂર્વ સ્વામિનિષ્ઠ સેનાપતિ મહમ્મદ તકીને પ્રમાદવશતાથી જે અક્ષમ્ય અન્યાય અપાયો છે તે પ્રમાદને અપવાદ તરીકે વર્જ્ય કરવામાં આવે તો અન્ય ઐતિહાસિક તેમ જ કાલ્પનિક પાત્રોના સ્વભાવનિરૂપણમાં બાબૂ બંકિમચન્દ્રે જે કૌશલ્ય દર્શાવ્યું છે તે સર્વથા અવર્ણનીય છે અને તેમાં પણ પ્રતાપ તો જિતેન્દ્રિયતા, સંયમશીલતા, પરાર્થપરતા તથા વીરતાની સજીવન પ્રતિમા જ છે અને એવા સર્વાંગપૂર્ણ આદર્શ પુરુષચરિત્રના શાબ્દિક ચિત્રને આવા કૌશલ્યથી બંકિમ વિના અન્ય કોઈ નવલકથાકાર ભાગ્યે જ આલેખી શકે તેમ છે. નવલકથાના વાંચનથી પાઠકો તથા પાઠિકાઓને મારા એ કથનનો સાક્ષાત્કાર થાય તેમ

---

નવ્વાબીને પાછી મેળવવાના જે પ્રચંડ પ્રયત્નો કર્યા હતા તે વીરતાયુક્ત પ્રયત્નોનો તેમ જ અંતે દિલ્હીમાં થયેલા તેના એક નિરાધાર તથા અનાથ મનુષ્ય સમાન મૃત્યુનો અત્યંત હૃદયભેદક ઇતિહાસ બાબૂ બંકિમચન્દ્રની લેખિની દ્વારા વર્ણવાયલો ન હોવાથી અને ઐતિહાસિક નવલકથાના વસ્તુ તરીકે તે ઇતિહાસ અતિશય મનોવેધક તથા કાળચક્રના ભયાનક ભ્રમણનો સંપૂર્ણ નિદર્શક હોવાથી જેવી રીતે સ્વ. બાબૂ દામોદર મુખોપાધ્યાયે સ્વ. બાબૂ બંકિમચન્દ્ર કૃત ‘ દુર્ગેશનન્દિની ’ તથા ‘ કપાલકુંડલા ’ નામક ઐતિહાસિક નવલકથાઓના, તે નવલકથાઓમાંનાં કેટલાંક જીવિત પાત્રોને આગળ લંબાવીને તથા યથાપ્રસંગ નવીન પાત્રોને ઉમેરીને, ઉત્કૃષ્ટ ઉપસંહારો લખ્યા છે તેવી જ રીતે પ્રસ્તુત ‘ચન્દ્રશેખર’ નામક નવલકથામાંનાં જે જીવિત પાત્રો છે તેમને આગળ લંબાવીને તથા યથાપ્રસંગ અન્ય ઐતિહાસિક તથા આવશ્યકતા અનુસાર બે ત્રણ કાલ્પનિક પાત્રોની નવીન સૃષ્ટિ નિર્માણ કરીને ‘ ચન્દ્રશેખર ’ નો યથાશક્ય ઉત્કૃષ્ટ ઉપસંહાર લખવાનો મારો મનોભાવ છે અને એમાટેનાં ઐતિહાસિક સાધનો પણ મેં એકત્ર કરી રાખ્યાં છે.

ઠક્કુર નારાયણ

હોવાથી અહીં એ વિષયનું વિશેષ વિવેચન નિરર્થક છે.

સેનાપતિ મહમ્મદ તકીને બંકિમચન્દ્રના હસ્તથી જે અક્ષમ્ય અન્યાય મળ્યો છે તેના સંબંધમાં બંગ ભાષામાં પ્રકટ થયેલા તાત્કાલિક ઇતિહાસના 'મીર કાસિમ' નામક પ્રમાણભૂત ગ્રંથના કર્તા બાબૂ શ્રી અક્ષયકુમાર મૈત્રેયે પોતાના ગ્રંથના અષ્ટાદશ પરિચ્છેદમાં આ પ્રમાણે ઉલ્લેખ કરેલો છેઃ—

" અંગ્રેજ સેના સર્વથા પરાજિત થવાની અણીપર આવી લાગી હતી, પરંતુ એટલામાં અચાનક મસ્તિષ્કમાં બંદૂકની ગોળીનો પ્રવેશ થવાથી મહમ્મદ તકી ખાન બહાદુરનો સ્વર્ગવાસ થઇ ગયો. આ નવલકથા નથી, કિન્તુ સત્ય ઇતિહાસ છે; કારણ કે, 'મુતાખરીન' નામક ફારસી ભાષામાં રચાયલા ઇતિહાસગ્રંથ તથા તેના અંગ્રેજી અનુવાદમાં એ ઘટનાનો વિસ્તૃત ઉલ્લેખ કરાયલો છે. ઉક્ત ફારસી ગ્રંથના ઉર્દૂ તથા અંગ્રેજી અનુવાદમાં કાટવાના યુદ્ધની ઘટના આવી રીતે વર્ણવાયલી છેઃ—

' મહમ્મદ તકી ખાન બહાદુર બીજે અથવા ત્રીજે દિવસે એટલે કે હિજરી સન્ ૧૧૭૭ ના મોહરમ મહિનાની ૫ મી તારીખે દુશ્મનોની કૂચને અટકાવવાના અને દુશ્મનો સાથે લડવાના પાકા ઇરાદાથી બહાર નીકળી આવ્યો અને દઢતાના પાગડામાં હિમ્મતનો પગ રાખીને તે પોતાના ઘોડાપર સવાર થઇ ગયો કે જે ઘોડાની ગતિ પણ તેના દુર્ભાગી આરોહીના અસ્તિત્વ જેવી જ અત્યંત વેગવતી હતી. * * ક્ષણે ક્ષણે પ્રસંગ વધારે અને વધારે કટાકટી ભરેલો થતો જતો હતો એટલામાં મહમ્મદ તકી ખાનનો પગ ઘવાયો અને તેનો ઘોડો પ્રાણને ત્યાગી પૃથ્વીપર લેટી ગયો. પરંતુ એ ઘટનાથી લેશમાત્ર પણ ભયભીત કિંવા હતાશ ન થતાં જવાંમર્દ મહમ્મદ તકી ખાન તત્કાળ બીજા ઘોડાપર સવાર થઇ ગયો અને પોતે આગળ વધીને પોતાના સૈનિકોને પણ બળ પૂર્વક આગળ વધારવા લાગ્યો. તે જે વેળાયે અંગ્રેજોની ફૌજ સમક્ષ આવી લાગ્યો તે

વેળાયે અંગ્રેજોની ફૌજ ધીરે ધીરે પાછળ હટી રહી હતી. એ વેળાયે એક બીજી ગોળી આવીને તેના ઘોડાને લાગી એને તેથી તે બીજો ઘોડો પણ મરી જવાથી મહમ્મદ તકીને ત્રીજા ઘોડાપર સવાર થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો; પરંતુ એટલામાં અચાનક બંદૂકની એક ગોળી આવીને મહમ્મદ તકી ખાનના ખભાને વીંધીને પાર થઇ ગઈ, છતાં એથી પણ તે દિલાવર મર્દ હચમચ્યો નહિ અને પોતાને થયેલો એ જખ્મ પોતાના સૈનિકોના જોવામાં ન આવે તેટલામાટે પોતાના અંગરખાના અંચલને ખભાપર નાખી જખ્મને છુપાવીને દુશ્મનો તરફ આગળ વધતો જ રહ્યો. અંગ્રેજોની ફૌજ એ વેળાયે જો કે પાછળ હટી રહી હતી તથાપિ અંગ્રેજોએ મહમ્મદ તકીના માર્ગમાં આવતી એક ક્ષુદ્ર નદી અથવા નાળાના તલભાગમાં તેના પર આક્રમણ કરવામાટે સૈન્યના એક વિભાગને છુપાવીને બેસાડી રાખ્યો હતો એ વાર્તા તેના જાણવામાં આવેલી ન હોવાથી તે એ સ્થાનમા આવીને અંગ્રેજો સાથે હાથોહાથ લડવામાટે જળપૂર્ણ નાળાને ઓળંગી જવાના માર્ગને શોધવા લાગ્યો. એ ક્ષણે જ નાળામાં છુપાઇ બેઠેલા અંગ્રેજોના સૈનિકોએ અચાનક બહાર નીકળી આવીને તેના પર અને તેના સૈનિકોપર ગોળીઓ છોડવાનો આરંભ કરી દીધો અને તે વેળાયે દુશ્મનોમાંના એક દુશ્મન ફૌજીની ગોળી મહમ્મદ તકીના કપાળમાં લાગવાથી તે અદ્વિતીય વીર પુરુષ અને નવ્વાબ મીર કાસિમ અલી ખાનના ભાગ્યનો મુખ્ય તથા એકમાત્ર અવલંબ કિંવા આધાર પોતાના મૃત તથા આહત સૈનિકોના મધ્યમાં પડીને વીરગતિને પ્રાપ્ત કરી સ્વર્ગમાં પ્રયાણ કરી ગયો.'*

"મહમ્મદ તકી ખાનનો સંક્ષિપ્ત ઇતિહાસ આ છે અને એ જ મીર કાસિમના સર્વનાશનું સોપાન છે. અર્થાત્ 'મુતાખ-

---

* 'મુતાખરીન્' નો ઉર્દૂ અનુવાદ લખનૌનિવાસી મુન્શી નવલકિશોર દ્વારા મુદ્રિત તથા પ્રકાશિત થયેલો છે.

રીન્' માં કિંવા ભારતવર્ષ તથા બંગાળાના સર્વત્ર પ્રચલિત અન્યાન્ય ઇતિહાસગ્રંથોમાં મહમ્મદ તકી ખાનની એ જ જીવનકથા દૃષ્ટિગોચર થાય છે•; પરંતુ કેવળ ઉપન્યાસ–નવલકથા–માં તેના જીવનની એ કથા આદિથી અંત પર્યન્ત પરિવર્તિત થઇ ગઇ છે." એટલે કે, 'ચન્દ્રશેખર' નામક નવલકથામાં અનન્ય સ્વામિનિષ્ઠ, ધર્મપ્રાણ તથા અદ્વિતીય વીરપુરુષ મહમ્મદ તકી ખાનને સ્વામિદ્રોહી, દેશદ્રોહી, અસત્યવાદી, રણભીરુ, કાપુરુષ તથા વ્યભિચારી અને પાપાત્માના સ્વરૂપમાં જ પાઠકો તથા પાઠિકાઓ સમક્ષ રજૂ કરવામાં આવ્યો છે અને તે સાથે કેટલીક અન્ય ઐતિહાસિક ઘટનાઓને પણ અન્યથા કરી નાખવામાં આવી છે; અર્થાત્ તે સમયમાં મહમ્મદ તકી ખાન મુર્શિદાબાદનો રાજકર્મચારી હતો જ નહિ, છતાં તેને મુર્શિદાબાદનો રાજકર્મચારી દર્શાવવામાં આવ્યો છે અને ઇતિહાસનો મીર કાસિમ યુદ્ધક્ષેત્રમાં ગયેલો ન હોવા છતાં અને તેના અનન્ય સ્વામિનિષ્ઠ પ્રધાન સેનાનાયક મહમ્મદ તકી ખાનનો પ્રથમ યુદ્ધમાં જ સ્વર્ગવાસ થઇ ગયો એ અંગ્રેજોના હસ્તથી મીર કાસિમના થયેલા પરાજયનું પ્રધાન કારણ હોવા છતાં નવલકથામાં મીર કાસિમને સૈન્યશિબિરમાં વર્તમાન દર્શાવવામાં આવ્યો છે અને તેના હસ્તથી મહમ્મદ તકી ખાનનું મૃત્યુ નિપજાવવામાં આવ્યું છે. ઇતિહાસ તથા નવલકથાના આ સર્વ

• ગિરિયાના યુદ્ધમાં મીર કાસિમનો જે પરાજય થયો હતો તે પરાજયના કારણને દર્શાવતાં કર્નલ્ મૅલેસન્ એક સ્થળે લખે છે કેઃ—

"It wanted but one man, a skilful leader, such a man as the Mahammed Taki Khan, whom they had lost at Katwa, to make success, humanly speaking, absolutely certain. It had not that man, it was not even inspired by the presence of the Prince for whom it was fighting."

Col. Malleson's *Dicisive Battles of India,* P. 160.

પરસ્પર વિરોધોનો વિસ્તૃત ઉલ્લેખ કરીને 'મીર કાસિમ' ગ્રંથના રચયિતા માન્યવર શ્રી અક્ષયકુમાર મૈત્રેયે પોતાનો જે અભિપ્રાય દર્શાવ્યો છે તે આ છેઃ—

"હવે એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ કે આમાંનો (નવલકથામાં વર્ણવાયલી આ ઘટનાઓનો) એક અક્ષર પણ સત્ય નથી; અર્થાત્ (મહમ્મદ તકી ખાન સંબંધિની) સર્વ કથા સર્વથા કપોલકલ્પિતા જ છે અને તેથી સ્વાભાવિક જ એ પ્રશ્ન ઉદ્ભવે છે કે મહમ્મદ તકી જેવા એક સ્વામિભક્ત તથા વીર પુરુષના નામથી આવી અપકીર્તિકારિણી અલીક કલ્પનાની અવતારણા શામાટે કરવામાં આવી હતી અને મીર કાસિમ અલી ખાન જેવા એક સ્વદેશવત્સલ નરપતિ–મુસલ્માન નવ્વાબ–ના નામને આવા અપરિમાર્જનીય કલંકવડે લિપ્ત કરવાનું પ્રયોજન શું હતું? ઉપન્યાસ–નવલકથા–ના વાંચનથી એનું એ જ ઉત્તર આપી શકાય તેમ છે કે જો ઐતિહાસિક ભ્રષ્ટતાના આ માર્ગને સ્વીકારવામાં આવ્યો ન હોત, તો ઉપન્યાસમાં વર્ણવાયલી અનેક સરસ કલ્પનાઓ કદાચિત્ સર્વથા અવસન્ન થઇ જાત! એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે કેવળ ઉપન્યાસની રચનામાટે અને સૌન્દર્યસૃષ્ટિના અનુરોધથી જ ઉપન્યાસમાં ઐતિહાસિક સત્ય માર્ગનો સર્વથા પરિત્યાગ કરી દેવાયો છે. નવલકથામાં ભલે ઇતિહાસનો ત્યાગ કરી દેવાયો હોય, પણ નવલકથા તો ચમકી ઊઠી છે! કારણ કે, નવલકથામાં મહમ્મદ તકીનું જેવું ચારિત્ર્ય આલેખાયલું છે, તદનુસાર નવ્વાબ મીર કાસિમના હસ્તથી તેના મૃત્યુની ઘટના લેશમાત્ર પણ અસ્વાભાવિકતાને દર્શાવતી નથી, કિન્તુ મુખરોચકતાને જ વ્યક્ત કરી બતાવે છે અને તેથી જ બંગાળાની રંગભૂમિપર અભિનીત થતાં એ દશ્ય સહસ્રાવધિ કરતલના ભીષણ ધ્વનિને પ્રાપ્ત કરી લે છે. આ સર્વ સત્ય હોવા છતાં ખેદનો વિષય માત્ર એટલો જ છે કે નવલકથા અને નવલકથાના આધારે રચાયલા 'ચન્દ્રશેખર' નાટકમાંના

એ મહમ્મદ તકી ખાન તથા નવ્વાબ મીર કાસિમને આપણે ઇતિહાસમાંના મહમ્મદ તકી ખાન તથા નવ્વાબ મીર કાસિમ તરીકે લેશમાત્ર પણ ઓળખી શકતા નથી.

" બ્રિટિશ વીરકેસરીઓની કર્તવ્યનિષ્ઠાની જયઘોષણા કરવા-માટે અંગ્રેજ સાહિત્યસેવકો કાવ્ય, ઇતિહાસ, સાહિત્ય તથા ઉપ-ન્યાસ-નવલકથા-આદિમાં સર્વત્ર તેમના ઐતિહાસિક ચારિત્રને અક્ષુણ્ણ કિંવા અવિકૃત રાખીને નિરંતર તેમના આદર્શ જાતીય જીવનને સમુન્નત સ્વરૂપમાં જ પાઠકવૃન્દ સમક્ષ ઉપસ્થિત કરતા રહે છે; પરંતુ નવ્ય બંગાળાના સાહિત્યગુરુ બંકિમચન્દ્રે બંગવાસી મુસલ્માન વીર મહમ્મદ તકી ખાનનાં કર્તવ્યનિષ્ઠા તથા આત્મવિસર્જનના આનુપૂર્વિક ઇતિહાસનો અભ્યાસ કરેલો હોવા છતાં પણ નવલકથાની રચનાના સમયમાં તે ઐતિહાસિક ચરિત્રના સ્વાભાવિક સૌન્દર્યને સર્વથા ત્યાગી દઇને તેમાં પ્રતારણા, વિશ્વાસઘાતકતા તથા કાપુરુષતાની કલંક-કાલિમાનો સમાવેશ કરી દીધો છે. ફ્રાન્સનો મહાવીર સમ્રાટ્ નેપોલિયન્ બોનાપાર્ટ દેશમાંથી બહિષ્કૃત તથા ચિરનિર્વાસિત થયેલો હોવા છતાં પણ તેના દેશના સાહિત્યસેવકોએ તેના ઐતિહાસિક ચરિત્રને અદ્યાપિ સર્વથા શુદ્ધ તથા અવિકૃત સ્વરૂપમાં જ જાળવી રાખ્યું છે અને બંગાળાનો અંતિમ સ્વતંત્ર મુસલ્માન નરપતિ દશા-ચક્રના પરિણામે ચિરનિર્વાસિત થતાં નવ્ય બંગાલના સાહિત્યગુરુએ તેને ભીરુ તથા કાપુરુષના સ્વરૂપમાં સજાવીને વિદાય કરી દીધો છે!"

અત્યારે આપણા ગુર્જર સાહિત્ય સેવકોમાંના જે કેટલાક ઐતિહાસિક નવલકથાકારોએ પોતાની ઐતિહાસિક નવલકથાઓમાં ઇતિહાસને સર્વથા તિલાંજલિ સમર્પીને ગુજરાતની શોભા તથા પ્રતિષ્ઠાસ્વરૂપિણી ક્ષત્રિય રાજમહિલા તથા રાજમાતાને કોઇ એક સાધારણ ચંચલહૃદયા તથા વ્યભિચારલોલુપા લલનાના સ્વરૂપમાં, પ્રાતઃસ્મરણીયા સતી સાધ્વીઓને વિકૃતહૃદયા અસાધ્વીના સ્વરૂપમાં તથા અનન્ય વીર પુરુષોને ભીરુ તથા કાપુરુષોના સ્વરૂપમાં

પાઠકવૃન્દ સમક્ષ ઉપસ્થિત કરવાના વ્યવસાયને ધૂમ ધડાકાથી આરંભી દીધો છે અને તેમની એ ઐતિહાસિક નવલકથાઓને તેમના જે મિત્રો, પૃષ્ઠપોષકો, પ્રશંસકો તથા સ્તુતિપાઠકો કલાના અનન્ય અવતાર તરીકે ઓળખાવવાનો અકાંડ તાંડવ કરી રહ્યા છે તેઓ જો સ્વ. બાબુ બંકિમચન્દ્ર જેવા એક મહાસમર્થ નવલકથાકારની ઇતિહાસમાં વિકૃતિ કરવાના અપરાધમાટે શ્રીયુત બાબુ અક્ષયકુમાર મૈત્રેયદ્વારા થએલી આ તીવ્ર સમાલોચના પ્રતિ લક્ષ આપશે, તો કલા તથા સૌન્દર્યમાટે ઐતિહાસિક સ્ત્રી પુરુષોનાં ચરિત્રોને અન્યથા કરી નાખવાં એ કેવું અને કેટલું ભીષણ પાપ છે એ સત્ય અવશ્ય તેમના જાણવામાં આવી શકશે અને તેમને પોતાનો પ્રમાદ દેખાઇ આવતાં તે પ્રમાદને ત્યાગી દેવાનો, જો તેઓ સત્યપ્રિય હશે, તો તેમને અવસર પણ મળી શકશે.

અસ્તુ. બાબુ બંકિમચન્દ્રની કૃતિમાં પરિવર્તન કરવાનો મને અધિકાર ન હોવાથી અને પરિવર્તન વિના તેમના એ દોષનું સંપૂર્ણ પરિમાર્જન અશક્ય હોવાથી તેમના એ દોષનું અંશતઃ પરિમાર્જન કરવામાટે 'ચન્દ્રશેખર' ના આ અનુવાદમાં મહમ્મદ તકીના સ્થાને મેં મહમ્મદ શફી નામ આપીને પાત્રનું પરિવર્તન કરી નાખ્યું છે; કારણ કે, નવ્વાબ મીર કાસિમના દરબારમાં તે સમયમાં દેશદ્રોહી તથા સ્વામિદ્રોહી રાજકર્મચારીઓની હોવી જોઇએ તેથી પણ અધિક વિપુલતા હતી એટલે જો મહમ્મદ શફીને પણ આપણે તેમનામાંનો જ એક વિશ્વાસઘાતક રાજકર્મચારી માની લઇએ, તો તેથી મહમ્મદ તકીનું શુદ્ધ ચરિત્ર અકારણ કલંકિત થતું અટકી જાય છે અને બંકિમચન્દ્રની વસ્તુસંકલના તથા કલ્પનાસૃષ્ટિ અવિચલ રહેતાં નવલકથાની કલા તથા સુંદરતાની ક્ષતિ પણ નથી થતી.

હવે આપણે 'ચન્દ્રશેખર' નામક પ્રસ્તુત નવલકથાનાં ઐતિહાસિક પાત્રોથી ભિન્ન કેટલાંક કાલ્પનિક પરંતુ નવલકથાની રંગભૂમિં પર પ્રધાન ભૂમિકાને ભજવનારાં બે ત્રણ મુખ્ય પાત્રોની આલોચના

કરીશું. પ્રસ્તુત નવલકથાનો નાયક ચન્દ્રશેખર છે અને નવલકથાની નાયિકા શૈવલિની છે. પાપિષ્ઠા શૈવલિનીના ચરિત્ર સાથે ટેનિસનની ગુઇનિવરના ચરિત્રનું કાંઇક સાદૃશ્ય દેખાઇ આવે છે; પરંતુ દરિદ્ર બ્રાહ્મણ ચન્દ્રશેખરની અસીમ સહિષ્ણુતા તથા પરાર્થપરતા કિંવા પરોપકારિતા અને શૈવલિની પ્રતિ તેનો ગંભીર તથા પ્રચ્છન્ન પ્રેમ તે કાવ્યસાહિત્યમાંની એક અત્યંત વિરલ વસ્તુ છે અને તેથી 'ચન્દ્રશેખર'નો કેટલોક અંશ બંકિમના સુવર્ણવૃક્ષમાં મુક્તાફળ સમાન છે એમ જો કહેવામાં આવે તો તે સર્વથા યથાર્થ જ છે અને કાવ્યાદર્શની દૃષ્ટિથી 'કપાલકુંડલા' પછી દ્વિતીય યોગ્યતા 'ચન્દ્રશેખર'ની છે એ સર્વથા નિર્વિવાદ છે. તૃતીય પુરુષ પાત્ર પ્રતાપ પુરુષજાતિનો એક અદ્વિતીય આદર્શ તથા પુરુષસિંહ છે કે જેના સદ્‌ગુણોની કોઇથી પણ યથાર્થ પ્રશંસા કરી શકાય તેમ છે જ નહિ અને સ્વામી રમાનન્દ ત્યાગની એક સજીવન પ્રતિમા છે. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે પ્રસ્તુત નવલકથામાં બંકિમચન્દ્રનો ભાવ (Idea) મહાન્ તથા ગંભીર, આશય (Aim) ઉચ્ચ તથા શ્રેષ્ઠ અને વિષય (Subject) વિસ્તીર્ણ તથા ચિરસ્થાયી હોવાથી, તેમ જ બંકિમચન્દ્રની વસ્તુસંકલના કૌતૂહલવર્ધિની, વર્ણનશૈલી ઉચ્ચ પ્રકારની તથા ભાષા અત્યંત મધુરી અને કૂલંકષાના પ્રવાહ સમાન હોવાથી 'ચન્દ્રશેખર' નામક પ્રસ્તુત નવલકથાને કદાચિત્ આપણે તેમની સર્વોત્કૃષ્ટ નવલકથા તરીકે ન સ્વીકારીએ તો પણ તેમની ઉત્કૃષ્ટ નવલકથાઓમાંની એક ઉત્કૃષ્ટ નવલકથા તરીકે તો અવશ્ય સ્વીકારવી જ જોઇએ એ સર્વથા નિઃસંશય છે.

બંગાળી ભાષાના નવલકથાસાહિત્યનો ગુર્જર સાહિત્યરસિકોને પોતાના કરેલા ગુર્જર અનુવાદોદ્વારા સર્વથી પ્રથમ સ્વાદ ચખાડનાર સ્વ. સાધુ પુરુષ નારાયણ હેમચન્દ્રે બંકિમ બાબુની કેટલીક નવલકથાઓના ગુજરાતી અનુવાદો કર્યા હતા, કેટલીક નવલકથાઓનાં અનુકરણો પણ કર્યાં હતાં અને તેમનાં કરેલાં તે અનુવાદો

તથા અનુકરણો તે સમયમાં ગુજરાતી સાહિત્યરસિકોના આદરને પાત્ર પણ થયાં હતાં. સ્વ. સાધુ નારાયણ હેમચન્દ્રનાં કરેલાં તે અનુવાદો તથા અનુકરણો ઉત્તમ, મધ્યમ કે કનિષ્ટ પ્રકારનાં હતાં એ વિષયની ચર્ચાનું આ સ્થાન નથી; કારણકે, તેમનાં કરેલાં તે અનુવાદો તથા અનુકરણો ઉત્તમ હોય, મધ્યમ હોય કિંવા કનિષ્ટ પ્રકારનાં હોય, તથાપિ એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી કે જે સમયમાં ગુજરાતી ભાષામાં નવીન શૈલીથી લખાયલી ઐતિહાસિક તથા સામાજિક નવલકથાના સાહિત્યનો બહુધા અભાવ હતો અને ગુજરાતી જનતાની વાચનાભિરુચિ અત્યંત પરિમિત તથા અલ્પ હતી તેવા સમયમાં બંગાળી નવલકથાના ઉત્કૃષ્ટ સાહિત્યને ગુજરાતી અનુવાદ તથા અનુકરણના સ્વરૂપમાં ગુજરાતની જનતા સમક્ષ રજૂ કરીને અને ગુર્જરદેશવાસી મનુષ્યોના હૃદયમાં વાચનાભિરુચિને નવીન રૂપમાં જાગ્રત કરીને ગુજરાતપર તેમણે જે ઉપકાર કર્યો હતો તે ઉપકાર કદાપિ વિસરાય તેવો ન હોવાથી ગુજરાતના લોકો સદા સર્વદા તેમના ઋણી રહેવાના છે એ સર્વથા નિર્વિવાદ છે; માત્ર એટલું જ નહિ, પણ ગુજરાતના કહેવાતા સાહિત્યાગ્રણીઓ જે કેટલાક અન્ય સ્વર્ગીય લેખકોની જયંતીઓ ઊજવવામાં આવે છે તે જયંતીયોગ્ય મનાયલા લેખકો કરતાં સ્વ. સાધુ નારાયણ હેમચંદ્રની સાહિત્યસેવા શતાવધિવાર અધિક હોવા છતાં તેમની જયંતીને ઊજવવાનો લેશમાત્ર પણ પ્રયત્ન નથી કરતા એ તેમની શિથલતા કેવળ તેમની કૃતઘ્નતાનો જ પરિચય કરાવી રહી છે. અસ્તુઃ ઇ. સ. ૧૯૦૪ માં મુંબઇમાં પ્લેગથી સાધુ પુરુષ નારાયણ હેમચન્દ્રનો સ્વર્ગવાસ થઇ ગયા પછી તેમના ગ્રંથોની નવી આવૃત્તિઓ નીકળતી બંધ થઇ ગઇ અને તેથી અત્યારે હવે સ્વ. બંકિમચન્દ્રની નવલકથાઓનાં તેમણે કરેલાં ગમે તેવાં અનુવાદો તથા અનુકરણો પણ અપ્રાપ્ય થઇ ગયાં છે અને અત્યારના નવીન યુગમાં ગુજરાતની ઉત્ક્રાંતિવાહિની તથા ઉત્કર્ષાભિમુખ તરુણ જનતા ' वन्दे मातरम ' શીર્ષક

રાષ્ટ્રોદ્ધારક મંત્રના આદ્ય દ્રષ્ટા ઋષિ બંકિમચન્દ્રની વિચારસુધાના પાનમાટે અત્યંત આતુર થઇ રહી છે એટલામાટે બંકિમચન્દ્રના જે ગ્રંથોના ગુજરાતી ભાષામાં ઉત્કૃષ્ટ અનુવાદો થઇ ગયા છે અને અત્યારે પ્રાપ્ય હોવા સાથે આવશ્યકતા અનુસાર જેમની નવીન આવૃત્તિઓ પ્રકટ થવાની સંભાવના છે તે ગ્રંથોને વર્જ્ય કરીને જે ગ્રંથોના ગુજરાતી ભાષામાં અનુવાદો થયા જ નથી, જે ગ્રંથોના ગુજરાતી ભાષામાં થયેલા અનુવાદોની નવીન આવૃત્તિઓ પ્રકટ થવાનો સંભવ નથી તેમ જ જે ગ્રંથોના અનુવાદો અત્યંત અધમ તથા મૂળ લેખકની કૃતિને કલંક લગાડે તેવા સ્વરૂપમાં કરવામાં આવ્યા છે તે સર્વ ગ્રંથોના નવીન ગુજરાતી અનુવાદો ઉત્તમ લેખકો-દ્વારા કરાવીને ઉત્તમ સ્વરૂપમાં પ્રકટ કરવાનો મારા મિત્ર અને ગુજરાતના વિખ્યાત ગ્રંથવિક્રેતા તથા ગ્રંથપ્રકાશક રા. ગોવિન્દરાવ મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટેનો દૃઢ વિચાર થયેલો છે અને 'ચન્દ્ર-શેખર'ના પ્રસ્તુત અનુવાદના પ્રકાશનથી તેમણે પોતાના એ વિચારને વ્યવહારમાં યોજી બતાવવાનો કિંવા અન્ય શબ્દોમાં કહીએ તો મૂર્ત સ્વરૂપ આપવાનો આરંભ કરેલો છે. અત્યારે હું બંકિમચન્દ્રની એક અન્ય ઉત્કૃષ્ટ ઐતિહાસિક નવલકથાનો ગુર્જર અનુવાદ કરી રહ્યો છું કે જે ચાર માસ પછી પ્રકટ થઇ શકશે.

ઋષિ બંકિમચન્દ્રના ગ્રંથોના ગુર્જર ભાષામાં જે ઉત્કૃષ્ટ અનુવાદો થયેલા છે તે ઉત્કૃષ્ટ અનુવાદોમાં ગુર્જર ભાષાના સર્વમાન્ય તથા લબ્ધપ્રતિષ્ઠ સાક્ષરવર્ય, અનેક ગુજરાતી તથા અંગ્રેજી ગ્રંથોના પ્રણેતા અને મુંબઇની 'કોર્ટ ઑફ સ્મૉલ કૉઝિસ્'ના વરિષ્ઠ ન્યાયમૂર્તિ-ચીફજજ્-રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ. એ., એલ્. એલ્. બી. કૃત બંકિમચન્દ્રની 'રાજસિંહ' નામક ઐતિહાસિક નવલકથાનો 'ગુજરાતી' પત્રની ભેટ તરીકે ઇ. સ. ૧૮૯૭ માં અપાયલો અને જેના વાંચનથી મને બંકિમચન્દ્રની નવલકથાઓનો પ્રથમ પરિચય થયો હતો તે "ઔરંગઝેબ અને

રાજપૂતો ' નામક ગુર્જર અનુવાદ અને " શ્રી કૃષ્ણચરિત્ર ' ના
ધર્મતત્ત્વવિવેચક ગ્રંથનો ગુર્જર અનુવાદ એ બે અનુવાદો અગ્રસ્થ
ભોગવે છે એ ઉલ્લેખ અહીં એટલામાટે આવશ્યકીય છે કે ઉ
અનુવાદ કેવા હોય છે એની પાઠકો તથા પાઠિકાઓ તેમ જ અ
અનુવાદકોથી યથાર્થ કલ્પના કરી શકાય.

જે ' वन्दे मातरम् ' શીર્ષક રાષ્ટ્રગીતના નાદથી આજે સમ
ભારતવર્ષ વિનાદિત થઇ રહ્યું છે અને જે રાષ્ટ્રગીત નવ્ય ભારત
સંતાનોના હૃદયમાં નવીન ઉત્સાહ તથા આશારૂપિણી સ્વર્ગીય સુધ
સિંચન કરી રહ્યું છે તે રાષ્ટ્રગીત કિંવા રાષ્ટ્રોદ્ધારક મંત્રનો
બંકિમચન્દ્રે પોતાના જે ગ્રંથમાં પ્રથમ સાક્ષાત્કાર કરાવ્યો હતો
' આનન્દમઠ ' નામક નવલકથાના ગુર્જર અનુવાદથી મારી ગ્રંથ
તરીકેની કાર્યકીર્તિનો આરંભ થયો હતો એ તો ઉપર જણાવેલું
છે; પરંતુ અત્યારે ' આનન્દમઠ ' નો મારો તે ' આનન્દાશ્ર
નામક અનુવાદ પણ તેની પ્રથમ આવૃત્તિની સર્વ પ્રતો વેચાઇ ગયે
હોવાથી દુષ્પ્રાપ્ય કિંવા અપ્રાપ્ય થઇ ગયો છે અને તેથી તે
દ્વિતીય આવૃત્તિની આવશ્યકતા અનિવાર્ય હોવાથી તેનો પણ નવ
અનુવાદ કરીને તેની સચિત્ર સુંદર આવૃત્તિને યથાશક્ય અલ્પ સમય
પ્રકાશિત કરવાની મારી ઇચ્છા છે. પરમાત્મા તે ઇચ્છા પૂર્ણ કરો

આ અનુવાદમાંનાં કેટલાંક પાદટિપ્પણો ' ચન્દ્રશેખર '
અંગ્રેજી અનુવાદમાંનાં પાદટિપ્પણોના આધારે લખાયલાં હોવા
' ચન્દ્રશેખર ' ના અંગ્રેજી અનુવાદક બાબૂ દેવેન્દ્ર ચન્દ્ર મલ્લિક બ
એલ્. નો હું આભારી થયો છું તેમ જ આ ગ્રંથમાં અપા
બાબૂ બંકિમચન્દ્રનું સુન્દર ત્રિરંગી ચિત્ર પોતાની માલિકી
બ્લૉકનો ઉપયોગ કરીને યથાસમય છાપી આપવામાટે કલકત્તા
સુપ્રસિદ્ધ ગ્રંથવિક્રેતા તથા ગ્રંથપ્રકાશક સ્વ. ગુરુદાસ ચટ્ટોપાધ્યાય
સત્પુત્રોનો અને આ ગ્રંથ બે માસ જેટલા અલ્પ કાલાવધિ
છાપીને તૈયાર કરી આપવામાટે અમદાવાદના ' ધિ ડાયમંડ જ

બિલ્ડી' પ્રિન્ટિંગ્ પ્રેસના માલિક રા. દેવીદાસ છગનલાલ પરીખ તથા મૅનેજર રા. પોપટલાલ દેવીદાસ પરીખનો હું તથા પ્રકાશક બન્ને અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

અમદાવાદના અત્યારના સુપ્રસિદ્ધ તથા લોકપ્રિય ડૉક્ટરોમાંના એક અગ્રગણ્ય ડૉ. રા. તુલજાપ્રસાદ જયશંકર ( ટી. જે.) છાયા એલ્. એમ્. ઍન્ડ્ એસ્ અત્યારે જે સુદામાપુરી (પોરબંદર)માં મારો સ્થાયી નિવાસ છે તે સુદામાપુરીના નિવાસી છે, વડનગરા નાગરજાતિના એક નરરત્ન છે અને મારા એક અનુકંપાશીલ તથા અનન્ય મિત્ર છે; માત્ર એટલું જ નહિ, પણ પોતાના વ્યવસાય-બાહુલ્યના યોગે તેમને એક પળમાત્રનો પણ અવકાશ મળી શકતો ન હોવા છતાં મારી રુગ્ણાવસ્થામાં પોતાના લાભને અનેક વાર તિલાંજલિ આપીને તેઓશ્રીએ અનેક વાર કેવળ સ્નેહ તથા નિઃસ્વાર્થ-ભાવથી અત્યંત એકાગ્રતાપૂર્વક મારી ચિકિત્સા કરેલી હોવાથી અને તેમના ચિકિત્સાકૌશલ્યના પરિણામે અલ્પ સમયમાં જ મને આરોગ્યની પ્રાપ્તિ થયેલી હોવાથી મારૂં હૃદય તેમના પ્રતિ જો નિરંતર કૃતજ્ઞ રહ્યા કરે તો તે સર્વથા સ્વાભાવિક છે અને મારી તે કૃતજ્ઞતાને દર્શાવવાનો જો કોઈ યોગ્ય માર્ગ હોય તો તે ગ્રંથોત્સર્ગ હોવાથી પ્રસ્તુત ગ્રંથ તેમના કરકમળમાં સમર્પીને મેં મારી તે દીર્ઘકાલિક કૃતજ્ઞતાને આજે કિંચિદંશે વ્યક્ત કરી બતાવી છે અને તેથી આજે મારા હૃદયનો ભાર અવશ્ય કાંઈક ન્યૂન થઈ શકયો છે. પ્રભુ પાસેથી મારી એ જ અનન્ય ભાવયુક્ત યાચના છે કે તે સર્વશક્તિમાન્ પ્રભુ મારા અને અનેક રોગગ્રસ્ત મનુષ્યોના સત્ય મિત્ર ડૉ. છાયાને અખંડ આરોગ્ય તથા દીર્ઘ આયુષ્ય સમર્પે અને તેમના યશસ્વી હસ્તથી રોગગ્રસ્ત મનુષ્યોનું નિરંતર કલ્યાણ થતું રહે!

અંતે જે પરમ કૃપાઘન પરમાત્માના કૃપાપ્રસાદથી પ્રસ્તુત અનુવાદગ્રંથના લેખન તથા પ્રકાશનના કાર્યની નિર્વિઘ્ન પરિસમાપ્તિ

થઇ છે તે પરમાત્માનો સર્વથી વિશેષ આભાર માનીને તેમ તેનાં ચરણોમાં

" सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् "

આવા પ્રકારની સાર્વજનિક કલ્યાણદાન વિષયક પ્રાર્થના કરીને મારી લેખિનીને વિશ્રાંતિ આપવાની આજ્ઞા ઇચ્છું છું. ઇત્યલમ્.

અહમ્મદાબાદ (અમદાવાદ)
તા. ૨૨ મી ઑગસ્ટ્ ૧૯૨૩
વિક્રમાબ્દ ૧૯૭૯, શ્રાવણ,
શુક્લા-પુત્રદા-એકાદશી, બુધવાર

ભવદીય
ઠક્કુર નારાયણ વિસનજી

# અનુક્રમણિકા

# પ્રથમ પરિચ્છેદ

## બાલક અને બાલિકા

"By sports like these are all their cares beguil'd'
The sports of children satisfy the child."

*Goldsmith.*

ભાગીરથીના તીરપ્રાંતમાં વિસ્તરેલા એક આમ્રવનમાં બેસીને એક બાલક ભાગીરથીના સંધ્યાકાલિક જલકલ્લોલના શ્રવણમાં લીન થયેલો હતો. તે બાલકનાં ચરણો પાસે એક ક્ષુદ્ર બાલિકા નવદૂર્વાની શય્યામાં સૂતેલી હતી અને તે બાલકના મુખમંડળનું અવલોકન કરી રહી હતી. તે બાલકના વદનમંડળના નિરીક્ષણથી તેનાં નયનો તૃપ્ત થતાં ન હોવાથી આકાશ, નદી તથા વૃક્ષો આદિનું અવલોકન કરીને પુનઃ તે બાલિકાનાં અતૃપ્ત નયનો તે બાલકના વદનમંડળના નિરીક્ષણમાં તલ્લીન થઈ જતાં હતાં. અત્યારે તે બાલિકાનાં નયનો તે બાલકના મુખમંડળને જ સ્થિર ભાવથી નિહાળી રહ્યાં હતાં. બાલકનું નામ પ્રતાપ હતું અને બાલિકાનું નામ શૈવલિની હતું. શૈવલિની તે વેળાયે કેવળ સાત કિંવા આઠ વર્ષના વયની એક અજ્ઞ બાલિકા હતી અને પ્રતાપ તેનો યૌવનના વસંતોદ્યાનમાં પ્રવેશ થતો હોવાથી કિશોરવયસ્ક હતો.

અચાનક એક પપીહો પોતાના શબ્દતરંગવડે આકાશમંડળને વ્યાપ્ત કરીને તેમનાં મસ્તકોના ઉપરિ ભાગમાંથી ઉડ્ડાણ કરતો ચાલ્યો ગયો, એટલે શૈવલિનીએ તેનું અનુકરણ કરીને ગંગાતીરવર્તિ આમ્રકાનનને પોતાના શબ્દોચ્ચારવડે કંપાવવાનો આરંભ કરી દીધો. ગંગાના પ્રવાહનો કલકલ નાદ તે વ્યંગ્ર સંગીત સાથે મળીને એકરૂપ થઈ ગયો.

ત્યાર પછી તે બાલિકાએ પોતાના સુકુમાર કરપલ્લવવડે તેવાં જ સુકુમાર વન્ય પુષ્પોને એકત્ર કરીને તેમને ગુંથી તેમની એક

માળા તૈયાર કરી અને તે માળાને તે બાલકના કંઠમાં પહેરાવી દીધી; પરંતુ અલ્પ સમયમાં જ તેના કંઠમાંથી તેણે તે માળાને પાછી કાઢી લીધી અને તેને પોતાના અંબોડાની આસપાસ વીંટાળી દીધી. થોડી વારમાં વળી તેના વિચારનું પરિવર્તન થયું અને તેથી તેણે પોતાના અંબોડાથી વિયુક્ત કરીને તે વન્યપુષ્પમાળાને પુનઃ તે બાલકના કંઠમાં નાખી દીધી. છતાં અદ્યાપિ એ માળાને કંઠમાં ધારવાનો અધિકાર કોનો હતો અને એ માળાને ધારણ કરવાનો યોગ કોના ભાગ્યમાં લખાયલો હતો, એનો તે બાલિકાથી કશો પણ નિશ્ચય કરી શકાયલો ન હોવાથી પુનઃ તે બાલકના કંઠમાંથી માળાને કાઢી લઈને નિકટમાં જ જે એક હૃષ્ટપુષ્ટ ગાય ચરતી ઊભી હતી તે જોવામાં આવતાં શૈવલિનીએ એ વિવાદમૂલક માળાને તેનાં શૃંગોમાં પહેરાવી દીધી અને ત્યારે જ એ વિવાદનો અંત આવી શક્યો. તે બાલક તથા બાલિકાના પરસ્પર આવા પ્રકારના કલહો નિરંતર ચાલ્યા જ કરતા હતા એટલે તેમનો આજનો આ કલહ એક પ્રકારનો સાધારણ કલહ હતો એમ જ કહી શકાય. કેટલીક વાર શૈવલિનીની ગુંથેલી વન્યપુષ્પમાળાના વિનિમય અથવા બદલામાં પ્રતાપ વૃક્ષશાખાઓમાંનાં પક્ષિગૃહોમાંથી પક્ષિશાવકો—પક્ષીઓનાં બચ્ચાં—ને નીચે પાડી આપતો હતો તો કોઇ વાર આમ્રવૃક્ષોમાંનાં સુપક્વ આમ્રફળોને નીચે પાડી આપતો હતો અને એ બદલો આપ્યા પછી જ તેને તે વન્યકુસુમમાળાને પોતાના કંઠમાં ધારવાનો અધિકાર પ્રાપ્ત થતો હતો.

અસ્તુઃ સંધ્યાકાલિક સુકોમલ આકાશમાં તારાતતિનો ઉદય થતાં તે ઉભય તારાઓને ગણવાના કાર્યમાં પ્રવૃત્ત થયાં. 'તારાઓ પ્રથમ કોના જોવામાં આવી ?' 'ગગનમંડળમાં પ્રથમ કયા નક્ષત્રનો ઉદય થયો હતો ?' 'તું કેટલાં નક્ષત્રોને જોઇ શકે છે ?' 'ચાર નક્ષત્રોને.' 'મને તો પાંચ નક્ષત્રો દેખાય છે. આ એક, આ એક, આ એક, અને આ એક.' 'તારૂં કથન અસત્ય છે.' તેમનો

પરસ્પર આવા પ્રકારનો વાદવિવાદ ચાલવા લાગ્યો; કારણ કે વસ્તુતઃ શૈવલિની ત્રણ નક્ષત્રોથી અધિક નક્ષત્રોને જોઈ શકતી ન હોતી.

નક્ષત્રોની ગણનામાં વિવાદ ઉપસ્થિત થવાથી તેમણે નક્ષત્રોને ગણવાના કાર્યને ત્યાગીને નૌકાઓને ગણવાના વ્યવસાયનો આરંભ કરી દીધો અને તેના પરિણામે પુનઃ 'અત્યારે કેટલી નૌકાઓ તને જતી દેખાય છે તે કહે જોઇએ?' 'મને તો સોળ નૌકાઓ જતી દેખાય છે. કેમ સોળ છે કે નહિ?' 'આત્ર, આપણે હોડ બકીએ કે આ નૌકાઓની સંખ્યા સોળની નહિ, પણ અઢારની જ છે.' આવા પ્રકારનો વિવાદ તેમની વચ્ચે ઉપસ્થિત થયો. શૈવલિની અંકગણના જાણતી ન હોવાથી એક વાર તેની ગણના અનુસાર નૌકાઓની સંખ્યા નવની થઇ અને બીજી વાર ગણતાં તે જ સંખ્યા એકવીસ પર્યન્ત પહોંચી ગઇ. એ પછી નૌકાઓને ગણવાના વ્યવસાયને ત્યાગી દઇને કેવળ એક જ નૌકાના અવલોકનમાં એકાગ્ર ચિત્તથી તેમણે પોતાની દૃષ્ટિઓને સ્થિર કરી દીધી અને તેથી હવે 'એ નૌકામાં કોણ છે?' 'એ નૌકા ક્યાંથી આવેલી છે અને ક્યાં જાય છે?' અને 'જો, આ હલેસાંના આઘાતથી ઉછળતા જળમાં સુવર્ણ સમાન ચમકાટ દેખાય છે તે કેવો સુંદર ભાસે છે!' આવા પ્રકારના પ્રશ્નો તેઓ પરસ્પર પૂછવા લાગ્યાં.

## દ્વિતીય પરિચ્છેદ
## નિરાશા અને જલસમાધિ

"Then black despair,
The shadow of a starless night, was thrown
Over the world in which I moved alone."

*Shelly.*

**આ**વી રીતે એ બાલક તથા બાલિકાનો પરસ્પર પ્રેમભાવ અસ્તિત્વમાં આવ્યો અને દિવસાનુદિવસ વૃદ્ધિંગત થવા લાગ્યો.

તેમના એ પરસ્પર પ્રેમને તમે પ્રણય માનો કિંવા ન માનો એ તમારી પોતાની ઇચ્છાને આધીન છે; પરંતુ અમે તો તેમના એ પ્રેમને પ્રણય જ માનીએ છીએ. અર્થાત્ આપણી પ્રસ્તુત કથાનો પ્રણયી નાયક પ્રતાપ સોળ વર્ષના વયનો હતો અને પ્રણયિની નાયિકા શૈવલિનીની અવસ્થા કેવળ આઠ વર્ષની જ હતી. એ તો સર્વથા નિર્વિવાદ છે કે પ્રેમના વિષયમાં બાલકોની સ્પર્ધા કિંવા સમાનતા કોઇથી પણ કરી શકાતી નથી.

અમારી એવી માન્યતા છે કે બાલ્યકાલનો પ્રેમ અવશ્ય કોઇ અત્યંત અભદ્ર અભિશાપથી દગ્ધ થયેલો હોવો જોઇએ; કારણ કે, જો એમ ન હોય, તો બાલ્યકાલિક પ્રેમની આટલી સીમા પર્યન્ત વિડંબના કદાપિ થાય જ નહિ. જેઓ બાલ્યકાલમાં તમારાં પરમ પ્રેમપાત્ર હતાં તેમનામાંનાં કેટલાંકોનો યૌવનકાલમાં તમને સાક્ષાત્કાર થાય છે? બહુ જ થોડાંકોનો; તેમનામાંનાં કેટલાંકો દીર્ઘકાળ પર્યન્ત જીવિત રહે છે? અને તેમનામાંનાં કેટલાંક પોતાની પ્રેમપાત્રતાને અન્ત પર્યન્ત અવિચળ રાખી શકે છે વારુ? અર્થાત્ વૃદ્ધાવસ્થામાં બાલ્ય પ્રેમ કિંવા બાલ્ય પ્રણયની સ્મૃતિમાત્ર અવશિષ્ટ રહે છે અને અન્ય સકલ લુપ્ત થઇ જાય છે; પરન્તુ બાલ્ય પ્રણયની તે સ્મૃતિ પણ એટલી અને એવી તો મધુરતમ હોય છે કે તેવું માધુર્ય અન્ય કોઇ પણ વસ્તુમાં દૃષ્ટિગોચર થતું જ નથી અને ભવિષ્યમાં કદાપિ થવાનું પણ નથી.

બહુધા સર્વ બાલકોના મનમાં કોઇ પણ એક કિંવા અન્ય સમયમાં કોઇ એક સુંદર બાલિકા દૃષ્ટિગોચર થતાં 'આ બાલિકાનું સુખમંડળ અતિશય મધુર છે અને એનાં લોચનોમાં કોઇ એક અજ્ઞેય આકર્ષણ રહેલું છે!' એવા ભાવોનો ઉદ્ભવ અવશ્ય થયેલો હોય છે અને એ ભાવોના પરિણામે પોતાના બાલ્ય ખેલને ત્યાગીને બહુ વાર સુધી તે બાલિકાના મનોહર મુખમંડળને જોઇ રહેવાના તેમ જ તેના મુખદર્શનમાટે તેના ગમનમાર્ગમાં લપાઇ છુપાઇને ઊભા

રહેવાના વ્યાપારો તેમના હસ્તથી અનેક વાર થયેલા હોય છે, એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ. અર્થાત્ એવા પ્રસંગે તેમના પોતાના જાણવામાં પણ આવી ન શકે તેવી રીતે તેમના હૃદયમાં પ્રેમ કિંવા પ્રણયનો ઉદ્દભવ થયેલો હોય છે; પરંતુ ત્યાર પછી તે મધુર મુખમંડલ તથા સરલ કટાક્ષ કાળના પ્રબળ પ્રવાહમાં તણાઇ ગયેલાં હોવાથી સમસ્ત પૃથ્વીમાં શોધવા છતાં તેમની પ્રાપ્તિ થઇ શકતી નથી અને તેથી કેવળ તેમની સ્મૃતિ જ અવશિષ્ટ રહી જાય છે. આ પરિણામના અવલોકનથી જ અમારે એવા નિશ્ચયપર આવવું પડ્યું છે કે બાલ્ય કાલનો પ્રેમ અવશ્ય કોઈ અત્યંત અભદ્ર અભિશાપથી દગ્ધ થયેલો હોવો જોઇએ અને અમારો એ નિશ્ચય સર્વથા યથાર્થ છે.

શૈવલિનીની એવી ધારણા હતી કે પ્રતાપ સાથે જ તેનો લગ્ન સંબંધ થશે; પરંતુ પ્રતાપ એ રહસ્યને સારી રીતે જાણતો હતો કે શૈવલિની સાથે તેનો શરીરસંબંધ થવાની ઘટના સર્વથા અસંભવનીય હતી; કારણ કે, પ્રતાપ તથા શૈવલિની એ ઉભયનો જે કુટુંબોમાં જન્મ થયો હતો તે કુટુંબો એક જ ગોત્રનાં હતાં; જો કે તેમનો સંબંધ બહુ દૂરનો હતો તથાપિ તેઓ સગોત્ર તો હતાં જ અને આર્યધર્મશાસ્ત્ર અનુસાર સગોત્ર વિવાહ નિષિદ્ધ હોવાથી એ લગ્નસંબંધ થઇ શકે તેમ હતું જ નહિ; છતાં શૈવલિની પ્રતાપને વરવાની આકાંક્ષા ધરાવતી હતી એ કેવળ તેના પ્રમાદનું જ પરિણામ હતું એમ જ કહી શકાય.

વળી શૈવલિની દરિદ્ર માતાપિતાની પુત્રી હતી અને અત્યારે તો માત્ર માતા વિના તેનાં જેમ કોઇ અન્ય સંબંધીઓ આ સંસારમાં ન હોતાં તેવી જ રીતે કેવળ એક કુટીર તથા પોતાના રૂપરાશિ વિના અન્ય કશી સંપત્તિ પણ તેની પાસે તથા તેની માતા પાસે હતી નહિ. પ્રતાપની અવસ્થા પણ એવા જ પ્રકારની હતી; કારણ કે, તે પણ દરિદ્ર જ હતો. અર્થાત્ ઉભયની એ દરિદ્રતા પણ એ લગ્નમાં

વિઘ્ન ઉપસ્થિત કરનારી હતી એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી.

શૈવલિની વયમાં જેમ જેમ વૃદ્ધિંગત થવા લાગી તેમ તેમ તેના શરીરમાં સૌન્દર્યની સોળે કળાઓનો શનૈઃ શનૈઃ સંપૂર્ણ વિકાસ થતો દેખાવા લાગ્યો; તથાપિ તેના વિવાહનો પ્રસંગ ન આવ્યો; કારણ કે, વિવાહના પ્રસંગમાં ધનના વ્યયનો પ્રશ્ન અન્ય સર્વ પ્રશ્નોથી અગ્ર ભાગમાં વિરાજતો હોવાથી જ્યાં એ ધનનો સર્વથા અભાવ હોય અને વ્યયના ભારને પોતાના મસ્તકપર ધારનાર કોઇ સંબંધી પણ ન હોય, ત્યાં વિવાહના શુભ પ્રસંગનું આગમન ક્યાંથી અને કેવી રીતે થાય વારૂ ? એવો ઉદારાત્મા પુરુષ કોણ હોય કે એ રૂપરાશિને શોધતો અરણ્યમાં આવી લાગે અને એ સૌન્દર્યમૂર્તિને જ અમૂલ્ય તથા સંગ્રાહ્ય વસ્તુ માનીને પોતાની ગૃહલક્ષ્મીની પદવીથી વિભૂષિતા કરવામાટે પ્રેમથી પોતાના આગારમાં લઇ જાય ?

ધીમે ધીમે શૈવલિનીના હૃદયમાં સત્ય સ્થિતિ વિષયક જ્ઞાનનો પ્રકાશ વિસ્તરવા લાગ્યો અને તેથી તેણે નિશ્ચય પૂર્વક જાણી લીધું કેઃ 'પ્રતાપના સમાગમ વિના આ સંસારમાં મને સુખની પ્રાપ્તિ થાય તેમ છે જ નહિ અને આ જન્મમાં મને પ્રતાપની પ્રાપ્તિ થાય એ સર્વથા અસંભવનીય હોવાથી મારા ભાગ્યમાં વિધાતાના હસ્તથી સુખનો લેખ લખાયલો જ નથી!'

પ્રતાપ તથા શૈવલિનીએ આવી નિરાશાજનક પરિસ્થિતિને જોઇને પરસ્પર પરામર્શના વ્યવસાયને આરંભી દીધો. તેમણે એ પરામર્શમાં દિવસોના દિવસો વીતાડી દીધા અને તેઓ ગુપ્ત રહીને પરામર્શ કરતાં હોવાથી તેમના એ પરામર્શનો ભેદ અંત પર્યન્ત કોઇના પણ જાણવામાં આવી શક્યો નહિ. તેમણે જ્યારે એ દીર્ઘ પરામર્શના અંતે પોતાના મનમાં એક પ્રકારનો દૃઢ નિશ્ચય કરી લીધો ત્યારે પછી એક દિવસ તે ઉભય સ્નાન કરવામાટે ગંગાના તીર-પ્રાંતમાં ગયાં. ગંગાના પ્રવાહમાં અનેક મનુષ્યો તે વેળાયે તરતાં

હોવાથી પ્રતાપે શૈવલિનીને સંબોધીને કહ્યું કે: " શૈવલિની, આવ, આપણે પણ ગંગાના પ્રવાહમાં પડીને તરીએ." ઉભય જને ગંગાના જલપ્રવાહમાં પડીને તરવાના વ્યવસાયને આરંભી દીધો. તરવાની કળામાં પ્રતાપ તથા શૈવલિની એવાં તો પ્રવીણ હતાં કે ગ્રામનાં અન્ય બાલકો તથા બાલિકાઓ તરવાની કળામાં તેમની લેશમાત્ર પણ સમાનતા કરી શકતાં ન હોતાં. એ વેળાયે વિશ્વમાં વર્ષાઋતુ વર્તમાન હોવાથી ભાગીરથીએ કૂલંકષાનું સ્વરૂપ ધારી લીધુ હતું અને તેથી ભાગીરથીનો જલપ્રવાહ ઉભય તીરોને ગર્જના સહિત સ્પર્શતો, ઉછળતો, નૃત્ય કરતો અને વેગ પૂર્વક વહન કરી રહ્યો હતો. પ્રતાપ તથા શૈવલિની ગંગાના એવા વેગપૂર્ણ જલરાશિને ભેદતાં, જળનું મંથન કરતાં અને જળને ઉછાળતાં પોતાના તરવાના વ્યવસાયમાં નિમગ્ન થઇ ગયાં હતાં. તેઓ તરતાં તરતાં જલપ્રવાહમાં આગળ વધવા લાગ્યાં અને ફેનચક્રના મધ્યમાં તેમનાં સુંદર તથા નવીન શરીરો રજતાંગુરીય–રૂપાની વીંટી–માં જડેલાં બે રત્નો સમાન શોભવા લાગ્યાં.

તરતાં તરતાં તેઓ જલપ્રવાહમાં બહુ દૂર ચાલ્યાં ગયાં એટલે જે મનુષ્યો ઘાટપર સ્નાન કરતા બેઠા હતા તે મનુષ્યો તેમને પાછાં વળવાની સૂચના આપવા લાગ્યા; પરંતુ તેમની એ સૂચના પ્રતિ લક્ષ ન આપતાં તેઓ તો પ્રવાહમાં આગળ અને આગળ જ વધતાં રહ્યાં. ઘાટપરના મનુષ્યોએ વળી પણ તેમને પાછાં વળવાનું કહ્યું, તેમનો તિરસ્કાર કર્યો અને ગાળો પણ ભાંડી; પરંતુ તેમણે કોઇનું કાંઇ પણ સાંભળ્યું નહિ અને પ્રવાહમાં આગળ વધવાના પોતાના વ્યાપારને ચાલતો જ રાખ્યો. જ્યારે તેઓ તીરપ્રાંતથી બહુ જ દૂર નીકળી ગયાં એટલે પછી પ્રતાપે શૈવલિનીને સંબોધીને કહ્યું કે: " શૈવલિની, આપણા વિવાહનો જો કોઇ અવસર હોય તો તે અત્યારનો જ અવસર છે."

" જો એમ જ હોય, તો પછી હવે આગળ વધવાનું શું

કારણ છે વારૂ ?" શૈવલિનીએ પ્રશ્નાત્મક ઉત્તર આપ્યું અને તે સાથે જ કહ્યું કે: "આ સ્થાનમાં જ આપણા વિવાહવિધિની સમાપ્તિ થઈ જવા દો."

પ્રતાપ ગંગાના જલપ્રવાહમાં અદૃશ્ય થઈ ગયો; અર્થાત્ પ્રતાપે જલસમાધિને સ્વીકારી લીધો.

પરંતુ શૈવલિનીથી જલસમાધિને સ્વીકારી શકાયો નહિ; કારણ કે, મૃત્યુના દર્શનથી તેના મનમાં ભયનો ઉદય થતા તે મનોગત કહેવા લાગી કે: "મારે શામાટે મરવું વારૂ ? પ્રતાપ મારો કોણ છે ? મારા હૃદયમાં ભય થતો હોવાથી મારાથી મરી શકાય તેમ નથી." અર્થાત્ શૈવલિની જલસમાધિને કિંવા અન્ય શબ્દમાં કહીએ તો મૃત્યુને સ્વીકારી શકી નહિ અને તેથી ત્યાંથી તરતી તરતી પાછી તીરપ્રાંતમાં આવી લાગી.

---

## તૃતીય પરિચ્છેદ
## પતિની પ્રાપ્તિ

> "The world was sad, the garden was a wild;
> And man the hermit, sigh'd till woman smiled."
>
> *Campbell.*

જે સ્થાનમાં પ્રતાપ ડૂબ્યો હતો તે સ્થાનથી અલ્પ અંતરપર ગંગાના જલપ્રવાહમાં એક નૌકા ચાલી જતી હતી. તે નૌકામાંના એક આરોહીએ પ્રતાપને જલમગ્ન થતો જોયો અને તત્કાળ તેના ઉદ્ધારમાટે તે પોતે જલપ્રવાહમાં કૂદી પડ્યો. એ જલપ્રવાહમાં કૂદી પડનાર નૌકારોહી ચન્દ્રશેખર શર્મા હતો.

ચન્દ્રશેખર તરતો તરતો પ્રતાપ સમક્ષ પહોંચ્યો અને તેને ખેંચી લાવીને નૌકામાં નાખી દીધો. ત્યારપછી તે નૌકાને તીર-

પ્રાન્તમાં લઇ આવ્યો અને પ્રતાપને તેની સાથે જઇને સુરક્ષિતતાથી તેના ગૃહમાં પહોંચાડી આવ્યો.

પ્રતાપને તેના ગૃહમાં પહોંચાડયા પછી ચન્દ્રશેખર ત્યાંથી પાછો વળવા લાગ્યો, પરંતુ પ્રતાપની માતાએ તેને તત્કાળ ત્યાંથી જવા ન દેતાં તેનાં ચરણોમાં પડીને પોતાના આતિથ્યને સ્વીકારવા-માટે એક દિવસ ત્યાં જ રોકી રાખ્યો. ચન્દ્રશેખર પ્રતાપના ડૂબ-વાના સત્ય કારણને જાણી શક્યો નહિ.

શૈવલિનીએ ત્યાર પછી પ્રતાપને પોતાનું મુખ ન બતાવ્યું; પરંતુ ચન્દ્રશેખરે તેને જોઇ અને તેને જોતાંની સાથે જ તે તેના સૌન્દર્યમાં સર્વથા મુગ્ધ થઇ ગયો.

એ વેળાએ ચન્દ્રશેખર પોતે વિપદ્ગ્રસ્ત અવસ્થામાં હતો. અત્યારે તેની અવસ્થા બત્રીસ વર્ષની હોવા છતાં તે ગૃહસ્થ એટલે કે સંસારી થયો ન હોતો; કારણ કે, 'લગ્નથી જ્ઞાનોપાર્જનના માર્ગમાં કદાચિત્ બાધા આવી પડશે, એવા ભયથી અદ્યાપિ તેણે લગ્નના વિષયમાં ઉદાસીનતા જ દર્શાવી હતી. પરંતુ પ્રસ્તુત પરિચ્છેદના પ્રારં-ભમાં વર્ણવાયલી ઘટનાથી એક વર્ષ તથા એક કે બે માસ જેટલા સમય પૂર્વે તેની માતા કૈલાસવાસિની થઇ હતી અને તેની માતાના કૈલાસવાસની ઘટનાએ એક એવી પરિસ્થિતિને ઉત્પન્ન કરી દીધી હતી કે એ નવીન પરિસ્થિતિમાં બ્રહ્મચર્ય કિંવા અવિવાહિતાવસ્થા જ તેને જ્ઞાનોપાર્જનના માર્ગમાં વિઘ્નરૂપ થતી ભાસવા લાગી હતી; કારણ કે, ગૃહમાં સ્ત્રીનો અભાવ હોવાથી તેને પોતાના હાથે જ ચૂલો ફૂંકવો પડતો હતો અને એવી રીતે રાંધવાના કાર્યમાં તેનો બહુ સમય વીતી જતો હોવાથી તેટલા સમયનો તેનાથી સ્વાભાવિક જ અધ્યયન તથા અધ્યાપનમાં ઉપયોગ કરી શકાતો ન હોતો; માત્ર એટલું જ નહિ, પણ તેના ગૃહમાં કુલદેવતા શાલિગ્રામની મૂર્તિ હોવાથી શાલિગ્રામની સેવાનો ભાર પણ તેના જ શિરપર આવી પડયો હતો; અર્થાત્ શાલિગ્રામની સેવા સાથે સંબંધ ધરાવનારાં સર્વ કાર્યો તેને પોતાના

હસ્તથી જ કરવાં પડતાં હોવાથી એમાં પણ તેનો કેટલોક સમય વીતી જતો હતો. સારાંશ કે, તેનાથી યથાર્થ રૂપમાં દેવસેવા પણ કરી શકાતી ન હોતી, ગૃહની વ્યવસ્થા પણ રાખી શકાતી ન હોતી અને કેટલીક વાર તો ભોજનનો પ્રબંધ પણ કરી શકાતો ન હોતો અને તેથી બળાત્કારે તેને નિર્જલા એકાદશીવ્રતને પાળવાનો પ્રસંગ અનેક વાર પ્રાપ્ત થતો હતો. તેનાં પુસ્તકોની પણ એટલી બધી અવ્યવસ્થા થઇ ગઇ હતી કે કોઇ પુસ્તક ક્યાંક અને કોઇ પુસ્તક ક્યાંક હોવાથી જ્યારે અમુક એક પુસ્તકની આવશ્યકતા હોય ત્યારે તત્કાળ તે પુસ્તક ભાગ્યે જ મળી શકતું હતું. આવેલા પૈસા ક્યાં રાખ્યા છે અને કોને કોને કેટલા કેટલા પૈસા આપ્યા છે એ પણ તે વારંવાર ભૂલી જતો હતો. જો કે તેનો ખર્ચ વધારે ન હોતો તથાપિ તેની આવક તેના વ્યય-માટે પર્યાપ્ત ન હોતી અને તેનું કારણ એ હતું કે દેવસેવા, પાક-નિષ્પત્તિ તથા અન્યાન્ય ગૃહકાર્યોમાં સમસ્ત સમયનો વ્યય થઇ જતો હોવાથી ધનોપાર્જનમાટેનો સમય તેને મળી શકતો જ ન હોતો. આવા પ્રકારની પરિસ્થિતિમાં આવી પડવાથી ચન્દ્રશેખરે પોતાના મનમાં એમ ધાર્યું કેઃ 'જો હું વિવાહ કરી લઇશ, તો તેના યોગે મારી અત્યારની પરિસ્થિતિનું કેટલેક અંશે તો અવશ્ય સંતોષદાયક પરિવર્તન થઇ જશે અને મારી કેટલીક ચિન્તાઓનો અંત આવી જશે.' વિવાહ કરવાના નિશ્ચયપર આવવા છતાં ચન્દ્રશેખરે એ નિશ્ચય સાથે કોઇ પણ સૌન્દર્યમયી કિંવા રૂપસુંદરી રમણીનું પાણિગ્રહણ ન કરવાનો પણ દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો; કારણ કે, રૂપસુન્દરી રમણી પુરુષના મનને સર્વથા મુગ્ધ કરી નાખનારી હોય છે એવી તેની માન્યતા હતી અને સંસારબંધનમાં મુગ્ધ કિંવા બદ્ધ થવાની પ્રથમથી જ તેની ઇચ્છા ન હોતી.

ચન્દ્રશેખરના મનની જે વેળાયે આવી અવસ્થા થયેલી હતી તે વેળાયે શૈવલિનીના સાક્ષાત્કારનો પ્રસંગ તેને અચાનક પ્રાપ્ત થયો અને શૈવલિનીની સૌન્દર્યપ્રભાએ તત્કાળ તે તપસ્વીના વ્રતનો ભંગ

કરી નાખ્યો. મનમાં જ કેટલાક વિચાર, કેટલીક ચિન્તા તથા કેટલીક 'હા ના' ના વ્યાપારને ચલાવ્યા પછી અંતે ચન્દ્રશેખરે પોતે જ પોતાના મુખથી શૈવલિનીના હસ્તની યાચના કરી અને તેની સાથે લગ્ન-સંબંધ કરી લીધો. રમણીય રમણીરૂપના મોહમાં મુગ્ધ ન થાય એવો સંયમી પુરુષ આ સંસારમાં કોણ છે વારૂ? જો એવો કોઇ પુરુષ હોય તો તે અવશ્ય કોઇ યોગી અથવા પશુ જ હોવો જોઇએ એ સર્વથા નિર્વિવાદ છે.

ચન્દ્રશેખર તથા શૈવલિનીનો આવી પરિસ્થિતિમાં પરસ્પર શરીરસંબંધ થયો તે ઘટનાને આઠ વર્ષ જેટલો કાળ વીત્યા પછી આપણી પ્રસ્તુત આખ્યાયિકા કિંવા કથાનો આરંભ થાય છે.



# ચન્દ્રશેખર

અથવા

## બંગાળાની ડગમગતી નવ્વાબી

### પ્રથમ ખણ્ડ

પાપીયસી

## પ્રથમ પરિચ્છેદ

### દલની બેગમ

> "The reason firm, the temperate will,
> Endurance, foresight, strength and skill;
> A perfect woman, nobly planned,
> To warn, to comfort and command."
>
> *Wordsworth.*

બંગાલ, બિહાર તથા ઓરીસા એ ત્રણ સૂબા અથવા પ્રાંતોનો અધિપતિ નવ્વાબ આલિજાહ મીર કાસિમખાં મોંગીર દુર્ગમાં આવીને વસ્યો હતો. દુર્ગમાં જે આગાર અથવા પ્રાસાદ 'હરમસરા' અથવા 'અંતઃપુર' નામથી ઓળખાતો હતો તે અંતઃપુરના રંગમહાલય નામક કક્ષમાં અત્યારે એક પ્રકારની સ્વર્ગીય શોભા વિસ્તરેલી જોવામાં આવતી હતી. રાત્રિના પ્રથમ પ્રહરની અદ્યાપિ સમાપ્તિ થઇ ન હોતી. ઉપર્યુક્ત રંગમહાલયના સુરંજિત ફર્શપર એક અત્યંત સુકોમલ ગાલીચો પાથરેલો હતો. સુગંધિત તેલથી ભરેલી ચાંદીની દીપિકાઓ પ્રકાશ તથા સુગંધને એકસમયાવચ્છેદે રંગમહાલયમાં સર્વત્ર પ્રસારી રહી હતી તેમ જ મધુરગંધ કુસુમોના મધુર સુરભિનો પણ ત્યાં સંપૂર્ણ અધિકાર વ્યાપેલો હતો. કીનખાબના એક ઓસીકાપર પોતાના લઘુ મસ્તકને અઢેલાવીને એક કૃષ્ણાંગી તથા બાલિકાકૃતિ યુવતી પડી પડી શેખ.સાદી કૃત 'ગુલિસ્તાન'ના વાંચનનો પ્રયત્ન કરી રહી હતી. એ યુવતીની અવસ્થા સત્તર વર્ષની હોવા છતાં તે નીચા ઘાટની હોવાથી કોઇ એક બાલિકા સમાન સુકુમાર દેખાતી હતી. તે 'ગુલિસ્તાન' વાંચતી વચ્ચે અચાનક ઊઠીને બેઠી થઇ જતી હતી અને પોતાના મનમાં જ કાંઇક બોલ્યા કરતી હતી. એક વાર તે પોતાના મનને એવો પ્રશ્ન પૂછતી હતી કેઃ "તેઓ અદ્યાપિ નથી પધાર્યા તેનું શું કારણ હોવું જોઇએ વારુ ?" અને ત્યાર પછી અન્ય ક્ષણે જ તેના હૃદયમાંથી એવા

ઉદ્‌ગારો નીકળતા હતા કેઃ " તેઓ શામાટે પધારે વારૂ ? કારણ કે, તેમની હજાર બાંદીઓમાંની હું પણ એક બાંદી હોવાથી મારા-માટે આટલે દૂર આવવાની તકલીફ તેમણે શામાટે ઉઠાવવી જોઇએ ? " પુનઃ તે યુવતીએ 'ગુલિસ્તાન' વાંચવાનો આરંભ કરી દીધો; પરંતુ બે ચાર પંક્તિઓ વાંચી ન વાંચી એટલામાં તો વળી પાછો તેને વાંચવાનો કંટાળો આવી ગયો અને તેથી તે બોલવા લાગી કેઃ " બળ્યું, આ વાંચવાનું તો અત્યારે મને નથી જ ગમતું. જો તેઓ ન આવવાના હોય, તો ભલે ન આવે; પણ જો તેઓ મને યાદ કરશે, તો મારાથી તો અવશ્ય તેમની પાસે જઈ શકાશે અને હું અવશ્ય તેમની ખિદમતમાં હાજર થઇશ. પરંતુ તેઓ મને યાદ ફર્માવે એવું મારૂં નસીબ ક્યાં છે ? કારણ કે, હું ગમે તેવી પણ હજાર બાંદીઓમાંની એક બાંદી જ છું કે તેથી કાંઇ વધારે છું ? હું એક બાંદી જ છું અને બાંદીની કીમત કશી પણ નથી હોતી એ મારે ભૂલી જવું ન જોઇએ. " આવી રીતે પોતાના મનનું સમાધાન કરીને પુનઃ તેણે ' ગુલિસ્તાન ' વાંચવા માંડ્યું અને પુનઃ તેમાં મનની સંલગ્નતા ન થવાથી પુસ્તકને દૂર નાખી દઇને તે આત્મગત કહેવા લાગી કેઃ " પરવરદિગાર આવા પ્રકા-રની વિલક્ષણ વ્યવસ્થા શામાટે કરતો હશે વારૂ ? એક મનુષ્ય એક અન્ય મનુષ્યની પ્રતીક્ષામાં આત્મવિસ્મૃત શામાટે થઇ જાય છે ? જો એને પરવરદિગારની ઇચ્છા માની લઇએ, તો પછી મનુષ્ય જેની પ્રાપ્તિનો સહજ સંભવ હોય છે તેવા જ અન્ય મનુ-ષ્યમાં પોતાના પ્રેમને કેમ નથી સ્થાપતું ? અર્થાત્ જેની પ્રાપ્તિનો કદાપિ સંભવ નથી તેવી વ્યક્તિમાં જ પોતાના પ્રેમને સ્થાપવાની પ્રત્યેક મનુષ્ય ઇચ્છા ધરાવે છે તેનું કારણ શું હોવું જોઇએ વારૂ ? હું એક ક્ષુદ્ર લતા હોવા છતાં શાલતરુના શિખરપર આરોહણ કર-વાની આકાંક્ષાને મારે શામાટે ધારવી જોઇએ વારૂ ? એ પછી તે યુવતી પોતાના પુસ્તકને એક બાજૂ રાખીને પોતે ઊઠીને ઊભી થઈ

ગઈ. એ વેળાયે તેના સુંદરાકાર લઘુ મસ્તકથી મનોહર નિતંબ-દેશના નિમ્નતમ ભાગ પર્યન્ત લંબાયલો ભુજંગરાશિતુલ્ય કૃષ્ણ કેશકલાપ વાયુલહરીના મૃદુ આઘાતથી કંપવા લાગ્યો તેમ જ તેનું સ્વર્ણખચિત તથા સુગંધવિસ્તારક ઉજ્જવલ ઉત્તરીય વસ્ત્ર પણ સમીરલહરીના સ્પર્શથી જાણે નૃત્ય કરતું હોયની ! તદ્વત્ સ્પન્દિત થવા લાગ્યું અને તેના અંગસંચાલનથી જાણે સમસ્ત કક્ષમાં રૂપના તરંગો ઉદ્‌ભવી રહ્યા હોયની ! એવો જ ભાસ થવા લાગ્યો. અર્થાત્ જેવી રીતે અગાધ સલિલમાં ચાંચલ્યમાત્રથી જ તરંગોનો ઉદ્‌ભવ થાય છે તેવી રીતે એ સુંદરીના શરીરસંચાલન-માત્રથી જ એ રંગમહાલયમાં સૌન્દર્યના મહામનોહર તથા રમણીયતમ તરંગોનો ઉદ્‌ભવ થતો દેખાતો હતો.

ત્યાર પછી એ સુંદરી એક લઘુ વીણાને પોતાના સુકોમળ કરમાં ધારણ કરીને તેના સ્વરોને મેળવવા લાગી અને જ્યારે સ્વર-સંમેલનના કાર્યની સમાપ્તિ થઈ એટલે પછી તેણે અત્યંત મંદ તથા મૃદુ સ્વરથી એક સંગીતના આલાપને આરંભી દીધો. તે અત્યંત મંદ સ્વરથી ગાતી હોવાથી જાણે ' મારા સંગીતને કોઇ સાંભળી લેશે, તો ?' એવા ભયથી જ તે ગાતી હોયની ! એવો સ્પષ્ટ ભાસ થતો હતો. હજી તો તે આવી રીતે સંગીતના મંગલાચરણમાં જ વિહરતી હતી એટલામાં અચાનક નિકટવર્તી સ્થાનમાંથી પ્રહરીનો અભિવાદનશબ્દ તથા આન્દોલિકાવાહકો–પાલખી ઉપાડનારા ભોઇઓ–નો પદધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. તત્કાળ સુંદરી વીણાને ત્યાગીને ઊભી થઇ ગઈ અને ઊતાવળથી દ્વારમાં આવીને જોતાં જ તેના જાણવામાં આવી ગયું કે તામજામમાં* વિરાજેલા

---

* એક પ્રકારની નાની તથા ખુલ્લી પાલખી થાય છે અને તેને તામજામ નામથી ઓળખવામાં આવે છે. એ તામજામનું વજન બહુ હલકું હોય છે, એનો આકાર લાકડાની લાંબી કુરસી જેવો હોય છે, એમાં દંડ જોડેલા હોય છે અને એ દંડોને પોતાના સ્કંધોપર ધારીને કહારો અથવા ભોઇઓ એ તામજામને ઉપાડીને લઇ જાય છે. અનુવાદક

નવ્વાબનું આગમન થઇ ચૂક્યું હતું. નવ્વાબ મીર કાસિમ અલી ખા પોતાના તામજામમાંથી ઊતરીને રંગમહાલયના દ્વારમાં પ્રવેશ કર્યો

નવ્વાબ મીર કાસિમે પોતાના આસનપર વિરાજીને પ્રેમ પૂછ્યું કે: "ફલની બીબી, તું હમણાં કયું ગાન ગાતી હતી વારૂ?

એ યુવતીનું નામ દૌલતુન્નિસા હોવા છતાં નવ્વાબ સંક્ષેપના આશયથી તેને ફલની કહીને બોલાવતો હતો અને તેથી નગરવાસી જનો પણ તેને ફલની બેગમ અથવા ફલની બીબી નામથી જ ઓળખતાં હતાં. અસ્તુઃ ફલની નવ્વાબના એ પ્રશ્ન કાંઇ પણ ઉત્તર ન આપતાં લજ્જાથી પોતાના મસ્તકને અવન કરીને બેસી રહી.

ફલનીના દુર્ભાગ્યની પ્રબળતાથી નવ્વાબે તેના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં પોતાના પ્રશ્નના અનુસંધાન તરીકે જણાવ્યું કે: "*જે ગાન ગાતી હતી તે ગા; કારણ કે, તે ગાન સાંભળવાની મા હૃદયમાં તીવ્ર ઇચ્છા થયેલી છે.*"

નવ્વાબની એ આજ્ઞાના શ્રવણથી ફલની બહુ જ ગભરાટ પડી ગઇ. તેણે વીણાને હસ્તમાં ધારણ કરીને તેના સ્વરોને મેળવવા પ્રયત્ન કર્યો, પરંતુ વીણાના સ્વરોનું સંમેલન ન થયું અને તે એ પ્રયત્ન સર્વથા નિષ્ફળ થયો. નિરાશ થઇને તેણે વીણાને હસ્ત માંથી ત્યાગી દીધી અને બેહાલા* નામક એક અન્ય તંતુવાદ્ય હસ્તમાં ધારણ કરીને તેના સ્વરોને મેળવવાનો ઉદ્યોગ કર્યો; પરંતુ તે એ ઉદ્યોગ પણ સરળ ન થયો; કારણ કે, એ બેહાલાના સ્વરોનું પ તેનાથી સંમેલન કરી શકાયું નહિ. અર્થાત્ બેહાલા પણ વીણા પ્રમા બેસુરી જ બોલવા લાગી. નવ્વાબ ફલનીના ગભરાટને જાણી ગ અને તેથી તેના ગભરાટને ટાળવામાટે તેણે કહ્યું કે: "બેહાલા

*જે તંતુવાદ્યને અંગ્રેજી ભાષામાં Violin-વાયોલિન્-નામથી ઓ ખવામાં આવે છે તે તંતુવાદ્યનું પોર્તુગીઝ નામ Viola-વાયોલા-છે અને બેહાલા એ વાયોલા શબ્દનો જ બંગાળી અપભ્રંશ છે. અનુવા



નવ્વાબ મીર કાસિમે પોતાના આસનપર વિરાજીને પ્રેમથી પૂછયું કે: "દલની બીબી, તુ હમણાં કયુ ગાન ગાતી હતી વારૂ?"

પૃષ્ઠ ૨૦

સ્વરો મળી ગયા છે એટલે હવે વધારે વિચાર ન કરતાં તું પોતાના કંઠસ્વરને બેહોલાના સ્વરો સાથે મેળવીને ઝટપટ ગાવાનો આરંભ કરી દે એટલે થયું." નવ્વાબની આ આજ્ઞાથી ફૂલનીના મનમાં એવો સંશય ઉદ્ભવ્યો કે: "બેહોલા બેસુરી વાગે છે છતાં નવ્વાબ એના સ્વરો સાથે મારા કંઠસ્વરને મેળવીને મને ગાવાની આજ્ઞા કરી રહ્યા છે એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે આ ફૂલનીને સ્વરનું જ્ઞાન છે જ નહિ, એવી જ એમની માન્યતા હોવી જોઇએ." અને એ સંશયનું પરિણામ એ થયું કે એ પછી તેના ઓષ્ઠો જાણે સીવાઇ જ ગયા અને તેના મુખમાંથી એક પણ શબ્દ બહિર્ગત થઈ શક્યો નહિ. ફૂલનીએ પોતાના ઓષ્ઠોને ઉઘાડવાની અને બોલવાની બહુ ચેષ્ટા કરી; પરંતુ તેના ઓષ્ઠો તેની ઇચ્છાને ન અનુસર્યા તે ન જ અનુસર્યા; કારણ કે, તેઓ વારંવાર ઉઘડી ઉઘડીને છેક છેલ્લી ઘડીએ પાછા વસાઇ જતા હતા અને તેથી જે દિવસે આકાશ મેઘાચ્છન્ન હોય છે તે દિવસે જેવી રીતે સ્થલકમલિની વિકાસનો ભાસ કરાવવા છતાં પણ વિકસી શકતી નથી તેવી જ અત્યારે ફૂલિનીના ઓષ્ઠોની અવસ્થા થયેલી દેખાતી હતી. કોઇ એક ભીરુ કવિના કાવ્યકુસુમ પ્રમાણે તેનું મુખ ઉઘડી ઉઘડીને પાછું બંધ થઇ જતું હતું. માનિની સ્ત્રીના માનકાલિક કંઠાગત પ્રણયસંબોધન પ્રમાણે ફૂલનીના શબ્દો જિવ્હાના અગ્રભાગમાં આવીને અટકી જતા હતા; કારણ કે, વસાયલા મુખરૂપ દ્વારમાંથી તેમને બહિર્ગત થવાનો માર્ગ મળી શકતો ન હોતો. આવી વિલક્ષણ પરિસ્થિતિ ઉપસ્થિત થવાથી ફૂલનીએ અંતે કંટાળીને બેહુલાને પણ ત્યાગી દીધી અને અત્યંત બળાત્કારે માત્ર એટલા જ શબ્દો ઉચ્ચાર્યા કે: "હું અત્યારે ગાવાની નથી."

"અત્યારે તું શામાટે નથી ગાવાની? શું, મારા પર તું કોપાયમાના થયેલી છે?" નવ્વાબે વિસ્મિત થઇને પૂછ્યું.

"કલકત્તાના અંગ્રેજો જે વાદ્યયંત્ર વગાડીને તેની સાથે ગાય

છે તે વાદ્યયંત્ર પ્રથમ મને લાવી આપો એટલે પછી હું આપ સમક્ષ બેસીને ગાઈશ અને જો તે વાદ્યયંત્ર મને નહિ લાવી આપો, તો હું મારૂં ગાન આપને કદાપિ સંભળાવવાની નથી તે નથી જ." દલનીએ તત્કાળ ન ગાવાનું એક નિમિત્ત દર્શાવ્યું.

"જો માર્ગમાં કંટક નહિ આવી પડે અને માર્ગ નિષ્કંટક રહેશે, તો તો તે વાદ્યયંત્ર તને હું અવશ્ય લાવી આપીશ." મીર કાસિમે હાસ્યમંડિત મુખથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"માર્ગમાં કંટક આવી પડવાનું કાંઇ કારણ ?" દલનીએ આતુરતાથી પૂછ્યું.

"મને લાગે છે કે કદાચિત્ મારે અંગ્રેજો સાથે વિરોધ કરવો પડશે." નવ્વાબે આ શબ્દો દુઃખિત હૃદયથી ઉચ્ચાર્યા અને ત્યારપછી દલનીને પૂછ્યું કેઃ "શું, ત્યારે તેં એ સર્વ સમાચાર નથી સાંભળ્યા ?"

"એ સર્વ સમાચાર મારા સાંભળવામાં આવી ચૂક્યા છે." દલની આટલું ઉત્તર આપીને ચિન્તામગ્ન થઇ ગઇ.

તેને આવી રીતે ચિન્તામગ્ન થયેલી જોઇને નવ્વાબે પૂછ્યું કેઃ "દલની બીબી, તું આવી રીતે અન્યમના થઇને શી ચિન્તા કરી રહી છે વારૂ ?"

"એક દિવસ આપે જ મને કહ્યું હતું કે 'જે કોઇ પણ અંગ્રેજો સાથે વિવાદ કિંવા વિગ્રહ કરશે તે અવશ્ય પરાજય પામશે' અને અત્યારે આપ પોતે જ તે અંગ્રેજો સાથે વિરોધ કિંવા વિગ્રહ કરવાને તૈયાર થયા છો, તે શામાટે ? હું એક બાળા તથા આપની એક સેવિકા હોવાથી આપને આવા પ્રકારના પ્રશ્નો પૂછવા એ જો કે મારી યોગ્યતા નથી, તથાપિ આપ મારામાં અગાધ પ્રેમ રાખતા હોવાથી મને આવા પ્રશ્નો પૂછવાનો જે વિશિષ્ટ અધિકાર પ્રાપ્ત થયેલો છે તે અધિકારના બળથી જ અત્યારે હું આપને આવા પ્રકારના પ્રશ્નો પૂછવાનું સાહસ કરી રહી છું." દલનીએ અત્યંત

વિનય તથા વિવેકથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

" હલની, તારૂં કથન અક્ષરશઃ સત્ય છે; કારણ કે, મારો તારામાં એવો તો અગાધ અનુરાગ છે કે અત્યાર સુધી કોઇ પણ અબળામાં મારો આવો અને આટલો અનુરાગ બંધાયો નથી અને ભવિષ્યમાં પણ બંધાય તેમ છે જ નહિ, એવી મારી દૃઢ માન્યતા છે. " નવ્વાબે હલની વિષયક પોતાના અગાધ અનુરાગને વ્યક્ત કરી બતાવ્યો.

નવ્વાબના આ ઉદ્‌ગારોના શ્રવણથી હલનીના શરીરમાં હર્ષ-જન્ય કંપનો આવિર્ભાવ થતાં કેટલાક સમય પર્યન્ત તે મૌનનું અવલંબન કરીને બેસી રહી અને તેનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુઓ પણ પડવા લાગ્યાં. કેટલાક સમય પછી પોતાનાં અશ્રુઓને લુછીને તે કહેવા લાગી કેઃ " આપ જયારે એ રહસ્યને સારી રીતે જાણો છો કે જે કોઇ પણ અંગ્રેજોનો વિરોધી થશે તેનો અવશ્ય પરિ-પાત જ થવાનો છે, તો પછી આપ પોતે જ તેમની સાથે વિગ્રહ કરવાને શામાટે તત્પર થયા છો વારૂ ? "

" મારા હસ્તમાં અન્ય કોઈ ઉપાય રહેલો ન હોવાથી નિરુ-પાયવશાત્ મારે આ માર્ગનું અવલંબન કરવું પડયું છે. " નવ્વાબ મીર કાસિમ મૃદુ સ્વરથી કહેવા લાગ્યોઃ " તું મારી એક અનન્ય-હિતવાદિની હોવાથી હું તારાથી કોઇ વાર્તાને ગુપ્ત રાખવા ઇચ્છતો નથી અને તેથી જે સત્ય વાર્તા છે તે જ હું અત્યારે તારા સમક્ષ પ્રકાશિત કરૂં છું. એટલું તો હું સારી રીતે જાણું છું કે મારી પદભ્રષ્ટતા કિંબહુના મારા જીવનનો નાશ એ જ અંગ્રેજો સાથેના મારા આ વિગ્રહનું બહુધા નિશ્ચિત પરિણામ છે અને એ ભયાનક પરિણામને જાણવા છતાં પણ હું તેમની સાથે વિગ્રહને આરંભવાનું સાહસ શા કારણથી કરી રહ્યો છું, એવો પ્રશ્ન સ્વાભાવિક જ ઉપ-સ્થિત થતો હોવાથી તે પ્રશ્નનું ઉત્તર એ છે કે, અંગ્રેજો અત્યારે જે વર્તન કરી રહ્યા છે તે વર્તનને જોતાં તો એમ જ જણાય છે કે

નવ્વાબ હું નથી, પણ તેઓ જ છે. અર્થાત્ જે મુલ્કનો હું નવ્વાબ નથી તે મુલ્કમાં મારી આવશ્યકતા જ શી છે વારૂ ? માત્ર એટલું જ નહિ, પણ તેઓ સ્પષ્ટ શબ્દોમાં મને સંબોધીને એવી અભદ્ર ઘોષણા કરી રહ્યા છે કે: " નવ્વાબ અથવા રાજા અમો છીએ અને પ્રજાને પીડવાનો ભાર તારા શિરપર રહેલો છે; અર્થાત્ તું પ્રજાને અમારા લાભમાટે પીડતો રહે અને અમારા સ્વાર્થને સંભાળતો રહે ! ' ત્યારે હવે તેમના લાભોની રક્ષામાટે મારે મારી પ્રજાને પીડયા જ કરવી કે શું ? નહિ; મારે મારી નિર્દોષ પ્રજાને અકારણ શામાટે પીડવી જોઇએ ? જો નવ્વાબની પદવીપર અવિચળ રહીને મારાથી પ્રજાનું કલ્યાણ નહિ કરી શકાય, તો તત્કાળ હું મારી નવ્વાબ પદવી તથા આ રાજ્યને સદાને માટે ત્યાગી દઇશ; પરંતુ નિરર્થક પાપ તથા કલંકનો ભાગી તો હું નથી જ થવાનો; કારણ કે, હું સિરાજુદ્દૌલા પણ નથી તેમ જ મીર જાફર પણ નથી અને એ વાર્તાને અંગ્રેજો સર્વથા ભૂલી ગયા છે. "

દલનીએ પોતાના મનમાં પોતાના હૃદયેશ્વર તથા બંગાળાના એ વર્તમાન અધીશ્વરની શત શત પ્રશંસા કરી અને ત્યારપછી કહ્યું કે: " પ્રાણેશ્વર, આપની ઇચ્છા પ્રતિ મારાથી શો વિરોધ દર્શાવી શકાય તેમ છે વારૂ ? કારણ કે, આપ જે કાંઇ પણ કરતા હશો તે જાણી વિચારીને જ કરતા હશો એટલે એ વિષયપરત્વે કાંઈ પણ બોલવા જેવું રહેતું જ નથી. છતાં આપ પાસેથી હું એટલી ભિક્ષા માગી લઉં છું કે કૃપા કરીને આપ પોતે યુદ્ધમાં ન જશો. "

" આવા પ્રકારના વિષયમાં એક સ્ત્રીના પરામર્શને લક્ષમાં લેવો એ જેવી રીતે બંગાળાના નવ્વાબનું કર્તવ્ય નથી તેવી જ રીતે આવા વિષયમાં પોતાનો પરામર્શ આપવો એ તારા જેવી એક બાલિકાનું કર્તવ્ય નથી, એ આપણે નિરંતર સ્મરણમાં રાખવાનું છે. "

નવ્વાબના આ શબ્દોને સાંભળતાં દલનીની પ્રતિભાનો લોપ થઈ ગયો અને તે શોકાતુર થઇને કહેવા લાગી કે: " જો અજાણતાં

મારા મુખમાંથી અયોગ્ય શબ્દો નીકળી ગયા હોય, તો કૃપા કરીને મને મારા એ અપરાધની આપ ક્ષમા આપશો, એવી આપનાં ચરણોમાં મારી પ્રાર્થના છે; કારણ કે, સ્ત્રીનું મન સ્વાભાવિક જ અશાંત તથા ચંચલ હોવાથી જ મારાથી આ શબ્દો અધીરતાના વેગમાં બોલી જવાયા છે. અસ્તુઃ પરંતુ મારી એક બીજી પણ યાચના છે. ”

“ તે બીજી યાચના શી છે ? ” નવ્વાબે પૂછ્યું.

“ આપ મને પણ પોતા સાથે યુદ્ધમાં લઇ જશો ? ” દલનીએ યુદ્ધમાં જવાની ઇચ્છા દર્શાવી.

“ તો શું, તારી પણ હસ્તમાં શસ્ત્રને ધારણ કરીને યુદ્ધ કરવાની ઇચ્છા છે ? જો એમ જ હોય, તો હું ગુર્ગનખાનને બર્તર્ફ કરીને તેના સ્થાનમાં તને જ નિયુક્ત કરી દઉં. બોલ, શો વિચાર છે ? ” મીર કાસિમે ગંભીરતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

દલની અત્યંત લજ્જિત થવાથી કાંઈ પણ બોલી શકી નહિ એટલે મીર કાસિમે તેને અનુરાગદર્શક ભાવથી પૂછ્યું કેઃ “ યુદ્ધમાં તું શા કારણથી મારી સાથે આવવા ઇચ્છે છે વારૂ ? ”

“ હું એ જ કારણથી આપની સાથે યુદ્ધમાં આવવા ઇચ્છું છું કે એક નિમેષમાત્રને માટે પણ આપથી ભિન્ન કિંવા દૂર રહેવાની મારી ઇચ્છા નથી. ” દલનીએ યુદ્ધમાં તેની સાથે જવાનું કારણ દર્શાવ્યું.

મીર કાસિમે સ્પષ્ટ શબ્દોમા દલનીની એ યાચના કિંવા ઇચ્છાનો અસ્વીકાર કર્યો; કારણ કે, સ્ત્રીજાતિની આવી વિલક્ષણ ઇચ્છાઓને સ્વીકારવાનો તેનો સ્વભાવ જ ન હોતો એટલે તેનાથી દલનીની એ ઇચ્છાને સ્વીકારી શકાય તેમ હતું જ નહિ.

પોતાની ઇચ્છાને અસ્વીકૃત થયેલી જોઇને દલની હસતી હસતી નવ્વાબને પૂછવા લાગી કેઃ “ જહાંપનાહ, ગણિતશાસ્ત્રમાં નિષ્ણાત હોવાથી ભાવિ ઘટનાઓને આપ જાણી શકો છો, તો યુદ્ધના

સમયમાં હું ક્યાં હોઇશ એ કૃપા કરીને આપ મને કહેશો ખરા કે ?"

"જો તારી પોતાના એ ભવિષ્યને જાણવાની જ ઇચ્છા હોય, તો મને કલમદાન લાવી આપ." મીર કાસિમે હસીને જ આ શબ્દો ઉચ્ચાર્યા.

દલનીની આજ્ઞાથી એક બાંદી સત્વર સોનાનું એક કલમદાન લઇ આવી અને દલનીએ તે કલમદાન નવ્વાબ સમક્ષ રજૂ કરી દીધું.

મીર કાસિમે હિન્દુઓ પાસેથી જ્યોતિઃશાસ્ત્ર કિંવા જ્યોતિર્વિદ્યાનો અભ્યાસ કરેલો હોવાથી એ વિદ્યાનું સાધારણતઃ તે ઉત્તમ જ્ઞાન ધરાવતો હતો. તેણે ગણિતશાસ્ત્રના નિયમ અનુસાર એક કાગળપર કેટલાક અંક લખ્યા અને તે અંકોના વિચારમાં તે નિમગ્ન થયો. કેટલીક વાર પછી તે કાગળને દૂર ફેંકી દઇને ઉદાસીનતાને આધીન થઇ ગયો અને મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો.

"કેમ, શું ભવિષ્ય આપના જોવામાં આવ્યું વારૂ ?" દલનીએ જિજ્ઞાસા દર્શાવી.

"જે ભવિષ્ય મારા જોવા તથા જાણવામાં આવ્યું છે તે અત્યન્ત વિસ્મયકારક હોવાથી તારા સાંભળવા યોગ્ય નથી; કારણ કે, એ ભવિષ્યને ન જાણવામાં જ તારૂં કલ્યાણ છે." મીર કાસિમે શોકાતુર મુખથી કહ્યું.

દલની તે ભયંકર ભવિષ્યને જાણવામાટે તત્કાળ કોઇ પણ પ્રકારનો આગ્રહ કરે તે પૂર્વે જ નવ્વાબ રંગમહાલયમાંથી ઉઠીને બાહ્ય ભાગમાં ચાલ્યો ગયો અને ત્યાં પોતાના મીર મુન્શીને બોલાવીને તેણે એવી આજ્ઞા આપી દીધી કે: "મુર્શિદાબાદના કોઇ એક હિન્દુ રાજકર્મચારીપર એવા આશયનું એક આજ્ઞાપત્ર લખીને મોકલી આપો કે મુર્શિદાબાદ પાસે જ વેદગ્રામ નામક જે એક સ્થાન છે તે સ્થાનમાં ચન્દ્રશેખર નામક એક બ્રાહ્મણ વસે છે. એ બ્રાહ્મણ પાસેથી જ હું ગણિતવિદ્યા શીખ્યો છું. અર્થાત્

તેમને બોલાવી તેમના હસ્તથી ગણિત કરાવીને એ જાણી લેવાનું છે કે જો અલ્પ સમયમાં અંગ્રેજો સાથેના આપણા યુદ્ધનો પ્રસંગ ઉપસ્થિત થાય, તો તે યુદ્ધના સમયમાં તથા યુદ્ધની સમાપ્તિ થઇ જવા પછી દલની બેગમનો નિવાસ ક્યાં હોવાનો સંભવ છે?"

મીર મુન્શીએ નવ્વાબની આજ્ઞાનું તત્કાળ પાલન કર્યું, એટલે કે, ચન્દ્રશેખરદ્વારા એ ભવિષ્યને જાણવામાટે એક મનુષ્યને તત્કાળ મુર્શિદાબાદની દિશામાં રવાના કરી દીધો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### ભીમા પુષ્કરિણી

" Where is the man who has the power and skill
To stem the torrent of a woman's will?
For if she will, she will, you may depend on't,
And if she wont, she wont, and there's an end on't."

*Anonymous.*

ભીમા નામક એક બૃહત્ કિંવા સુવિશાળ પુષ્કરિણીના ચારે તીરપ્રાંતોની આસપાસ તાલવૃક્ષોની ઘન પંક્તિઓ વિસ્તરેલી હતી. અસ્તાચલગામી સૂર્યનાં સુવર્ણવર્ણ કિરણોનો તે પુષ્કરિણીના કૃષ્ણ-વર્ણ જલમાં પાત થયો હતો અને તે સુવર્ણવર્ણ કિરણો સાથે તાલ-વૃક્ષોની કૃષ્ણ છાયા પણ પુષ્કરિણીના કાળા જલની સપાટીપર વિસ્ત-રેલી હતી. એક ઘાટ અથવા આરા પાસે કેટલાંક ક્ષુદ્ર વૃક્ષો, તેઓ લતામંડિત હોવાથી તે લતાઓના યોગે પરસ્પર બદ્ધ થઇને, પોતાની શાખાઓને જલપર્યન્ત લંબાવતાં જલવિહારિણી કુલકામિનીઓને અન્ય જનોની દૃષ્ટિયે પડવાના ભયથી મુક્ત રાખીને જાણે તે કુલકામિની-ઓની એક પ્રકારની સેવા જ કરી રહ્યાં હોયની! એવો જ તે

વૃક્ષોની આવી અદ્‌ભુત રચનાથી ભાસ થયા કરતો હતો. એ વૃક્ષોની છાયાથી કિંચિદ્ અંધકારમય થયેલા સ્થાનમાં અત્યારે શૈવલિની તથા સુન્દરી પોતાના ધાતુકલશોને પોતાના હસ્તોમાં ધારણ કરીને ભીમા પુષ્કરિણીના જલ સાથે ક્રીડા કરી રહી હતી.

યુવતી સાથે જલની ક્રીડાનો ભાવાર્થ શો છે તે અમો જાણતા નથી; કારણ કે, અમો જલ નથી. અર્થાત્ સૌન્દર્યના દર્શન-માત્રથી જ જે પુરુષ પીગળીને જલના સ્વરૂપમાં પરિણુત થઇ ગયો હોય, તેનાથી જ આ પ્રશ્નનું સમાધાનકારક અને યથાર્થ ઉત્તર આપી શકાય તેમ છે. માત્ર તે જ પુરુષ એ રહસ્યને પ્રકાશિત કરી શકે છે કે કલશના તાડનથી તરંગોને ધારણ કરી જલરાશિ બાહુમાં વિરા-જતા અલંકારોના ઝણત્કારના તાલને અનુસરીને તાલબદ્ધતાથી કેમ નાચે છે; હૃદયના ઉપરિભાગમાં ગ્રથિત કમલપુષ્પની માલાને આન્દો-લિત કરીને જલરાશિ મંદમંદ નૃત્ય કરે છે તેનું કારણ શું છે; સંતરણ-કુતૂહલી ક્ષુદ્ર વિહંગમોને આન્દોલિત કરીને જલરાશિ મંદ નૃત્યના વ્યવસાયમાં પ્રવૃત્ત થાય છે તે શામાટે તેમ જ યુવતીને ચારે તરફથી ઘેરી લઇને તેના બાહુ, કંઠ, સ્કંધ તથા હૃદય આદિમાં દૃષ્ટિપાત કરી તરંગોને ઉપજાવીને જલ પોતાના તાલબદ્ધ મંદ નૃત્યને આરંભી દે છે એમાં શો ભેદ સમાયલો છે ? અર્થાત્ જલરૂપ થયેલા પુરુષ વિના આ સર્વ રહસ્યોનો અન્ય કોઇથી પણ પ્રકાશ કરી શકાતો નથી. યુવતી પોતાના કલશને જલની સપાટીપર વાયુના હસ્તમાં સમર્પી દઇને એટલે કે તેને તરતો મૂકી દઇને પોતે પોતાના હનુ પર્યન્ત જલમાં કેવી રીતે નિમજ્જિત થાય છે, પોતાના બિંબાધરવડે જલને કેવી રીતે સ્પર્શ કરે છે; જલને પોતાના મુખમાં કેવી રીતે પ્રવેશાવે છે તથા મુખમાંના તે જળને ઊર્ધ્વધારાના રૂપમાં કેવી રીતે સૂર્યાભિમુખ થઇને બહિર્ગત કરે છે અને એ પ્રયોગથી જલ તે યુવતીના મુખમાંના જલના પતનના સમયમાં એક એક બિંબમાં શતાવધિ સૂર્યોને ધારણ કરીને કેવી રીતે તે યુવતીને તે બિંબસૂર્યોનો ઉપહાર

આપે છે, એ સર્વે ગૂઢ સમસ્યાનો કેવળ તે જલરૂપ થયેલા પુરુષ વિના અન્ય કોઇથી પણ પ્રકાશ કરી શકાતો નથી. યુવતીના હસ્ત-પાદાદિના સંચાલનથી જલ તરંગાયિત થઇને નૃત્ય કરવા મંડી જાય છે અને જલના હિલ્લોલથી યુવતીનું હૃદય પણ નૃત્યકાર્યમાં નિમગ્ન થાય છે એટલે જલ તથા યુવતીનું હૃદય એ ઉભય વસ્તુઓ સમાન છે; કારણ કે, જલ પણ ચંચલ છે અને વિશ્વચાંચલ્યવિધા-યિની વનિતાનું હૃદય પણ ચંચલ મનાય છે. પરંતુ જલમાં કોઇ પણ પ્રકારનું ચિન્હ અંકિત થતું નથી; તો શું યુવતીના હૃદયમાં પણ એવી જ રીતે કોઇ પણ પ્રકારનું ચિન્હ નથી જ અંકાતું ?

સુવર્ણરંગીય સૂર્યકિરણો પુષ્કરિણીના શ્યામ જલમાં મળી ગયાં અને તેથી જોતજોતાંમાં સર્વત્ર અંધકારનો અધિકાર વ્યાપી ગયો. કેવળ તાલતરુઓના શિખરભાગો જ સ્વર્ણપતાકા પ્રમાણે ઉજ્જવલ દેખાતા હતા.

સંપૂર્ણ સંધ્યાકાળ થયેલો જોઇને સુંદરી શૈવલિનીને સંબો-ધીને કહેવા લાગી કે: "ભગિની, સંપૂર્ણ સંધ્યાકાળ થયેલો હોવાથી નિશાના આગમનમાં હવે અધિક વિલંબ રહ્યો નથી એટલે આ સ્થાનમાં હવે વધારે વાર રહેવું સારૂં નથી. ચાલો, આપણે હવે ઘેર જઇએ."

"ભગિની, અત્યારે અહીં અન્ય કોઇ પણ મનુષ્ય ન હોવાથી તું ધીમા સ્વરથી એક ગીત ગા ને: કારણ કે, અત્યારે ગીત ગાવાની મારા હૃદયનાં તીવ્ર ઇચ્છા થઇ આવી છે." શૈવલિનીએ સુન્દરીને એક ગીત ગાવાનો આગ્રહ કર્યો.

"દૂર થા, પાપીયસી, ઘેર ચાલ." સુંદરીએ શૈવલિનીનો તિરસ્કાર કરીને પુનઃ તેને ઘેર ચાલવામાટેનો આગ્રહ કર્યો.

પરંતુ શૈવલિનીએ તેના એ આગ્રહને લક્ષમાં ન લઇને પોતે જ પોતાના વીણાવિનિન્દિત મહામધુર સ્વરથી નિમ્ન સંગીતના આલાપનો આરંભ કરી દીધો:—

"નહિ ઘેર હવે જઉં આજ સખી;
મમ માનસમોહન ઘેર નથી—નહિ.
સખિ, જો અહિં મન્મથ આવે છે;
રતિથી રતિતાપ શમાવે છે "—નહિ.

"મેર, મુઈ, આ શું બકી રહી છે ? તારો મનોમોહન અથવા તારો મન્મથ તો ઘરમાં તારી વાટ જોતો બેઠો છે, તો અભાગિની, ત્યાં સત્વર કેમ નથી ચાલતી ?" સુંદરીએ કઠોર શબ્દોમાં શૈવલિનીને પુનઃ ઘેર ચાલવાનો આગ્રહ કર્યો.

"તું ઘેર જઇને તેમને કહી દે કે તમારી મદનમોહિની ભીમાના જલને અત્યન્ત શીતલ જોઇને તેમાં ડૂબી મુઇ છે." શૈવલિનીએ મર્મવેદનાદર્શક માર્મિક વાક્ય ઉચ્ચાર્યું.

"તારી આ બાલિશતા અથવા મૂર્ખતાને હવે આટલેથી જ અટકાવી દે અને સત્વર ઘેર ચાલ; કારણ કે, રાત પડી ગયેલી હોવાથી મારાથી હવે આ સ્થાનમાં વધારે વાર રહી શકાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ આજે ક્ષેમીની મા કહેતી હતી કે આ પુષ્કરિણીની આસપાસ એક ગોરો જોવામાં આવ્યો હતો એટલે રાત પડી જવા પછી આ સ્થાનમાં રહેવામાં કેટલી અને કેવી ભીતિ સમાયલી છે એની તારાથી તત્કાળ કલ્પના કરી શકાય તેમ છે. ચાલ, ઉતાવળ કર." સુંદરીએ ભયનું દર્શન કરાવીને વળી પણ શૈવલિનીને ઘેર ચાલવામાટેનો આગ્રહ કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"જો કોઈ ગોરો અહીં આવ્યો હોય અથવા આવતો હોય, તો પણ તેનાથી તને તથા મને ડરવાનું શું કારણ છે વારૂ ?" શૈવલિનીએ આ પ્રશ્નથી સુંદરીના વાદનો પ્રતિવાદ કર્યો.

"આ પ્રસંગ આવા પ્રકારના વાદવિવાદનો છે કે શું ? સત્વર જલમાંથી નીકળીને બહાર આવી જા; નહિ, તો હું તો મારે ચાલતી થઇ જાઉં છું." સુંદરીએ તેને એકલી છોડીને ચાલ્યા જવાનો ભય દર્શાવ્યો.

" હું તો જલમાંથી બહાર નથી આવવાની; તારે જવું હોય, તો ભલે જા, " શૈવલિનીએ પોતાનો અંતિમ નિશ્ચય દર્શાવી દીધો.

શૈવલિનીની હઠવાદિતાથી સુંદરીના મનમાં કોપનો આવિર્ભાવ થતાં તેણે પોતાના કલશ અથવા ઘટમાં જલ ભરી લીધું અને ત્યારપછી તે કલશને કટિપાર્શ્વમાં ધારીને તીરપ્રાંતમાં આવા લાગી. તીરપ્રાંતમાં આવ્યા પછી પુનઃ તેણે શૈવલિનીને સંબોધીને કહ્યું કે: " તો શું, રાત્રિનો આરંભ થવા છતાં પુષ્કરિણીના આ નિર્જન ઘાટમાં એકલી ને એકલી બેસી રહેવાનો જ તારો વિચાર છે કે મને ચીડવવામાટે તું આ વિનોદ કરી રહી છે ? "

શૈવલિનીએ સુન્દરીના આ પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર ન આપતાં એક વિશિષ્ટ સ્થાન પ્રતિ અંગુલીનિર્દેશ કર્યો. શૈવલિનીએ જે સ્થાન પ્રતિ અંગુલીનિર્દેશ કર્યો હતો તે સ્થાનમાં દૃષ્ટિપાત કરતાં પુષ્કરિણીના પરતીરપ્રાન્તમાં એક તાલવૃક્ષ તળે સુન્દરીને સર્વનાશનો સાક્ષાત્કાર થયો અને તેથી પોતાના મુખમાંથી એક પણ શબ્દ ન ઉચ્ચારતાં તેણે પોતાના કટિપાર્શ્વમાંના જલપૂર્ણ કલશને પૃથ્વીપર પછાડી દીધો અને ત્યારપછી જેટલા વેગથી પલાયન કરી શકાય તેટલા વેગથી, શ્વાસ લેવામાટે પણ ક્યાંય ન અટકતાં, પલાયનનો પ્રારંભ કરી દીધો. સુંદરીનો પીતળનો કલશ ત્યાંથી ગગડતો ગગડતો અને પોતાના ઉદરમાંના જલને ઉદ્ગીર્ણ કરતો કરતો પાછો જલમાં જઇ પડયો અને પડતાંની સાથે જ જલમાં અદૃશ્ય થઇ ગયો. સુન્દરીએ તાલવૃક્ષતળે એક અંગ્રેજને ઊભેલો જોયો હતો અને તેના પરિણામે જ સુન્દરી અત્યંત ભયભીત થઇને પલાયન કરી ગઇ હતી.

પરંતુ તે અંગ્રેજને જોઇને શૈવલિની ચલાયમાન પણ ન થઇ, કંપાયમાન પણ ન થઇ અને જલમાંથી બહાર પણ ન નીકળી; કિન્તુ પોતાના શરીરને વક્ષપર્યન્ત જલમાં નિમજ્જિત કરીને તથા ભીના વસ્ત્રવડે કબરી–અંબોડા–સહિત મસ્તકના અર્ધભાગને આચ્છાદિત કરીને પ્રફુલ્લ રાજીવ પ્રમાણે જલમાં જ બેસી રહી. એ વેળાયે શૈવલિનીના

દર્શનથી જાણે જલરૂપ મેઘમંડલમાં અચલા સૌદામિની હાસ્ય કરી રહી હોયની ! અથવા તો ભીમા પુષ્કરિણીના શ્યામ તરંગોમાં જાણે કાંચનકમલ પ્રસ્ફુટિત થયું હોયની ! એવો જ ભાસ થવા લાગ્યો.

ઉપરિકથિત તાલતરુતળે ઉભેલા અંગ્રેજે સુંદરીના પલાયન પછી ત્યાં જનશૂન્યતાનો અધિકાર વ્યાપેલો જોઇને ધીમે ધીમે તાલતરુઓની છાયામાં લપાઇને ચાલવા માંડયું અને તે થોડી વારમાં જ ઘાટ પાસે આવી લાગ્યો. તે અંગ્રેજ તેના દેખાવથી તરતનો જ યૌવનમાં પ્રવેશેલો યુવક દેખાતો હતો. તેના મુખમંડળમાં દાઢી તથા મૂછોનો સર્વથા અભાવ હતો. તેના કેશો કાંઇક કૃષ્ણવર્ણ હતા અને તેનાં નેત્રો પણ સાધારણતઃ અંગ્રેજોનાં નેત્રો હોય છે તેનાથી વધારે કૃષ્ણવર્ણ હતાં. તેનો પોશાક ભભકાદાર હતો તેમ જ ઘડિયાલ, ચેન, વીંટી તથા તેના શરીરપર વિરાજતા અન્ય અલંકારો પણ સર્વથા સુંદર તથા આકર્ષક હતા એમાં કોઈ પણ પ્રકારનો સંશય ન હોતો.

તે અંગ્રેજ મંદ ગતિથી ચાલતો ઘાટપર આવી લાગ્યો અને ત્યાર પછી જ્યાં પુષ્કરિણીના જળનો ઘાટને સ્પર્શ થતો હતો તે સ્થાનમાં ઊભો રહીને તે બોલ્યો કેઃ " I come again fair lady. "

" હું તમારા એ અગડમ્ બગડમ્‌ને સમજી શકતી નથી. " શૈવલિનીએ બંગાળી ભાષામાં કોઇ પણ પ્રકારના ભય વિના કહ્યું.

" Oh–ay–that nasty gibberish–I must speak it I suppose હમ્ again આયા હય" અંગ્રેજ અંગ્રેજી તથા હિન્દુસ્તાની ભાષાનો ખીચડો કરીને બોલ્યો.

" તો શું, જમરાજના ઘરનો માર્ગ આ જ છે કે ? " શૈવલિનીએ બંગાળી ભાષામાં પૂછ્યું.

પરંતુ શૈવલિનીએ ઉચ્ચારેલા એ વાક્યમાંનો એક પણ અક્ષર તે અંગ્રેજથી સમજી શકાયો નહિ અને તેથી તેણે હિન્દુસ્તાની

ભાષામાં પૂછ્યું કેઃ " તુમ્ ક્યા બોલ્ટા હયૂ ? "

" મેં એમ કહ્યું કે જમ આપને ઉપાડી જવાનું ભૂલી ગયેલ છે કે શું ? " શૈવલિનીએ અંગ્રેજીમાં જ ઉત્તર આપ્યું.

તેના એ ઉત્તરને સાંભળીને અંગ્રેજ બચ્ચો હિન્દુસ્તાની ભાષામાં બોલ્યો કેઃ " જમ ? John you mean ? હમ્ જૉન્ નહીં; હમ્ લૅારેન્સ્ હયૂ. "

" ચાલો, વધારે નહિ, તો એક અંગ્રેજી શબ્દનો અર્થ તો શીખી શકાયો. લૅારેન્સ્ એટલે વાંદરો. " શૈવલિનીએ અંગ્રેજી ભાષામાં લૅારેન્સ્નો અર્થ વાનર કરી બતાવ્યો.

તે સંધ્યાકાળે લૅારેન્સ ફૉસ્ટર્ શૈવલિનીના શ્રીમુખની કેટલીક દેશી ગાળો ખાઈને પોતાના સ્થાન પ્રતિ ચાલ્યો ગયો એટલે કે ભીમા પુષ્કરિણીના ઘાટપરથી નીચે ઊતરીને એક આમ્રવૃક્ષના થડે બાંધેલા પોતાના અશ્વને છોડી, તેના પૃષ્ઠભાગમાં આરોહણ કરી એક વાર ટિબિયટ્ નદીના તીરપ્રાન્તમાં વિસ્તરેલા પર્વતને પ્રતિધ્વનિત કરનારૂં જે એક સંગીત પૂર્વે તેના સાંભળવામાં આવ્યું હતું તે સંગીતનું સ્મરણ કરતો તે પોતાના માર્ગમાં અગ્રેસર થવા લાગ્યો. વારંવાર તેના મનમાં એ વિચારનો આવિર્ભાવ થવા લાગ્યો કેઃ " તે દેશના તુષારરાશિ સમાન જે મેરી ફૉસ્ટર્ના પ્રણયથી મારા બાલ્યકાલમાં હું મુગ્ધ કિંવા અભિભૂત થયો હતો, તે ઘટના અત્યારે સ્વપ્ન સમાન દેખાય છે અને તેથી સ્વાભાવિક જ એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે દેશના પરિવર્તનથી રુચિનું પણ પરિવર્તન થઈ જાય છે કે શું ? તે તુષારમયી મેરીની આ ઉષ્ણદેશવાસિની જ્વાલામયી સુંદરી સાથે તુલના કરી શકાય તેમ છે ખરૂં કે ? આ પ્રશ્નનું મારાથી ઉત્તર આપી શકાય તેમ નથી. "

ફૉસ્ટર્ના પ્રયાણ કરી જવા પછી શૈવલિની ધીરે ધીરે કલશમાં જલ ભરીને અને તે જલપૂર્ણ કલશને પોતાના કટિપાર્શ્વમાં ધારણ કરીને વસન્તકાલિક વાયુપર આરૂઢ થયેલા મેઘ પ્રમાણે મંદ-

ગતિથી ચાલતી પોતાના ગૃહમાં આવી લાગી અને કલશને તેના સ્થાનમાં રાખીને તેણે પોતાના શયનગૃહમાં પ્રવેશ કર્યો.

શૈવલિનીનો સ્વામી ચન્દ્રશેખર એ વેળાયે શયનમંદિરમાં એક કંબલાસનપર બિરાજીને અને પોતાના શરીરના કટિથી ગોઠણ સુધીના ભાગને રામનામમુદ્રિત વસ્ત્રવડે આચ્છાદિત કરીને એક મૃત્તિકા-દીપને પોતા સમક્ષ રાખી એક હસ્તલિખિત ગ્રંથના વાંચનમાં નિમગ્ન થયેલો હતો; કારણ કે, અત્યારે આપણે જે કથાના નિરૂપણમાં પ્રવૃત્ત થયા છીએ તે કથાનો સમય આજથી લગભગ એક સો વર્ષ કરતાં પણ અધિક પૂર્વનો હોવાથી તે સમયમાં અત્યારનાં મુદ્રણાલ-યોમાં મુદ્રિત થયેલાં પુસ્તકો અસ્તિત્વ ધરાવતાં ન હોતાં.

ચન્દ્રશેખરની અવસ્થા લગભગ ચાળીસ વર્ષની હતી. તેનો આકાર દીર્ઘ હતો અને દીર્ઘ આકાર અનુસાર તેના શરીરમાં બલિ-ષ્ઠતા પણ વર્તમાન હતી. તેનું મસ્તક વિશાળ હતું, તેનો લલાટ-દેશ પ્રશસ્ત હતો અને અત્યારે તેના એ પ્રશસ્ત લલાટમાં ચંદન-રેખા દૃષ્ટિગોચર થતી હતી. શૈવલિનીએ જે વેળાયે ગૃહમાં પ્રવેશ કર્યો તે વેળાયે તેના મનમાં એ ચિન્તાનો ઉદ્દભવ થયો હતો કેઃ "જો મારા પતિ પૂછશે કે 'તને આવતાં આટલું બધું મોડું કેમ થઇ ગયું અને તું રાત ક્યાં પાડી આવી ?' તો તેમના એ પ્રશ્નનું હું શું ઉત્તર આપીશ વારૂ ?" પરંતુ શૈવલિનીને તેણે ગૃહમાં પ્રવેશ કર્યા પછી ચન્દ્રશેખરે કાંઇ પણ પૂછ્યું નહિ; કારણ કે, તે બ્રહ્મસૂ-ત્રના એક વિશિષ્ટ સૂત્રના અર્થના વિચારમાં આત્મવિસ્મૃત થયેલો હોવાથી શૈવલિની ક્યારે આવી અને ક્યારે નહિ, એનું પણ તેને ભાન ન હોતું, તો પછી તેને કાંઇ પૂછવાનું ભાન તો તેને ક્યાંથી જ હોય વારૂ ? પોતાના પતિની આવી આત્મવિસ્મૃતતાને જોઇને શૈવ-લિની હસવા મંડી ગઇ.

શૈવલિનીના હાસ્યધ્વનિએ ચન્દ્રશેખરની એકાગ્રતાનો ભંગ કરી નાખ્યો અને તેથી તેણે શૈવલિની પ્રતિ દૃષ્ટિપાત કરીને પૂછ્યું કેઃ

" સમય વિના આ સૌદામિની શામાટે ચમકી રહી છે વારૂ ? "

" હું તો એમ જ ધારતીતી કે તમે તો કોણ જાણે શું યે બોલી નાખશો અને શું યે કરી નાખશો, એટલે કે મારે કદાચિત્ તમારી ગાળો પણ ખાવી પડશે અને તમારો માર પણ ખાવો પડશે. " શૈવલિનીએ ઉત્તર આપ્યું.

" એમ ધારી લેવાનું કાંઇ કારણ ? " ચન્દ્રશેખરે આશ્ચર્યથી પૂછ્યું.

" કારણ કે, પુષ્કરિણીના ઘાટપરથી પાણી ભરીને પાછી આવતાં મને બહુ જ મોડું થઇ ગયું છે અને તેથી તમો કોપાયમાન થાઓ એ સ્વાભાવિક હતું. " શૈવલિનીએ પોતાની ધારણાનું કારણ દર્શાવ્યું.

" પુષ્કરિણીપરથી પાણી ભરી આવતાં તને મોડું થયું છે, તો શું તું હમણાં જ ઘેર આવી છે ? જો એમ જ હોય, તો મોડું થવાનું કારણ શું હતું વારૂ ? " ચન્દ્રશેખરે શાંતિથી વિલંબના કારણને જાણવાની ઇચ્છા દર્શાવી.

શૈવલિની વિલંબના કારણને દર્શાવતી કહેવા લાગી કે: " હું પુષ્કરિણીના જલમાં સ્નાન કરતી હતી એટલામાં અચાનક ત્યાં એક ગોરો આવી લાગ્યો. સુંદરી બા તે વેળાયે તીરપ્રાન્તમાં ઊભાં હતાં એટલે મને ત્યાં મૂકીને પોતે એકલાં જ પલાયન કરી ગયાં. મારા હૃદયમાં ભય થવાથી હું તત્કાળ જલમાંથી બહાર આવી શકી નહિ અને જલમાં કંઠ પર્યન્ત ડૂબીને બેસી રહી. જ્યારે તે ગોરો ત્યાંથી ચાલ્યો ગયો ત્યારે જ હું જલમાંથી બહાર નીકળી અને કલશમાં જલ ભરીને ઘેર આવી પહોંચી. "

" પુનઃ મારા અધ્યયનમાં વિક્ષેપ કરવામાટે મારા સમક્ષ આવીશ નહિ. " ચન્દ્રશેખરે વિરક્તિદર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા અને ત્યાર પછી પોતાના મનને શાંકરભાષ્યના પઠન તથા મનનમાં સંલગ્ન કરી દીધું.

રાત્રિનો બહુ સમય વીતી જવા છતાં ચન્દ્રશેખર પ્રમા, માયા, સ્ફોટ તથા અપૌરુષેયત્વ ઇત્યાદિ પ્રશ્નોના નિર્ણયના કાર્યમાં જ નિમગ્ન રહ્યો અને તેથી તેને પોતાના રાત્રિભોજનનું પણ વિસ્મરણ થઇ ગયું. અંતે શૈવલિની તેના ઊઠવાની વાટ જોઇ જોઇને કંટાળી ગઈ અને તેથી નિત્યના નિયમ અનુસાર એક થાળીમાં ભોજન પીરસી તે થાળીને પોતાના સ્વામી પાસે રાખીને તેણે પોતે ભોજન કરી લીધું અને ત્યાર પછી તે કક્ષના એક પાર્શ્વમાં પાથરેલી શય્યામાં પડીને તે નિદ્રાધીન થઇ ગઈ; કારણ કે, ચન્દ્રશેખર નિત્ય મોડી રાત સુધી વિદ્યાની આલોચનામાં નિમગ્ન રહેતો હોવાથી અને તેથી રાત્રિના પ્રથમ પ્રહરમાં ભોજન તથા શયન ન કરી શકતો હોવાથી એવી રીતે તેની થાળી પીરસી રાખી, પોતે ભોજનના કાર્યથી નિવૃત્ત થઇને નિદ્રાવશ થવાની શૈવલિનીને તેણે શાશ્વત આજ્ઞા કિંવા અનુમતી આપી દીધી હતી અને તેથી જ શૈવલિની ભોજન કરીને સુઇ ગઇ હતી; નહિ તો આર્ય-પત્નીના ધર્મ અનુસાર પતિથી પ્રથમ ભોજન તથા શયન કરવાનો તેનો અધિકાર હતો જ નહિ.

અચાનક પાડોશમાંના એક ઘરના છાપરાપરથી દિવાભીત કિંવા ઘૂવડનો ઘોર તથા ગંભીર કંઠધ્વનિ સંભળાયો અને તે ધ્વનિના શ્રવણથી રાત્રિનો બહુ સમય વીતેલો જાણીને ચન્દ્રશેખરે પોતાનાં પુસ્તકોને બાંધીને તેમના સ્થાને મૂકી દીધાં અને ત્યારપછી આલસ્યના નિવારણમાટે તે ઊઠીને ઊભો થઇ ગયો. મુક્ત વાતાયનના માર્ગમાં અગ્રેસર થઇને તેની દૃષ્ટિ બાહ્ય ભાગમાં વિસ્તરેલી કૌમુદીપ્રફુલ્લ પ્રકૃતિની શોભામાં સંલગ્ન થઇ ગઇ. વાતાયનના માર્ગથી ગૃહમાં પ્રવેશતાં ચન્દ્રકિરણો શય્યાશાયિની સુપ્ત સુંદરી શૈવલિનીના મુખમંડળમાં પડી રહ્યાં હતાં. ચન્દ્રશેખરને એ દૃશ્યના દર્શનથી જાણે તેના સદનરૂપ સરોવરમાં ચન્દ્રપ્રકાશના યોગે પદ્મ પ્રસ્ફુટિત થયું હોયની ! એવો ભાસ થવા લાગ્યો. તે ત્યાં ઊભો રહીને બહુ સમય પર્યન્ત પ્રેમવિસ્ફારિત નયનોવડે શૈવલિનીના અનિન્દ્યસુંદર મુખ-

મંડળનું નિરીક્ષણ કરતો રહ્યો અને તેથી જાણે ચિત્રિત ધનુષ્યખંડ-વત્ નિબિડ, કૃષ્ણ ભ્રૂયુગ્મના તલમાં મીચાયલાં પદ્મકોરક સમાન બે લોચનપદ્મો જ મીચાયલાં હોયની ! એવો તેને ભાસ થયો અને તે પ્રશસ્ત નયનપલ્લવમાં સુકોમલા સમગામિની રેખા પણ તેના જોવામાં આવી. શૈવલિનીનો સુંદર તથા સુકોમલ કરપલ્લવ નિદ્રાના આવેશમાં તેના કપોલને અડકીને તેનાપર વિશ્રાંતિ લેતો પડયો હતો અને તે જાણે કોઇએ કુસુમરાશિપર કુસુમરાશિને સ્થાપી દીધો હોયની! એવી અનન્ય રમણીયતાનો ભાસ કરાવી રહ્યો હતો. શૈવલિનીના સુખ-મંડળમાં તેના કરની સંસ્થાપના થયેલી હોવાથી તે કરના ભારે તેના સુકુમાર તથા રસપૂર્ણ તાંબૂલરાગરક્ત ઓષ્ઠાધરોને કિંચિદ્ ઉઘાડી નાખ્યા હતા અને તેથી તેની મુક્તા સમાન શુભ્ર દંતપંક્તિ કિંચિન્માત્ર દૃષ્ટિગોચર થતી હતી. નિદ્રાધીન અવસ્થામાં જાણે તે કોઇ એક સુખસ્વપ્નને જોઇ રહી હોયની! તેવી રીતે શૈવલિની નિદ્રિતાવસ્થામાં જ મૃદુ મંજુલ ભાવથી હસતી જોવામાં આવી અને તેથી જાણે જ્યોત્સ્નામાં વિદ્યુતનો ચમકાટ થતો હોયની! એવા દૃશ્યની સૃષ્ટિ ત્યાં ઉદ્‌ભવેલી દેખાવા લાગી. સ્વલ્પ સમયમાં જ શૈવલિનીનું મુખમંડળ પૂર્વવત્ સુષુપ્તિસ્થિર થઇ ગયું. અર્થાત્ તે નિદ્રાના યોગે સુસ્થિર અવસ્થામાં પડેલી તથા વિલાસજન્ય ચાંચલ્યથી રહિત વિંશતિવર્ષીયા યુવતી શૈવલિનીના પ્રફુલ્લ મુખમંડળનું નિરીક્ષણ કરતાં ચન્દ્રશેખરે પોતાનાં નયનોમાંથી અશ્રુધારાને વર્ષાવવાનો આરંભ કરી દીધો.

ચન્દ્રશેખર આવી રીતે શૈવલિનીના નિદ્રાકાલિક સુસ્થિર મુખ-મંડળની સુંદરતમ તથા સ્વર્ગીય કાન્તિના અવલોકનથી અશ્રુમોચનમાં નિમગ્ન થઇને આત્મગત કહેવા લાગ્યો કે: " હાય, મેં આની સાથે લગ્ન કરીને આ પુરંદરના નન્દનકાનનમાં વિરાજતા પારિજાત-પ્રતિમ પ્રમદાપુષ્પને મારા કંઠમાં શામાટે ધારણ કર્યું ? કારણ કે, આ પુષ્પ મારી ક્ષુદ્ર પર્ણકુટીમાં વસવાની નહિ, કિન્તુ રાજમુકુટનાં

શિખરભાગમાં વિરાજવાની યોગ્યતા ધરાવતું હોવાથી જો મારી સાથે આનો શરીરસંબંધ ન થયો હોત, તો આ પ્રમદાપુષ્પ અવશ્ય કોઇ પૃથ્વીવલ્લભના પ્રાસાદને પ્રતિભાસંપન્ન કરી દેત. શાસ્ત્રોના અનુશીલનમાં નિરંતર નિમગ્ન રહેનારા એક બ્રાહ્મણ પંડિતના કુટીરમાં હું આ અમૂલ્ય રમણીરત્નને શામાટે લઇ આવ્યો ? આ રમણીરત્નને મારા કુટીરમાં લાવવાથી મને પોતાને સુખનો સાક્ષાત્કાર થયો છે એ તો નિર્વિવાદ છે; પરંતુ મારા કુટીરમાં આવવાથી આ શૈવલિનીના સુખનો સંહાર જ થઇ ગયો છે. મારી અવસ્થાનો વિચાર કરતાં મારામાં શૈવલિનીનો અનુરાગ બંધાય એ સર્વથા અસંભવનીય છે અથવા તો એમ પણ કહી શકાય કે મારા પ્રણયથી આ યૌવનમદોન્મત્તા તથા રૂપરાશિ પ્રમદાની પ્રણયાકાંક્ષા પૂર્ણ થવાની સંભાવના છે જ નહિ; કારણ કે, હું નિરંતર મારા ગ્રંથોના અભ્યાસમાં જ તલ્લીન રહેતો હોવાથી શૈવલિનીના સુખનો વિચાર મારાથી કરી શકાતો નથી અને ભવિષ્યમાં કરી શકાય તેમ છે પણ નહિ. અર્થાત્ મારા ગ્રંથોને સ્પર્શ કરવાથી આવી એક નવયૌવના તથા લાવણ્યમયી લલનાને કોઇ પણ પ્રકારનું સુખ મળવાની સંભાવના છે ખરી કે ? કદાપિ નહિ. હું એક અત્યન્ત આત્મસુખપરાયણ પુરુષ હોવાથી જ આ સુન્દરી સાથે લગ્ન કરવાના માર્ગમાં પ્રેરાયો હતો, એ હવે મને સ્પષ્ટ દેખાઇ આવે છે. ત્યારે હવે મારે શું કરવું અને કયા માર્ગને સ્વીકારવો વારુ ? આ મારા અત્યંત કષ્ટપૂર્વક એકત્ર કરેલા ગ્રંથોના રાશિને જલના પ્રવાહમાં પધરાવી દઇને આ મોહિનીના મુખપદ્મને જ મારા જન્મના સાર તરીકે મારે સ્વીકારી લેવું ? નહિ, નહિ; એ માર્ગને મારાથી આ જન્મમાં કદાપિ સ્વીકારી શકાય તેમ નથી અને જ્યારે એ માર્ગને મારાથી આ જન્મમાં કદાપિ સ્વીકારી શકાય તેમ નથી, તો શું પોતાના જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત આ નિરપરાધિની શૈવલિની મારા પાપનું પ્રચંડ પ્રાયશ્ચિત્ત કરતી રહેશે ? જો એમ જ

હોય, તો આ સુકુમાર સુમનને અતૃપ્ત યૌવનતાપવડે દગ્ધ કિંવા ભસ્મીભૂત કરવામાટે જ મેં વૃન્તચ્યુત કર્યું હતું કે શું?"

આવા પ્રકારની મહાવિષમ સમસ્યામય ચિન્તામાં નિમગ્ન થવાથી ચન્દ્રશેખર પોતાના ભોજનને પણ ભૂલી ગયો. બીજે દિવસે પ્રભાતમાં જ "નવ્વાબ મીર કાસિમે આપને કોઇ એક આવશ્યકીય કાર્યમાટે મુર્શિદાબાદ જવાનો સંદેશ કહાવ્યો છે અને મીર મુન્શીએ એ સંદેશ આપને પહોંચાડવામાટે જે આદેશ પાઠવ્યો છે તે આદેશ અનુસાર હું આપની સેવામાં ઉપસ્થિત થયો છું." આ પ્રમાણેનો સંદેશ લઇને એક સંદેશવાહક આવી લાગ્યો અને તેથી ચન્દ્રશેખરને તત્કાળ મુર્શિદાબાદ જવામાટે તૈયાર થવું પડ્યું.

---

## તૃતીય પરિચ્છેદ

### લૅારેન્સ્ ફ્રૅાસ્ટર્

"Too nice to praise by wholesale or to blame,
Convinced that all men's motives are the same,
And finds, with keen discriminating sight,
Black's not so black, nor white so very white."

*Canning.*

વેદગ્રામથી બહુ જ પાસેના પુરંદરપુર નામક ગ્રામમાં ઇસ્ટ્ ઇન્ડિયા કંપનીની રેશમની એક નાની કોઠી હતી અને લૅારેન્સ્ ફ્રૅાસ્ટર્ ત્યાંનો ફૅક્ટર અથવા કોઠીવાળો હતો; અર્થાત લૅારેન્સ ફ્રૅાસ્ટર્ તે કોઠીનો વરિષ્ઠ અધિકારી હતો. કિશોર વયમાં જ મેરી ફ્રૅાસ્ટરના પ્રણયને મેળવવાની આકાંક્ષામાં નિષ્ફળ થવાથી ઇસ્ટ્ ઇન્ડિયા કંપનીની નોકરી સ્વીકારીને તે બંગાળામાં આવ્યો હતો. અત્યારના સમયમાં ભારતવર્ષમાં આવ્યા પછી અંગ્રેજોને જેવી રીતે નાનાવિધ શારીરિક રોગોની બાધા થાય છે તેવી જ રીતે તે

સમયમાં બંગાળાના વાતાવરણનો સ્પર્શ થતાં જ અંગ્રેજોને 'પર-ધનાપહાર' કિંવા 'અર્થાપહરણુ'-લૂટ ચાલન-નામક રોગની ભયાનક બાધા થઇ જતી હતી. અર્થાત્ લૉરેન્સ્ ફૉસ્ટર્ અંગ્રેજ હોવાથી બંગાળામાં આવ્યા પછી અલ્પ સમયમાં જ એ રોગનો ભોગ થઇ પડયો અને તેથી સ્વાભાવિક જ તેના હૃદયમંદિરમાંથી મેરી ફૉસ્ટર્ની પ્રતિમા દૂર થઇ ગઈ. એકવાર તે કોઇ એક કારણવશાત્ વેદગ્રામમાં ગયો હતો અને ત્યાં ભીમા પુષ્કરિણીના જલમાં પ્રફુલ્લપદ્મસ્વરૂપા શૈવલિની તેના જોવામાં આવી હતી; પરંતુ શૈવલિની ગોરાને જોતાંજ પલાયન કરી ગઇ હતી. ફૉસ્ટર્ વિચારમગ્ન અવસ્થામાં પોતાની કોઠીમાં પહોંચ્યો હતો અને દીર્ઘ સમય વિચારમાં વીતાડયા પછી એવા સિદ્ધાન્તપર આવી લાગ્યો હતો કેઃ "નીલ નયન કરતાં કૃષ્ણ નયન ઉત્તમ હોય છે તેમ જ ભૂરા વાળો કરતાં કૃષ્ણ કેશકલાપ શ્રેષ્ઠતર છે, એ સર્વથા નિર્વિવાદ છે." અચાનક તેના મનમાં સ્મરણ થઇ આવ્યું કેઃ "આ સંસારસાગરમાં જો કોઇ પણ નૌકા હોય તો તે કેવળ નારી હોવાથી એ નારીરૂપિણી નૌકાનો આશ્રય લેવો એ સંસારસાગરના સર્વ પુરુષ પ્રવાસીઓનું સર્વથી પ્રધાન કર્તવ્ય છે. જે સર્વ અંગ્રેજો આ દેશમાં આવીને પુરોહિત અથવા પાદરીની વંચના કરીને બંગાળી બાળાઓને પોતાની આ સંસારમાંની સહાયિકાઓ તરીકે સ્વીકારી લે છે તેઓ કાંઇ મંદ કાર્ય કરતા નથી. અનેક બંગીય બાળાઓએ ધનના લોભથી અંગ્રેજોને પોતાનો પ્રેમ સમર્પી દીધો છે, તો શું શૈવલિની પણ સ્નેહસમર્પણના એ જ માર્ગને નહિ સ્વીકારે ? અવશ્ય સ્વીકારશે જ." આવા પ્રકારના નિશ્ચયપર આવીને ફૉસ્ટર્ પોતાની કોઠીમાંના એક કારકૂનને સાથે લઇને બીજી વાર વેદગ્રામમાં આવ્યો હતો અને વનમાં છુપાઇ રહ્યો હતો. અર્થાત્ તેના કારકૂને શૈવલિનીને જોઇ, તે તેની પાછળ પાછળ ગયો અને તેના નિવાસાલયને જોઇ આવ્યો.

એ તો એક સાધારણ નિયમ છે કે બહુધા સર્વ બંગાળી

બાલકો તથા બાલિકાઓ ભૂત અથવા પિશાચના નામશ્રવણમાત્રથી
જ ભયભીત તથા ગર્ભગલિત થઇ જાય છે; તથાપિ કોઇ એક એવું
પણ નષ્ટ કિંવા હઠવાદી બાલક હોય છે કે જે તે ભૂત અથવા
પિશાચને પોતાની દૃષ્ટિથી જોવાનીજ ઇચ્છા ધરાવે છે. શૈવલિની પણ
એવા જ પ્રકારની હઠવાદિની તથા નિર્ભય યુવતી હતી. શૈવલિની
પ્રથમ પ્રથમ તો તે સમયની પ્રચલિત પ્રથા અનુસાર ફૉસ્ટર્ને જોતાં
જ ઊર્ધ્વશ્વાસથી પલાયન કરી જતી હતી; પરંતુ ત્યાર પછી જ્યારે
તેને કોઇએ એમ કહ્યું કે: "અંગ્રેજો મનુષ્યોને પકડીને કાંઇ
ખાઇ નથી જતા અથવા આખા ને આખા અજગર પ્રમાણે ગળી નથી
જતા. અંગ્રેજો એક પ્રકારના મહાવિલક્ષણ તથા આશ્ચર્યજનક
પ્રાણીઓ છે એટલે એક વાર તું તેમને લક્ષપૂર્વક જોઇ તો લે. નહિ
તો તેમને જોવાની તારા મનમાં આશા રહી જશે." એટલે પછી
તેણે અંગ્રેજને જોયો અને તેને જોઇને જાણી લીધું કે તે અંગ્રેજ
તેનાપર પોતાના પંજાને પ્રસારીને તેને ખાઇ ગયો ન હોતો. ત્યારપછી
શૈવલિની ફૉસ્ટર્ને જોઇને ભયભીત પણ થતી ન હોતી અને પલાયન પણ
કરતી ન હોતી; માત્ર એટલું જ નહિ, પણ તેનામાં ધીમે ધીમે ફૉસ્ટર્
સાથે સંભાષણ કરવાના સાહસનો પણ આવિર્ભાવ થવા લાગ્યો હતો.
તેના એ સાહસનું પરિણામ પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં
આવી ચૂકયું છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી.

કોઈ એક અશુભ ઘટિકામાં જ શૈવલિનીનું આ સંસારમાં
આગમન થયું હતું અને ચન્દ્રશેખરે જે ઘટિકામાં તેનું પાણિગ્રહણ
કર્યું હતું તે ઘટિકા પણ અવશ્ય અશુભ જ હોવી જોઇએ; કારણકે,
શૈવલિની એક મહાવિલક્ષણ વનિતા હતી. શૈવલિની કેવા પ્રકારની
પ્રમદા હતી એ અમો હવે પછી જણાવીશું. અત્યારે તો જે કહે-
વાનું છે તે એટલું જ કે શૈવલિની ગમે તેવા પ્રકારની પ્રમદા હોય,
પુણ્યવતી હોય કે પાપીયસી હોય; તથાપિ તેને પ્રાપ્ત કરવામાટેના
ફૉસ્ટર્ના પ્રયત્નો તો સર્વથા નિષ્ફળ જ થઇ ગયા.

એ ઘટના પછી અલ્પ સમયમાં જ ફૉસ્ટરને અચાનક કલકત્તાથી એક એવા આશયનું આજ્ઞાપત્ર મળ્યું કે: "પુરંદરપુરની કોઠીમાં તમારા સ્થાનમાં એક અન્ય મનુષ્યને નિયુક્ત કરવામાં આવ્યો છે એટલે તમો સત્વર કલકત્તામાં આવી જાઓ; કારણ કે, તમોને અહીં એક વિશિષ્ટ કાર્ય સોંપવાનો અમારો વિચાર છે." તેને એ આજ્ઞાપત્ર મળ્યા પછી જે અન્ય મનુષ્યને તેના સ્થાનમાં નિયુક્ત કરવામાં આવ્યો હતો તે મનુષ્ય પણ તરત જ આવી લાગ્યો અને તેથી ફૉસ્ટરને નિરુપાયવશાત્ તત્કાળ કલકત્તાના પ્રવાસની તૈયારી કરવી પડી.

શૈવલિનીની રૂપસુંદરતાએ ફૉસ્ટરના ચિત્તમાં પોતાના અખંડ અધિકારને સ્થાપી દીધો હતો અને તેથી શૈવલિનીને પ્રાપ્ત કરવાની પોતાની આશાઓને સર્વથા ત્યાગી દઈને કલકત્તા જવામાટે પ્રયાણ કરવાં તેના અંતઃકરણમાં અસહ્ય આઘાત થવા લાગ્યો. તે સમયમાં બંગાળામાં જે અંગ્રેજો વસતા હતા તેમનાથી ન કરી શકાય તેવાં જો કોઈ પણ કાર્યો હોય, તો તે માત્ર બે જ કાર્યો હતાં અને તે બે કાર્યો લોભસંવરણ તથા પરાભવસ્વીકારના નામથી ઓળખાતાં હતાં; કારણ કે, તેમનાથી પોતાના લોભને કદાપિ વશમાં રાખી શકાતો ન હોતો તેમ જ પરાજયને પણ તેઓ સ્વીકારી શકતા ન હોતા. તેઓ પોતાના મુખથી એમ કદાપિ સ્વીકારતા ન હોતા કે 'આ કાર્યમાં અમો વિજય નથી મેળવી શક્યા અને તેથી આ કાર્યને ત્યાગી દેવામાં જ કલ્યાણ છે;' તેમ જ તેઓ એ વાર્તાને પણ સ્વીકારતા ન હોતા કે: 'આ કાર્ય અધર્મયુક્ત હોવાથી આચરણીય નથી.' અર્થાત્ જેમણે ભારતવર્ષમાં પ્રથમ બ્રિટિશ્ સામ્રાજ્યની સંસ્થાપના કરી હતી તે અંગ્રેજો સમાન ક્ષમતાશાલી તથા સ્વેચ્છાચારી મનુષ્યો આ વિશાળ ભૂમંડળમાં અન્યત્ર ક્યાંય પણ કોઇના જોવામાં આવી શકે તેમ છે જ નહિ.

લૉરેન્સ ફૉસ્ટર્ પણ એવી જ પ્રકૃતિનો મનુષ્ય હોવાથી તેણે

પોતાના લોભને આગળ વધવા ન દેવાનો એટલે કે આટલેથી જ અટકાવી દેવાનો લેશમાત્ર પણ પ્રયત્ન ન કર્યો; કારણ કે, તે સમયના બંગવાસી અંગ્રેજોના શબ્દકોષમાંથી "ધર્મ" શબ્દ સર્વથા અદશ્ય થઈ ગયો હતો અને તેથી તેણે કાર્યની સાધ્યતા તથા અસાધ્યતાનો પણ વિચાર ન કર્યો. તેણે માત્ર એજ નિશ્ચય પોતાના મનમાં કરી લીધો કેઃ "Now or never" અર્થાત્ "કાં તો એ કાર્યને અત્યારે જ સિદ્ધ કરી નાખવું જોઇએ અને કાં તો એ કાર્યસિદ્ધિની આશાને સર્વથા ત્યાગી દેવી જોઇએ."

લૉરેન્સ્ ફૉસ્ટર્ પોતાના મનમાં આવા પ્રકારનો નિશ્ચય કરીને જે દિવસે તે કલકત્તા જવામાટે પ્રયાણ કરવાનો હતો તેની આગલી રાતે સંધ્યાકાળ વીતી જવા પછી પોતા સાથે એક શિબિકા, વાહકો અથવા તે શિબિકાને ઉપાડનારા તેમ જ કોઠીના કેટલાક બર્કેન્દાજોને લઇને સશસ્ત્ર વેદગ્રામની દિશામાં ચાલ્યો.

તે રાત્રે વેદગ્રામવાસી જનોએ ભયભીત હૃદયથી સાંભળ્યું કે ચન્દ્રશેખરના ગૃહમાં લુટારા લૂટફાટનો વ્યાપાર ચલાવી રહ્યા હતા. ચન્દ્રશેખર તે વેળાયે પોતાના ગૃહમાં ન હોતો; કારણ કે, નબ્વાબના એક અધિકારીના આદરયુક્ત નિમંત્રણથી તે મુર્શિદાબાદ ગયો હતો અને ત્યાંથી અદ્યાપિ પાછો ઘેર આવ્યો ન હોતો. ગ્રામવાસીઓ ચીત્કાર, કોલાહલ, બન્દૂકના અવાજ તથા રોદનધ્વનિ સાંભળીને પોતપોતાની શય્યાને ત્યાગી તત્કાળ બહાર નીકળી આવ્યા અને તેમણે ચન્દ્રશેખરના ગૃહપ્રતિ દૃષ્ટિપાત કરતાં લુટારા ચન્દ્રશેખરના ગૃહમાં લૂટ ચલાવી રહ્યા હતા અને ત્યાં કેટલીક બળતી મશાલોનો પ્રકાશ વિસ્તરેલો હતો એવું દશ્ય તેમના જોવામાં આવ્યું. આવી ભયાનક પરિસ્થિતિ દૃષ્ટિગોચર થવાથી કોઈ પણ આગળ વધવાની હિમ્મત કરી શકે તેમ ન હોતું અને તેથી તેઓ દૂર ઊભા રહીને જ એ દશ્યનું અવલોકન કરવા લાગ્યા. અલ્પ સમયમાં જ લુટારા એક પછી એક ગૃહમાંથી નીકળતા તેમના જોવામાં આવ્યા; માત્ર એટલું

જ નહિ, પણ કેટલાક ભોઇઓને તેમણે એક શિબિકાને પોતાના સ્કંધોપર ધારણ કરીને ગૃહમાંથી બહાર નીકળતા જોયા અને એ દૃશ્યના અવલોકનથી તેઓ સર્વથા આશ્ચર્યચકિત થઈ ગયા. તે શિબિકા અથવા મ્યાનાનાં દ્વારો બંધ હતાં અને પુરંદરપુરનો કોઠીવાળો સાહેબ તે મ્યાના સાથે ચાલતો દેખાતો હતો. આ અંતિમ દૃશ્યના સાક્ષાત્કારથી વેદગ્રામવાસીઓના ભયનો અતિરેક થઇ ગયો અને તેથી તેઓ મૃત્યુ સમાન મૌનનું અવલંબન કરીને ત્યાંથી દૂર ખસી ગયા.

જ્યારે લુટારા ત્યાંથી ચાલ્યા ગયા એટલે પછી પાડોશીઓએ ચન્દ્રશેખરના ગૃહમાં પ્રવેશ કર્યો, પરંતુ ગૃહમાંની વિશેષ વસ્તુઓને લુટારા ઉપાડી ગયા હોય એમ તેમના જોવામાં ન આવ્યું; કારણ કે, બહુધા સર્વ વસ્તુઓ જ્યાંની ત્યાં યથાસ્થિત પડેલી હતી. માત્ર જો કોઈ વસ્તુ તેમના જોવામાં ન આવી હોય, તો તે શૈવલિની પોતે જ હતી, એટલે કે, શૈવલિની ગૃહમાં ક્યાંય તેમના જોવામાં ન આવી. કેટલાકો કહેવા લાગ્યા કે, "તે ક્યાંક છુપાઇ રહી હશે એટલે હમણાં જ આવી લાગશે." અને તેમનામાં જે કેટલાક વૃદ્ધ તથા અનુભવી પુરુષો હતા તેઓ એમ કહેવા લાગ્યા કે: "હવે તે કદાપિ પાછી આવવાની નથી અને ધારો કે તે કદાચિત્ પાછી આવે, તો પણ હવે ચન્દ્રશેખર તેને પોતાની પત્ની તરીકે સ્વીકારીને પાછી ગૃહમાં રાખે તેમ નથી; કારણ કે, જે મ્યાનો તમારા જોવામાં આવ્યો હતો તે મ્યાનામાં બેસીને તે પ્રયાણ કરી ગઇ છે."

જેઓ એવી આશામાં અટવાતા હતા કે, 'શૈવલિની ક્યાંક છુપાઇ રહેલી હોવાથી અલ્પ સમયમાં જ પાછી આવી લાગશે' તેઓ તેની પ્રતીક્ષા કરતા ત્યાં જ ઊભા રહ્યા અને જ્યારે ઊભા રહી રહીને થાકી ગયા એટલે પછી ત્યાં જ બેસી ગયા. કેટલીક વાર સુધી તેની પ્રતીક્ષામાં બેસી રહ્યા પછી તેઓ ઝોકાં ખાવા લાગ્યા અને એવી રીતે ઝોકાં ખાવામાં તેમનો કેટલોક સમય વીત્યા પછી

શૈવલિનીને ન આવેલી જોઇને પોતાની એ સ્થિતિનો કંટાળો આવતાં તેઓ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

સુન્દરી નામક જે યુવતીનો અમોએ અમારાં પાઠકો તથા પાઠિકાઓને અતઃપૂર્વ એક વાર પરિચય કરાવેલો છે તે સુન્દરી પણ આ વેળાયે ચન્દ્રશેખરના ગૃહમાં આવી હતી અને તે અન્ય સર્વ જનો ત્યાંથી ચાલ્યાં ગયાં ત્યાં સુધી ત્યાંની ત્યાં જ બેસી રહી હતી. અર્થાત્ સર્વ જનો જ્યારે ચાલતાં થઇ ગયાં એટલે પછી અંતે નિરુપાય થઇને તે પણ ત્યાંથી ચાલી ગઇ. સુન્દરી ચન્દ્રશેખરના એક પાડોશીની પુત્રી, ચન્દ્રશેખરની ધર્મભગિની અને શૈવલિનીની પ્રાણપ્રિય સખી કિંવા મૈત્રિણી હતી. આગળ ચાલતાં સુન્દરીનો વિશેષ વૃત્તાન્ત અમારે વર્ણવવાનો હોવાથી અત્યારે તેનો આટલો આવશ્યક તથા સંક્ષિપ્ત વૃત્તાન્ત અમોએ આપ્યો છે.

અર્થાત્ શૈવલિનીની પ્રતીક્ષા કરતી સુન્દરી ત્યાં બહુ સમય પર્યન્ત બેસી રહી, વિશ્વમાં ઉષઃકાલના અધિકારનો વિસ્તાર થવા પછી તે પોતાને ઘેર ગઇ અને ત્યાં ડૂસકાં ભરી ભરીને રોવા લાગી.

---

## ચતુર્થ પરિચ્છેદ

### નાપિતી

"Advice is often seen,
By blunting us, to make our wits more keen.".

*Shakespeare.*

વેદગ્રામથી દૂરવર્તિની ભાગીરથીના તીરપ્રાન્ત પર્યન્ત ફૉસ્ટર પોતે મ્યાનાની સાથે જ રહ્યો. ત્યાં એક સુસજ્જિત નૌકા તેની પ્રતીક્ષા કરતી નાંગરેલી હોવાથી ફૉસ્ટરે શૈવલિનીને તે નૌકામાં બેસાડી દીધી અને નૌકામાં હિન્દુ દાસદાસીઓ તથા પ્રહરીઓને નિયુક્ત કરી દીધાં. નૌકામાં હવે હિન્દુ દાસ તથા દાસીઓને નિયુક્ત

કરવાનું શું કારણ હતું વારૂ? આ પ્રશ્નનું ઉત્તર પાઠકો તથા પાઠિકાઓને યથાસમય પોતાની મેળે જ મળી જશે.

ફૉસ્ટર્ પોતે એક અન્ય નૌકામાં બેસીને કલકત્તા પહોંચવામાટે રવાના થયો; કારણ કે, તેને કલકત્તામાં સત્વર પહોંચી જવાનું હોવાથી અને એવી મોટી નૌકા વાયુના અવરોધને નિવારતી બહુ જ મંદ ગતિથી ચાલતી હોવાથી તેનાથી એ નૌકામાં બેસીને એક સપ્તાહ જેટલા સમયમાં કલકત્તાના તીરપ્રાંતમાં પહોચી શકાય તેમ ન હોતું.અર્થાત્ શૈવલિનીને જેમાં આરોહણ કરવાથી એક સ્ત્રીનો જલપ્રવાસ સર્વ પ્રકારે સુખાવહ થવાનો સંભવ હતો તેવી એક ઉત્તમ નૌકાની વ્યવસ્થા કરી આપીને તે પોતે એક અન્ય નૌકામાં બેસીને કલકત્તાની દિશામાં અગ્રગામી થયો; કારણ કે, તે પોતે જો શૈવલિનીની નૌકામાં વર્તમાન નહિ હોય, તો તે નૌકાપર કોઇ આક્રમણ કરીને શૈવલિનીના ઉદ્ધારનો પ્રયત્ન કરશે, એવી તેના મનમાં શંકા હતી જ નહિ અને તેના મનમાં એવી શંકાનો આવિર્ભાવ ન થવાનું કારણ એ હતું કે આ નૌકા અંગ્રેજોની છે એમ જાણવા છતાં તે નૌકા સમક્ષ આવવાનું કોઇ પણ સાહસ કરે એ તે સમયમાં સર્વથા અસંભવનીય હતું એવો તેનો દૃઢ વિશ્વાસ હતો. શૈવલિનીની નૌકાને મોંગીર લઈ જવામાટેની તેણે નાવિકોને પ્રથમથી જ આજ્ઞા આપી દીધેલી હોવાથી નાવિકો તે નૌકાને મોંગીરની દિશામાં જ ચલાવી રહ્યા હતા.

ભાગીરથીના જલપ્રવાહમાં પ્રભાતકાલિક વાયુલહરીના આઘાતથી ઉત્પન્ન થતી ક્ષુદ્ર તરંગમાલાપર આરોહણ કરીને શૈવલિનીની સુવિશાળ નૌકા ઉત્તરાભિમુખ ચાલી રહી હતી અને જલતરંગસમુદાય તરતર શબ્દ પૂર્વક નૌકાના તલભાગમાં આઘાત કરીને એક પ્રકારના મૃદુ તથા મધુર નાદને ઉત્પન્ન કર્યા કરતો હતો. કોઇ પણ શઠ, પ્રવંચક તથા ધૂર્ત મનુષ્યમાં તમો ગમે તેવો અને ગમે તેટલો વિશ્વાસ રાખજો; પરંતુ પ્રભાતકાલિક વાયુમાં કદાપિ લેશમાત્ર પણ વિશ્વાસ રાખશો નહિ અને તેની મોહનીમાં મુગ્ધ થશો નહિ.

પ્રભાતવાયુ મહામધુર હોય છે એ તો નિર્વિવાદ છે; કારણ કે, તે છુપી છુપીને ક્યાંક કમલપુષ્પ, ક્યાંક યૂથિકાદામ તો ક્યાંક બકુલ-શાખાઓપર વિચરતો ધીમે ધીમે તેમની સાથે ક્રીડા કરતો હોય છે; કોઇને સુગંધ લાવી આપે છે, કોઇની નિશાકાળમાં પ્રાપ્ત થયેલી શારીરિક ગ્લાનિને હરી લે છે, કોઇના ચિન્તાસંતપ્ત લલાટને સ્નિગ્ધ કરી નાખે છે અને યુવતીની અલકરાજીને જોતાં તેમાં અલ્પ ફૂત્કાર કરીને પલાયન કરી જાય છે. તમો નૌકારોહી જલપ્રાસી છો કે શું? જો તમો નૌકારોહી હો, તો એ ક્રીડાશીલ મધુરપ્રકૃતિ પ્રભાત-વાયુ ક્ષુદ્ર ક્ષુદ્ર તરંગમાલાઓવડે સરિતાને કેવી રીતે શોભાયમાન કરી દે છે, આકાશમાં પ્રસરેલા એકાદ બે ઘનકૃષ્ણ મેઘોને એક બાજૂ હટાવી દઇને આકાશમંડળને કેવી રીતે મેઘમુક્ત તથા સ્વચ્છ કરી દે છે; સરિતાના તીરપ્રાન્તમાં વિસ્તરેલાં વૃક્ષોને કેવી રીતે મૃદુ ભાવથી નચાવતો રહે છે; સ્નાનનિમગ્ના રાજીવલોચના રમણીઓ સાથે કેવી રીતે મિષ્ટ રહસ્યાલાપ કરતો રહે છે અને નૌકાના તલ-ભાગમાં પ્રવેશ કરીને તમારાં શ્રવણોમાં કેવા મધુર સંગીતને રેડતો રહે છે, એ તેની સમસ્ત ક્રીડાઓનો તમને સાક્ષાત્કારજન્ય અનુભવ મળેલો હોવોજ જોઇએ અને તેથી કદાચિત્ તમારી એવી માન્યતા થયેલી હોય કે, પ્રભાતકાલિક વાયુ મહાધીરપ્રકૃતિ, મહાગંભીર-સ્વભાવ, સર્વથા આડંબરશૂન્ય તથા સદા આનન્દસ્વરૂપ છે; તો તે સર્વથા સ્વાભાવિક જ છે. જો સંસારમાં સર્વનું આવું જ અખંડ વર્તન હોત, તો પછી ન્યૂનતા તથા અશક્યતા શાની હોત વારુ? અસ્તુ: લંગરને ઉપાડી લ્યો અને નૌકાને ચાલવા દો. એ તો હવે તમો જોઇ જ રહ્યા છો કે આકાશમાં આદિત્યનો ઉદય થઇ ચૂક્યો છે: તમો જુઓછો કે સરિતાની જલતરંગમાલાપર સૂર્યનાં કિરણો પોતાની રુદ્રતાને વિસ્તારી રહ્યાં છે, જલતરંગમાલાઓ પ્રથમ કરતાં વિશાળ થતી જાય છે, તે જલતરંગમાલાઓપર રાજહંસો જાણે નૃત્ય કરી રહ્યા હોયની! તેવી રીતે તરતા દેખાય છે, પોતાનાં શ્રી-

રોને ચોળી ચોળીને સ્નાન કરવામાં નિમગ્ન થયેલી સુન્દરીઓના મૂર્તિકાધરો તે તરંગમાલાપર સ્થિર રહી શકતા નથી અને નૃત્ય કર્યા કરે છે; તે તરંગમાલાઓ સ્પર્ધાના ઉદ્દેશથી કોઇ કોઇ વાર સ્નાનમગ્ના સુંદરીઓના સ્કંધભાગમાં ચડી બેસે છે અને જે સુન્દરીઓ સ્નાનના કાર્યથી નિવૃત્ત થઇને તીરપ્રાન્તમાં ચાલી ગઇ છે તેમના ચરણપ્રાંતોમાં પછડાતી તથા માથું કૂટતી જાણે ' देहि पद-पल्लव मुदारम् ' ( ' હે સુન્દરિ, તારા ચરણના સ્પર્શથી મને કૃતાર્થ કરવાની ઉદારતા તું દર્શાવ ! ') એવા પ્રકારની ભિક્ષા માગી રહી હોયની ! અથવા તો તે સુન્દરીઓનાં ચરણોમાંના અલક્ત-રાગને ધોઇને તેનું પોતાના અંગમાં લેપન કરતી હોયની ! એવા ભાવોને દર્શાવી રહી છે. ધીમે ધીમે તમને દેખાય છે કે વાયુનો ધ્વનિ હવે વિશેષ અને વિશેષ ગંભીર થતો જાયછે, તે હવે જયદેવ*ની

---

* ' ગીતગોવિન્દ ' નામક અત્યન્ત મધુર તથા લલિત કાવ્યગ્રંથના રચયિતા જયદેવ કવિનું નામ કોઇ પણ સાહિત્યવિલાસી મનુષ્યથી અજ્ઞાત હોય એ તો સર્વથા અસંભવનીય જ છે. જયદેવ કવિએ પોતાના રચેલા વિશ્વવિખ્યાત ' ગીતગોવિન્દ 'નામક ગ્રંથમાં પોતાનાં માતપિતાનાં નામોનો ઉલ્લેખ કરેલો છે તેથી જાણવામાં આવી શકે છે કે તેમની જનનીનું નામ વામાદેવી હતું અને તેમના પિતાનું નામ ભોજદેવ હતું. બંગાલામાં વીર-ભૂમિ નામક સ્થાનથી કેટલાક અંતરપર જેનો ભાગીરથીમાં પાત થાય છે તે અજય નામક નદના તીરપ્રાંતમાં કેંદુલા નામક એક ગ્રામ છે અને લોકો એ ગ્રામને જ જયદેવ કવિની જન્મભૂમિ તરીકે ઓળખાવે છે. જયદેવ કવિએ પોતે પણ એક સ્થળે લખ્યું છે કેઃ

" वर्णितं जयदेवकेन हरेरिदं प्रवणेन,
किन्दु बिल्व समुद्रसंभव रोहिणीरमणेन "

જયદેવ કવિનો સમય ઈસ્વીસનની દ્વાદશ શતાબ્દિનો પૂર્વ ભાગ છે. જયદેવ બંકિમ બાબૂનો પ્રિયતમ કવિ હોવાથી બંકિમ બાબૂના ગ્રંથોમાં જયદેવ કવિ તથા તેનાં કેટલાંક પદ્યોના અનેક વાર ઉલ્લેખો કરાયલા છે.

અનુવાદક

કવિતા પ્રમાણે શ્રવણોમાં લીન થતો નથી તેમ ભૈરવી રાગિણીથી શ્રવણો સમક્ષ મધુર વીણાને વગાડતો નથી. ત્યાર પછી એવું દૃશ્ય તમારા જોવામાં આવે છે કે વાયુએ ભયંકર ગર્જનાનો આરંભ કરી દીધો છે, વાયુના હુહુંકારની ઘટા સર્વત્ર વ્યાપી ગઇ છે; વાયુના ભીષણ આઘાતથી મૃદુ તરંગો ભીષણ આકારને ધારણ કરીને ભીષણ સ્વરૂપમાં ઉછળતા તથા પછડાતા દેખાય છે અને સૃષ્ટિમાં સર્વત્ર અંધકારનો અખંડ અધિકાર વ્યાપી રહ્યો છે. પ્રતિકૂલ વાયુ નૌકાના માર્ગનો અવરોધક થઇને ઊભેલો હોવાથી નૌકાને માર્ગમાં આગળ વધવા નથી દેતો, નૌકાના મુખને પોતાના વિશાળ હસ્તમાં લઇને જલની સપાટીપર વારંવાર પછાડયા કરે છે અને કોઇ વાર તમાચો મારીને નૌકાના મુખને અન્ય દિશામાં ફેરવી નાખે છે. આવી વિપરીત પરિસ્થિતિના યોગે વાયુના પ્રતિકૂલ ભાવને જાણી લઇને તેનાં ચરણોમાં મસ્તક નમાવી તમો પોતાની નૌકાને તીરપ્રાંતમાં લઇ જાઓ છો અને ત્યાં નાંગરી ઘો છો.

શૈવલિનીની નૌકાની પણ બહુધા એ પ્રમાણેની જ દશા થઇ પડી; કારણ કે, અલ્પ સમયમાં જ વાયુ પ્રબલતાને ધારણ કરવા લાગ્યો, નૌકા બહુ મોટી હોવાથી પ્રતિકૂલ વાયુના આઘાતને નિવારીને કોઇ પણ પ્રકારે પોતાના માર્ગમાં અગ્રેસર થઇ શકી નહિ અને તેથી તેના રક્ષકોએ નૌકાને ભદ્રહાટિના ઘાટે નાંગરી દીધી.

અલ્પ સમય પશ્ચાત્ નાપિત એટલે કે જેને આપણા દેશમાં ઘાંયજા, વાળંદ અથવા હજામના નામથી ઓળખવામાં આવે છે તે જાતિની એક અબળા એટલે કે નાપિતી ત્યાં નૌકા પાસે આવી લાગી. તે નાપિતી સધવા કિંવા સૌભાગ્યવતી હતી, અત્યારે તેણે પોતાના શરીરપર લાલકિનારની અને રંગેલા પાલવવાળી એક ટૂંકી સાડી પહેરેલી હતી અને તેના હસ્તમાં અલકત કિંવા લાક્ષારંગની ભરેલી એક છાબ જોવામાં આવતી હતી. નૌકામાં કાળી દાઢીઓ એટલે કે મુસલ્માન્ નાવિકોની વિશાળ સંખ્યાને જોઇને નાપિ-

તીએ પોતાના ઘૂંઘટાને મુખપર તાણી લીધો હતો અને દાઢીના અધિકારીઓ–મુસલ્માન નાવિકો–અવાક્ થઈને તે નાપિતીને જોઈ રહ્યા હતા.

જે ઘાટે નૌકા નાંગરેલી હતી તે ઘાટપાસેના એક કિંચિદ્ ઉચ્ચ સ્થાનમાં શૈવલિનીમાટે ભોજન તૈયાર કરવાનો વ્યવસાય ચાલી રહ્યો હતો અને શૈવલિની અદ્યાપિ આચારપાલનમાં હિન્દુઆણી હોવાથી એક બ્રાહ્મણ તેનામાટે રસોઈ બનાવવાના કાર્યમાં નિમગ્ન થયેલો હતો; કારણ કે, જેને બળાત્કારે હરી લાવવામાં આવી હોય તેવી કોઈ પણ કુલીન આર્ય નારી પોતાને તત્કાળ ગોરી મડમ અથવા વિલાયતી લેડીના રૂપમાં પરિણત કરી શકતી નથી. ફાસ્ટર એતો સારી રીતે જાણતો હતો કે: ' જો શૈવલિની પલાયન નહિ કરી જાય અથવા તો આત્મહત્યા કરીને નહિ મરી જાય, તો કોઈ એક દિવસ અવશ્ય ટેબલપર મારી જોડાજોડ બેસીને મુસલ્માન બાવર્ચીના રાંધેલા ભોજ્ય પદાર્થોને સ્વર્ગીય ભોજન માનીને છરી તથા કાંટાની સહાયતાથી આરોગતી થઈ જશે. એટલામાટે એ વિષયમાં અત્યારે જ ઊતાવળ કરવાની આવશ્યક્તા નથી; કારણ કે, જો અત્યારે જ બળાત્કારે એને વટલાવવાથી એ ક્યાંક આત્મહત્યા કરી નાખશે, તો મારી સર્વ આશાઓ ધૂળમાં મળી જશે. ' તેના પોતાના આવા પ્રકારના વિચારો હોવાથી અને તેના કેટલાક અનુચરોનો પણ તેને એવો જ ઉપદેશ મળેલો હોવાથી તેણે શૈવલિની સાથે એક બ્રાહ્મણ રસોઇયાને પણ મોકલી દીધો હતો. અત્યારે તે બ્રાહ્મણ રસોઈયો રાંધવાના કામમાં રોકાયલો હતો અને તેની પાસે ઊભી રહેલી એક દાસી તેને તેના કાર્યમાં જોઇતી સહાયતા આપ્યા કરતી હતી. નાપિતી તે દાસી પાસે ગઈ અને પૂછવા લાગી કે: " બહેન, તમો ક્યાંથી આવો છો વારુ ? "

દાસી એક અંગ્રેજનો પગાર ખાતી હોવાથી અને અંગ્રેજના અન્નથી પોષાતી હોવાથી નાપિતીના એ પ્રશ્નથી કોપાયમાન થઈ

ગઇ અને કોપના આવેશમાં જ બોલી કેઃ " અમો ક્યાંથી આવીએ છીએ અને ક્યાંથી નહિ, એ પૂછવાનું તને શું કારણ છે, ડોકરી? અમો હિલ્લીથી આવીએ છીએ, દિલ્લીથી આવીએ છીએ કે મક્કાથી આવીએ છીએ, એથી તારે જે કાંઇ માનવાનું હોય તે પોતાની અનુકૂલતા પ્રમાણે માની લે. "

દાસીના આ ઉત્તરથી નાપિતી ભોંઠી પડી ગઇ અને નમ્રતા દર્શાવતી કહેવા લાગી કેઃ " આ પ્રશ્ન પૂછવામાં મારો અન્ય કાંઇ પણ ઉદ્દેશ નથી અને તેથી મારી પ્રાર્થના છે કે તમો કોપાયમાન ન થાઓ. હું એક નાપિતી હોવાથી જો આ નૌકામાં કોઇ સ્ત્રી હોય અને તેને મારી કોઇ પણ પ્રકારની સેવાની આવશ્યકતા હોય, તો તેનું કામ થાય અને મને પણ બે પૈસા મળી જાય એટલામાટે જ મેં તમોને આ પ્રશ્ન પૂછ્યો હતો. "

નાપિતીના આ વિવેકયુક્ત તથા નમ્ર સંભાષણના શ્રવણથી તે દાસીનો કોપ કાંઇક શાંત થયો અને તેથી " તું ઊભી રહે; હું અંદર જઇને પૂછી આવું છું; " એ પ્રમાણે કહીને શૈવલિનીને 'તમારી પોતાનાં ચરણોને અલક્તરાગરંજિત* કરવાની ઇચ્છા છે કે કેમ?' એ પૂછી જોવામાટે તે નૌકામાં જવાને ચાલતી થઇ. એ વેળાયે શૈવલિની પોતાના મનને અન્ય વિષયમાં સંલગ્ન કરવાની ચિન્તામાં જ નિમગ્ન હોવાથી દાસીનો એ પ્રશ્ન સાંભળતાં જ તેણે કહ્યું કેઃ " હા, મારી મારાં ચરણોને અલક્તરાગરંજિત કરવાની ઇચ્છા છે; તે નાપિતીને બોલાવ. " શૈવલિનીની આવી આજ્ઞા થવાથી રક્ષકોની અનુમતિ લઇને દાસીએ નાપિતીને નૌકામાં મોકલી દીધી અને

---

* બંગાળાની વિવાહિતા હિન્દુ સ્ત્રીઓમાં પોતાનાં ચરણોને અલક્ત એટલે કે અળતાથી રંગવાની પ્રથા સર્વસામાન્ય તથા સર્વત્ર પ્રચલિત છે. એ અળતા અથવા લાખના રસથી ચરણતલની કિનાર અથવા બાજૂનો એક તસૂ જેટલી પહોળાઇનો ભાગ તેમ જ નખો પણ રંગવામાં આવે છે અને તેથી સ્ત્રીનાં ચરણો સુંદર દેખાય છે. અનુવાદક

ત્યાર પછી તે પોતે પૂર્વવત્ રસોઇયાને સહાયતા આપવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગઇ.

શૈવલિનીને જોઇને નાપિતીએ પોતાના ઘૂંઘટાને જરા વધારે નીચો તાણી લીધો અને તેના એક ચરણને પોતાના હસ્તમાં ધારીને અલક્તવડે રંગવાના પોતાના વ્યવસાયને આરંભી દીધો. શૈવલિનીએ કેટલાક સમય પર્યન્ત નાપિતીનું એકાગ્ર દૃષ્ટિથી નિરીક્ષણ કર્યા પછી પૂછયું કે: "નાપિતી, તારૂં ઘર ક્યાં છે અને તું ક્યાંની નિવાસિની છે વારૂ?"

નાપિતીએ શૈવલિનીના એ પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર ન આપ્યું એટલે શૈવલિનીએ દ્વિતીય પ્રશ્ન પૂછયો કે: "નાપિતી, તારૂં નામ શું છે?"

નાપિતી કાંઇ પણ ન બોલી અને રોવા લાગી.

તેને આવી રીતે રોતી જોઇને શૈવલિનીએ સ્વાભાવિક જ પૂછયું કે: "નાપિતી, તું રડે છે કે શું?"

"જી, નહિ." નાપિતીએ મૃદુ સ્વરથી ઉત્તર આપ્યું.

"તું રડે છે અને વળી પાછી ના પાડે છે?" આ શબ્દો ઉચ્ચારીને શૈવલિનીએ તે નાપિતીના મુખપરથી ઘૂંઘટાને દૂર હટાવી દીધો.

નાપિતી જો કે રડતી જ હતી; પરંતુ જ્યારે તેના મુખપરથી ઘૂંઘટો દૂર હટી ગયો એટલે પછી તે મૃદુતાથી હસવા મંડી ગઇ.

"તેં જે ક્ષણે આ નૌકામાં પ્રવેશ કર્યો તે ક્ષણે જ મેં તને ઓળખી લીધી હતી." શૈવલિની કહેવા લાગી: "મારી આગળ ઘૂંઘટો તાણીને આવવાની શી આવશ્યકતા હતી વારૂ? હશે; પણ તું અત્યારે અહીં ક્યાંથી આવી લાગી?"

તે નાપિતી અન્ય કોઇ નહિ, પણ જેના સાક્ષાત્કારનો પાઠકો તથા પાઠિકાઓને અતઃપૂર્વ બે વાર લાભ મળી ચૂક્યો છે તે સુન્દરી અથવા શૈવલિનીની સખી કિંવા નણંદ પોતે જ હતી. અસ્તુઃ પોતાનાં અશ્રુને લૂછીને શૈવલિનીના પ્રશ્નનું ઉત્તર આપતી તે કહેવા લાગી

કે: "તું અહીંથી સત્વર ચાલતી થઇ જા. મારી આ સાડીને તું પોતાના શરીરપર ધારણ કરી લે; કારણ કે, હું તને મારી આ સાડી હમણાં જ ઊતારી આપું છું; અને ત્યાર પછી અલક્તની આ છાબને હસ્તમાં ધારી ઘૂંઘટો તાણીને નૌકામાંથી બહાર નીકળી જા કે જેથી આ આપત્તિનો આટલેથી જ અંત આવી જાય."

"પણ તું અહીં આવી કેવી રીતે વારૂ ?" શૈવલિનીએ તેના ઉપદેશ પ્રતિ લક્ષ ન આપતાં આવો એક પ્રકારનો સર્વથા નિરર્થક પ્રશ્ન તેને પૂછ્યો.

"હું ક્યાંથી આવી અને કેવી રીતે આવી એ સર્વ કથા હું પછીથી યોગ્ય પ્રસંગ મળશે ત્યારે તને સંભળાવીશ. અત્યારે તો હું તને એટલું જ જણાવું છું કે તને શોધવામાટે જ હું અત્યારે આ સ્થાનમાં આવેલી છું. મને એવા સમાચાર મળ્યા હતા કે મ્યાનો ગંગાના માર્ગે ગયો હતો એટલે પ્રભાતમાં ઊઠીને કોઇને કાંઇ પણ ન કહેતાં હું પણ ગંગાના તીરપ્રાન્તમાં આવી લાગી અને ત્યાં પૃચ્છા કરતાં બજરો–નૌકા–ઉત્તર દિશામાં હંકારવામાં આવ્યો હતો એવા સમાચાર કેટલાક લોકોએ મને આપ્યા. આ સમાચાર સાંભળીને હું ત્યાંથી ચાલતી થઇ, પરંતુ કેટલોક પંથ કાપ્યા પછી હું થાકીને લોથ થઇ ગઇ અને મારા પગ બહુ જ દુ:ખવા લાગ્યા એટલે પછી ભાડાની એક નૌકામાં બેસીને હું તારી નૌકાનું અનુસરણ કરવા લાગી, તારી બૃહદ્ નૌકા મંદ ગતિથી ચાલનારી હોવાથી અને મારી લઘુ નૌકા અત્યંત શીઘ્રગામિની હોવાથી મારી નૌકાએ તારા બજ-રાને પકડી પાડયો અને હું તારા સમક્ષ આવી લાગી." સુન્દરીએ પોતાના આગમનનો વૃત્તાન્ત સંક્ષેપમાં કહી સંભળાવ્યો.

"તું એકલી અહીં કેમ કરીને આવી શકી વારૂ ?" શૈવલિ-નીએ જાણે તે કોઇ પણ પ્રકારે સમયને વીતાડવામાટે જ પૂછતી હોયની ! તેવી રીતે આ પ્રશ્ન પૂછ્યો.

શૈવલિનીના આ પ્રશ્નને સાંભળીને "રાંડ કાળમુખી, તું

સાહેબના મ્યાનામાં બેસીને એકલી કેવી રીતે આવી શકી હતી વારૂ ?" એ પ્રશ્ન સુંદરીની જિવ્હાના અગ્રભાગમાં આવી ગયો; પરંતુ "આવા પ્રકારના શબ્દોને ઉચ્ચારવાનો આ પ્રસંગ નથી;" એમ ધારીને તે કહેવા લાગી કે: "હું અહીં એકલી નથી આવી; કારણ કે, મારા પતિ પણ મારી સાથે આવ્યા છે. અમો જે ડિંગી-લઘુ નૌકા-માં આવ્યાં છીએ તે ડિંગીને દૂર ઊભી રાખીને હું આ નાપિતીના વેશમાં તારા સમક્ષ આવી લાગી છું; કારણ કે, વેશ-પરિવર્તન વિના મારાથી અહીં આવી શકાય તેમ હતું જ નહિ."

"હં, તો પછી ?" શૈવલિનીએ વિરક્તિદર્શક ભાવથી પૂછ્યું.

"તો પછી એ જ કે મારી આ સાડીને તું પોતાના શરીરપર ધારી લે, અલક્તની આ છાબને પોતાના હસ્તમાં ઉપાડી લે અને લાંબો ઘૂંઘટો તાણીને અહીંથી ચાલતી થઇ જા એટલે તને કોઇ પણ ઓળખી શકવાનું નથી. અહીંથી નિર્વિઘ્ન બહાર નીકળી જવા પછી ગંગાના તીરે તીરે ચાલી જજે એટલે મારા પતિ એક ડિંગીમાં બેઠેલા તારા જોવામાં આવશે. તેઓ તારા નણદોઇયા હોવાથી તેમનાથી શર્માતી નહિ અને સીધી ડિંગીમાં જ ચાલી જજે. તું જઇને ડિંગીમાં બેસીશ એટલે તેઓ તત્કાળ ડિંગીને ત્યાંથી હંકારી દેશે અને તને ઘેર લઈ જશે." સુન્દરીએ પુનઃ શૈવલિનીને વેશપરિવર્તનપૂર્વક ત્યાંથી વિદાય થઇ જવાનો આગ્રહ કર્યો.

શૈવલિનીએ કેટલોક સમય વિચારમાં વીતાડી દીધો અને ત્યારપછી પૂછ્યું કે: "હું તો જાણે અહીંથી ચાલતી થઇ જઇશ; પરંતુ ત્યારપછી તારી શી દશા થશે, એનો પણ તેં કાંઇ વિચાર કર્યો છે ખરો કે ?"

"તારા જવા પછી મારી શી દશા થશે એની તું લેશમાત્ર પણ ચિન્તા કરીશ નહિ; કારણ કે, આ સમસ્ત બંગાળામાં એવો એક પણ અંગ્રેજ અસ્તિત્વ ધરાવતો નથી કે જે આ બ્રાહ્મણી સુન્દરીને પોતાની નૌકામાં એક બંદિની તરીકે પૂરી રાખવાનું

સામર્થ્ય ધરાવતો હોય ! આપણે બ્રાહ્મતનયાઓ તથા બ્રાહ્મપત્નીઓ હોવાથી જો આપણાં મન દૃઢ હોય, તો આ સમસ્ત ભૂમંડળમાં આપણામાટે ભય કિંવા વિપત્તિ જેવી કોઇ પણ વસ્તુ ક્યાંય અસ્તિત્વ ધરાવતી જ નથી, એ તારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. તું કોઇ પણ પ્રકારની ચિન્તાને હૃદયમાં સ્થાન ન આપતાં અહીંથી ચાલતી થઇ જા એટલે પછી કોઇ પણ પ્રકારે હું રાત્રિના સમયમાં તો ઘેર આવવાની અને આવવાની જ: કારણ કે, વિપત્તિવિદારક મધુસૂદન મારી આશાનો આધાર છે એટલે મને તે અવશ્ય નિર્વિઘ્ન ઘેર પહોંચાડી દેશે. હવે તું વધારે વિલંબ ન કર; કારણ કે, તારા નણદોઇયાએ અદ્યાપિ ભોજન કર્યું નથી અને આજે તેમને ભોજન મળી શકશે કે કેમ એ પણ સર્વથા અનિશ્ચિત જ છે." શૈવલિનીને પુનઃ ત્યાંથી શીઘ્ર પ્રયાણ કરી જવાનો આગ્રહ કરતાં સુન્દરીએ આ પ્રમાણેનાં ઉપદેશાત્મક તથા આસ્તિકતાદર્શક વાક્યો ઓજસ્વિતાથી ઉચ્ચાર્યાં.

"પરંતુ હું અત્યારે ઘેર ચાલીશ, તો પણ મારા પતિ મારો સ્વીકાર કરશે એવી તારી માન્યતા છે ખરી કે ?" શૈવલિનીએ એક સકારણ શંકા દર્શાવી.

"તારા પતિ તને શામાટે નહિ સ્વીકારે વારૂ ? તેં એવું તે શું ભયાનક પાપ કરી નાખ્યું છે કે જેથી તેઓ તને સદાને માટે ત્યાગી દેશે ? પોતાની વિવાહિતા પત્નીને ત્યાગી દેવી એ કાર્ય કાંઇ સહજ નથી. સમજી ?" સુન્દરીએ ઉત્સાહવર્ધક વાક્યો ઉચ્ચાર્યાં.

"પરંતુ તું ભૂલી ન જા કે મને એક અંગ્રેજ ઉપાડી લાવ્યો છે અને તેથી મારી જાતિનો લોપ નથી થયો એમ તારાથી કહી શકાય તેમ છે ખરૂં કે ?" શૈવલિનીએ આ પ્રશ્નથી સામાજિક બંધનની તીવ્રતાનું સુન્દરીને સ્મરણ કરાવ્યું અને ત્યારપછી પોતાના આશયને સ્પષ્ટતર કરતી તે બોલી કે: "એક વિધર્મીય અંગ્રેજ મને બળાત્કારે મારા ગૃહમાંથી ઉપાડી લાવેલો હોવાથી સમાજની

રૂઢિ અનુસાર હું જાતિભ્રષ્ટા થઇ ચૂકી છું અને મારા પતિ જેવા એક શાસ્ત્રપારંગત તથા ધર્મકર્મનિષ્ઠ બ્રાહ્મણ પોતાની જાતિભ્રષ્ટા પત્નીને પુનઃ ન સ્વીકારે એ સર્વથા સ્વાભાવિક જ છે."

શૈવલિનીના આ ઉદ્ગારોને સાંભળીને સુન્દરી વિસ્મયાપન્ન દૃષ્ટિથી શૈવલિનીના મુખમંડળનું નિરીક્ષણ કરવા લાગી અને તેની મર્મભેદક તીવ્ર દૃષ્ટિને પોતાના મુખમંડળમાં સ્થિર થયેલી જોઇને શૈવલિનીએ ઔષધિના સ્પર્શથી શિથિલ થયેલા વિષધર નાગ પ્રમાણે પોતાના મુખને નીચું નમાવી દીધું. કેટલાક સમય પર્યન્ત શૈવલિનીના મુખનું આવી રીતે મર્મભેદક દૃષ્ટિથી નિરીક્ષણ કર્યા પછી સુન્દરીએ કઠોરતા તથા નિષ્ઠુરતાદર્શક ભાવથી પૂછ્યું કેઃ "તું જે કાંઇ પણ સત્ય વાર્તા હોય, તે કોઇ પણ પ્રકારના સંકોચ વિના જણાવીશ ખરી કે?"

"અવશ્ય જણાવીશ." શૈવલિનીએ ગંભીરતાથી કહ્યું.

"આ ગંગાના જળને હસ્તમાં લઇને ગંગા માતાના શપથપૂર્વક તું સત્ય બોલવાને બંધાય છે?" સુન્દરીએ કહ્યું.

"તારા મનમાં જે શંકા ઉદ્ભવી છે તે શંકા મારા જાણવામાં આવી ગયેલી હોવાથી હું ગંગાના શપથ પૂર્વક તથા પરમાત્માની સાક્ષી પૂર્વક જણાવું છું કે જે અંગ્રેજ મને મારા ગૃહમાંથી બળાત્કારે ઉપડી લાવ્યો છે તે અંગ્રેજના હસ્તનો અત્યાર સુધી, અત્યારના આ ચાલતા ક્ષણપર્યન્ત, મારા શરીરને સ્પર્શ થયો નથી અને તેથી મને સ્વીકારી લેવાથી મારા પતિદેવ પોતાના ધર્મથી ભ્રષ્ટ થાય તેમ નથી." શૈવલિનીએ આ વાક્યના ઉચ્ચારથી સુન્દરીના સંશયનું નિવારણ કરી નાખ્યું.

"જો એમ જ હોય, તો પછી આવા સંશયને પોતાના હૃદયમાં સ્થાન આપવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, તારા પતિદેવ એક ધર્માત્મા પુરુષ હોવાથી તેમના હસ્તથી કદાપિ અધર્મનું આચરણ થાય એ સર્વથા અસંભવનીય છે. અર્થાત્ હવે વ્યર્થ વાર્તા-

લાપમાં કિંવા વાદવિવાદમાં સમયને નષ્ટ કરવાનું કાંઈ પણ પ્રયોજન નથી." સુન્દરીએ પુનઃ શૈવલિનીના હૃદયમાં ઉત્સાહને વિસ્તારવાનો યત્ન આદરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

શૈવલિનીએ વિચારમગ્ન થઈને મૌનનું અવલંબન કરી લીધું અને તેનાં નેત્રોમાંથી અશ્રુઓનો પાત થવા લાગ્યો. પોતાનાં અશ્રુઓને લૂછીને તે થોડી વાર પછી કહેવા લાગી કેઃ "આપણે અત્યારે એમ જ ધારી લઈએ કે હું પાછી ઘેર જઈશ અને મારા પતિદેવ મારો સ્વીકાર પણ કરી લેશે; પરંતુ એથી મારા લલાટમાં લાગેલા કલંકનું કદાપિ નિવારણ થઈ શકશે ખરૂં કે?" સુન્દરીએ તેના આ પ્રશ્નનું કાંઈ પણ ઉત્તર ન આપ્યું એટલે શૈવલિનીએ પુનઃ આગળ વધીને કહેવા માંડયું કેઃ "વેદગ્રામમાં મારૂં પ્રત્યાગમન થવા પછી આડોશ પાડોશની છોકરીઓ મારી તરફ આંગળીઓ ચીંધીને શું એમ નહિ બોલે કે 'જુઓ, આ તે જ શૈવલિની છે કે જેને એક અંગ્રેજ ઉપાડી ગયો હતો'? માત્ર એટલું જ નહિ, પણ કાલે ઉઠીને ઈશ્વરની કૃપાથી મને પુત્રની પ્રાપ્તિ થાય, તો મારા તે પુત્રના અન્નપ્રાશનના* પ્રસંગે અમારા નિમંત્રણને સ્વીકારીને આપણી જાતિનાં મનુષ્યો પોતાની ચરણધૂલીથી અમારા ગૃહને પવિત્ર કરવાની ઉદારતા દર્શાવશે ખરાં કે? તેમ જ જો મને કન્યાની માતા થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો તેને પોતાની પુત્રવધૂની પદવીથી વિભૂષિત

* બંગાળામાં જો પુત્ર હોય, તો તેના જન્મ પછી છઠ્ઠા માસમાં અને જો પુત્રી હોય, તો તેના જન્મ પછી સાતમા મહિનામાં એ 'અન્નપ્રાશન' નામક વિધિ કરવામાં આવે છે. એ વિધિ તે બાલક કિંવા બાલિકાના મુખમાં અન્નનો પ્રથમ ગ્રાસ આપવાનો વિધિ છે એ નવીનતાથી જણાવવાની આવશ્યકતા નથી. એ વિધિના પ્રસંગે આત્મીય જનો, સંબંધીઓ, જાતિબાંધવો તથા મિત્રો આદિને ભોજન લેવામાટે બોલાવવામાં આવે છે અને જો તેઓ ભોજનસમારંભમાં ભાગ લે, તો જ એ વિધિ પૂર્ણ થયેલો મનાય છે. આ વિધિ હિન્દુઓનો છે. અનુવાદક

કરવાની ઉદારતા કોઇ પણ કુલીન બ્રાહ્મણ દર્શાવી શકશે ખરા કે ? વળી અંગ્રેજની નૌકામાં એક સમસ્ત રાત્રિ વીતાડવા છતાં હું ધર્મભ્રષ્ટા નથી થઈ અને મારી પવિત્રતા અખંડ રહેલી છે એ વાર્તાને લોકો સત્ય માનશે ખરાં કે ? અર્થાત્ આ સર્વ આપત્તિઓનો વિચાર કરતાં મારા મનમાં એ જ ચિન્તા થયા કરે છે કે અહીંથી પાછી ઘેર જઇને મારે લોકોને મારૂં મોઢું શું દેખાડવું ? "

" જે ઘટના તારા ભાગ્યમાં લખાયલી હતી તે ઘટી ગઇ છે એટલે એને તો હવે કોઇથી અન્યથા કરી શકાય તેમ છે જ નહિ અને તેથી કેટલાક ક્લેશને તો તારે સદાને માટે જ ભોગવવો પડશે એ નિઃસંશય છે; છતાં એમાં જો કોઇ સંતોષનો વિષય હોય, તો તે એટલો જ કે તું તારા પોતાના ગૃહમાં સુખ પૂર્વક રહી શકીશ. " સુન્દરીએ નિરાશાના આકાશમાં આશાના એક અત્યંત મંદ નક્ષત્રનું દર્શન કરાવ્યું.

" આટલાં બધાં ક્લેશો તથા કષ્ટોને સહન કરવામાટે હું કયા સુખની આશાથી પાછી ઘેર આવું ? કારણ કે, મારે નથી પિતા, નથી માતા, નથી મિત્ર......"

શૈવલિની આગળ બોલવા જતી હતી એટલામાં તેને વચ્ચે જ બોલતી અટકાવીને સુન્દરી કહેવા લાગી કેઃ " તારાં પિતા, માતા, ભ્રાતા કે મિત્ર આદિ ભલે કોઇ પણ ન હોય, પરંતુ જે પતિદેવના યોગે નારીજન્મની સાર્થકતા થાય છે તે તારા પતિદેવ તો પરમાત્માની કૃપાથી વિદ્યમાન છે કે નહિ ? અર્થાત્ તારા પતિદેવ વિદ્યમાન છે, તો પછી અન્ય કોઇની શી આવશ્યકતા છે વારૂ ? "

" સુન્દરી, તું તો સર્વ રહસ્યને સારી રીતે જાણે છે, તો પછી..."

પુનઃ સુન્દરી શૈવલિનીને વિશેષ બોલવા ન દેતાં પોતે જ કોપાવેશથી બોલવા લાગી કેઃ " સત્ય છે; હું સર્વ રહસ્યને સારી રીતે જાણું છું. હું જાણું છું કે, આ પૃથ્વીના પટમાં જેટલી પાપિષ્ઠા

પ્રમદાઓ છે તેમના સમુદાયમાં તારા જેવી પાપિષ્ઠા પ્રમદા અન્ય કોઇ પણ નથી; કારણ કે, જે પતિ સમાન પતિ આ સંસારમાં સ્ત્રીને મહાભાગ્યના યોગે જ પ્રાપ્ત થઇ શકે છે તે આદર્શ તથા દુર્લભ પતિના સ્નેહમાં પણ તારૂં મન સંલગ્ન થઇ શકતું નથી અને તેનું કારણ એ છે કે બાલકો જેવી રીતે ખેલગૃહમાં પોતાની પૂતળીઓને પ્રેમથી પસવાર્યા કરે છે તેવી રીતે પ્રેમથી પોતાની પત્નીને પસવાર્યા કરવાની અને દિવસ રાત પત્નીની આજ્ઞાને આધીન રહેવાની કળા તેને આવડતી નથી. અર્થાત્ વિધાતાએ ચન્દ્રશેખરને એક વાસ્તવિક મનુષ્યના સ્વરૂપમાં જ નિર્માણ કર્યો છે; બાહ્ય કિંવા મિથ્યા શોભાયુક્ત વસ્તુના ચળકાટથી મુગ્ધ થનાર અથવા અંજાઇ જનાર મૂર્ખશિરોમણિ કિંવા લંપટ પુરુષના રૂપમાં નિર્માણ કર્યો નથી એટલે તેની પાસેથી એવા પ્રકારના આદરને મેળવવાની આશા તારે રાખવાની જ નથી. તારા પતિદેવ એક ધર્માત્મા તથા પંડિત પુરુષ છે અને તું એક પાપિષ્ઠા પ્રમદા છે એટલે તારૂં મન પોતાના પુણ્યવાન્ પતિદેવમાં કેવી રીતે અને કેમ કરીને પરોવાય વારૂ ? તું એક અંધથી પણ અંધ અબળા હોવાથી જ તારા પતિદેવના હૃદયસમુદ્રમાંથી પ્રેમનો જે નારીજન્મની સાર્થકતા કરનારો અને નારીમાટે અસંત દુર્લભ મનાતો પ્રવાહ તારાપ્રતિ વહન કરી રહ્યો છે તે પ્રેમના પ્રવાહને તું જોઇ શકતી નથી. વસ્તુતઃ પોતાનાં પૂર્વજન્મનાં મહાપ્રબળ પુણ્યોના યોગે જ તને આવા દેવતુલ્ય પતિના આવા સ્વર્ગીય સ્નેહની પ્રાપ્તિ થયેલી છે. અસ્તુ: અત્યારે આ સર્વ કથાને વિસ્તારવાનો સમય કિંવા અવસર ન હોવાથી મારે તને જે કહેવાનું છે તે એટલું જ કે કદાચિત્ તારા પતિદેવનો તારી પોતાની માન્યતા અનુસાર તારામાં હોવો જોઇએ તેટલો પ્રેમ ન પણ હોય, તો પણ તેનાં ચરણોની સેવામાં પોતાના આયુષ્યને વીતાડવાથી જ તારા જીવનની સાર્થકતા થવાની છેઃ અન્યથા નહિ અને તેથી અહીંથી પ્રયાણ કરી જવામાં

જેટલો તું વિશેષ વિલંબ કરે છે, તેટલી જ મારા હૃદયમાં કોપની વિશેષ વૃદ્ધિ થતી જાય છે."

"તારે જે કાંઇ કહેવાનું હતું તે તું કહી રહી છે એટલે હવે મારા કથનનું શાંતિથી શ્રવણ કરી લે." આ પ્રમાણેનો પ્રસ્તાવ કરીને શૈવલિની ગંભીરતાથી કહેવા લાગી કે: "જ્યારે હું મારા પતિ સાથે મારા ગૃહમાં વસતી હતી ત્યારે પણ મારા મનમાં હું એ જ વિચાર કર્યા કરતી હતી કે: 'જો મારા પિતૃપક્ષના કિંવા માતૃપક્ષના કોઇ નિકટ કે દૂરના સંબંધીનો પત્તો મને મળી જશે, તો હું મારા ગૃહને ત્યાગીને તેની સાથે તેના ગૃહમાં જ જઇને રહીશ અને જો કોઇ તેવો સંબંધી નહિ જ મળી આવે, તો પછી કાશીક્ષેત્રમાં જઇને ત્યાં ભિક્ષાવૃત્તિથી મારો ઉદરનિર્વાહ કરતી રહીશ અથવા તો ગંગાના પ્રવાહમાં ડૂબીને મરી જઇશ.' અત્યારે હું મોંગીર જાઉં છું એટલે મોંગીર કેવું નગર છે એ તો મને જોવા દે; કારણ કે, રાજધાનીમાં મને ભિક્ષા મળે છે કે નહિ, એ મારે જોવાનું છે. જો મારા ભાગ્યમાં મૃત્યુનો લેખ લખાયલો હશે, તો હું અવશ્ય મરીશ; કારણ કે, મૃત્યુ તો મારા હસ્તમાં જ છે એટલે મૃત્યુને સ્વીકારી લેવામાં શો વિલંબ થવાનો છે વારૂ ? વસ્તુતઃ હવે મારામાટે મૃત્યુ વિના અન્ય માર્ગ જ શો રહ્યો છે વારૂ ? કિન્તુ હવે મારૂં જીવન સુરક્ષિત રહે કિંવા મારા જીવનનો અંત આવી જાય, તો પણ હવે મારે ઘેર તો નથી જ આવવું એવી મારા મનમાં મેં દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી છે. અર્થાત્ મને ઘેર લઇ જવામાટે તેં આ વ્યર્થ પરિશ્રમ વેઠેલો હોવાથી તને મારી એ જ પ્રાર્થના છે કે તું જેવી આવી છે તેવી જ અહીંથી ચાલતી થઇ જા; કારણ કે, હું હવે ઘેર નથી જ આવવાની. તું મને અત્યારથી અને આ ક્ષણથી જ મરેલી માની લેજે અને હું અવશ્ય મરી જવાની છું એ મારા વચનને કદાપિ અસત્ય માનીશ નહિ. હવે તું ચાલી જા."

શૈવલિનીના આ મહાભયાનક નિશ્ચયને જાણી લીધા પછી

સુન્દરીએ પોતાના મુખથી એક પણ શબ્દ ન ઉચ્ચાર્યો; કારણ કે, તેણે રોદનનો આરંભ કરેલો હોવાથી તેનો કંઠ બાષ્પરુદ્ધ થઈ ગયો હતો. અંતે સુન્દરી પોતાના રોદનવ્યાપારને બળાત્કારે અટકાવીને જ્યાં બેઠી હતી ત્યાંથી ઊઠીને ઊભી થઈ ગઈ અને પોતાનાં અશ્રુઓને લૂછતી ગંભીરતાથી કહેવા લાગી કેઃ "હું એ જ ઇચ્છું છું કે તું હવે સત્વર મરી જાય તો સારૂં. પરમાત્માનાં ચરણોમાં મારી અનન્યભાવયુક્ત અહોપ્રહર એ જ અભ્યર્થના છે કે તને તે મરી જવાનું સંપૂર્ણ સામર્થ્ય તથા ઇચ્છાબળ આપે અને મોંગીરમાં પહોંચવા પૂર્વે જ તારા જીવનદીપનું શાશ્વત નિર્વાણ થઇ જાય! ઝંઝાવાતના ઝપાટામાં સપડાઇ જવાથી, વિક્ષુબ્ધ જલપ્રવાહના ગર્ભમાં ઊતરી જવાથી અથવા તો નૌકાના નીરનિમજ્જન સાથે તને પણ જલસમાધિ મળી જવાથી મોંગીરના દર્શનથી પૂર્વે જ તારૂં મૃત્યુ થઇ જાય, એ જ મારી એકમાત્ર આકાંક્ષા છે!!!"

આવી રીતે શૈવલિનીના શિરપર ભીષણ અભિશાપની વૃષ્ટિ વર્ષાવીને સુન્દરી ત્યાં એક નિમેષમાત્રને માટે પણ ઊભી ન રહેતાં તત્કાળ નૌકામાંથી બહાર નીકળી આવી અને અલક્તની છાબને ભાગીરથીના જલપ્રવાહમાં નાખી દઇને પાછી પોતાના પતિદેવ પાસે આવી લાગી.

---

## પંચમ પરિચ્છેદ

### ચન્દ્રશેખરનું પ્રત્યાગમન

" Why, let the stricken deer go weep,
The heart ungalle'd play;
For some must watch, while some must sleep;
Thus runs the world away. "

*Shakespeare.*

ચન્દ્રશેખરે પોતાની ગણિતવિદ્યાના યોગે ભવિષ્યને જાણી

લીધું અને ભવિષ્યને જાણી લીધા પછી નવ્વાબના મુર્શિદાબાદમાંના રાજકર્મચારીને કહ્યું કે: " મહાશય, આપ કૃપા કરીને નવ્વાબ સાહબને એમ કહેવડાવી દેજો કે મારાથી યથાર્થ ગણિત કરી શકાયું નથી."

" પરંતુ, મહાશય, ગણિત ન કરી શકાવાનું કાંઇ કારણ ? " રાજકર્મચારીએ જિજ્ઞાસા દર્શાવી.

" કારણ એ જ કે ગણિતશાસ્ત્ર કિંવા જ્યોતિઃશાસ્ત્રદ્વારા પ્રત્યેક વસ્તુ કિંવા ઘટનાનો નિશ્ચય કરી શકાતો નથી. અર્થાત્ જો જ્યોતિઃશાસ્ત્રના યોગે ભવિષ્યના ગર્ભમાં સમાયલી સર્વ ઘટનાઓ યથાર્થ સ્વરૂપમાં જાણી શકાતી હોય, તો તો પછી મનુષ્યને સર્વજ્ઞ જ કહી શકાય. વળી હું પોતે જ્યોતિઃશાસ્ત્રમાં એટલો બધો પારંગત પણ નથી અને એ પણ આ ભવિષ્યને ન જાણી શકવાનું એક પ્રધાન કારણ છે. " ચન્દ્રશેખરે ઉત્તર આપ્યું.

" અથવા તો રાજાને અપ્રિય થઇ પડનારા ભવિષ્યનો બુદ્ધિમાન્ પુરુષો પોતાના મુખથી ઉચ્ચાર કરતા નથી, એ પણ જો આ ભવિષ્યને ન દર્શાવવાનું એક કારણ હોય, તો તે સ્વાભાવિક જ છે. આનું કારણ ગમે તે હોય, એનો મારે વિચાર કરવાનો નથી. હું તો આપનો જે સંદેશ છે તે નવ્વાબ સાહબને અક્ષરશઃ જણાવી દઇશ; કારણ કે, મારૂં કર્તવ્ય એટલું જ છે." રાજકર્મચારીએ વિવેકપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યા.

એ પછી ચન્દ્રશેખર રાજકર્મચારીની આજ્ઞા લઇને ત્યાંથી વિદાય થયો અને રાજકર્મચારી તેને પ્રવાસના ખર્ચ તરીકે કાંઈ પણ રકમ આપવાનું સાહસ કરી શક્યો નહિ; કારણ કે, ચન્દ્રશેખર બ્રાહ્મણ તથા પંડિત હતો; કિન્તુ બ્રાહ્મણ પંડિત ન હોવાથી ભિક્ષાવૃત્તિ કરતો ન હોતો તેમ જ કોઇના દાનને પણ સ્વીકારતો ન હોતો એ વાર્તા તે રાજકર્મચારીથી અજ્ઞાત ન હોતી અને તેથી તેનાથી સ્વાભાવિક જ એવું સાહસ કરી શકાય તેમ ન હોતું.

પોતાના ગ્રામની સીમામાં આવી લાગતાં દૂરથી જ ચન્દ્રશે-

ખરને પોતાનું ગૃહ દેખાયું અને પોતાના ગૃહના દર્શનથી તેના મનમાં એક પ્રકારનો અગમ્ય આહ્લાદ ઉદ્ભવવા લાગ્યો. ચન્દ્રશેખર એક તત્ત્વજ્ઞ તથા તત્ત્વજિજ્ઞાસુ પુરુષ હોવાથી પોતાના એ આહ્લાદને જોઇને મનોગત કહેવા લાગ્યો કેઃ “જ્યારે કોઇ પણ એક મનુષ્ય વિદેશમાંથી પાછો સ્વદેશમાં આવે છે, તે વેળાયે તેના મનમાં આવા પ્રકારના આહ્લાદનો સ્વાભાવિક જ ઉદ્ભવ થાય છે તેનું કારણ શું હોવું જોઇએ વારુ? શું અત્યાર સુધી અન્ય સ્થાનમાં મને મારી ઇચ્છા અનુસાર ખાનપાન તથા નિદ્રાધીન થવામાટે શય્યા આદિ સાધનો ન હોતાં મળતાં? અવશ્ય મળતાં હતાં. તો પછી ઘેર જવાથી વિદેશ કરતાં હું વધારે શું સુખી થવાનો હતો વારુ? મારી આટલી અવસ્થા થવા છતાં પણ હું અદ્યાપિ સંસારના મોહબંધનમાં જકડાયલો જ રહ્યો છું એ નિઃસંશય છે; કારણ કે, જો એમ ન હોય, તો મારા મનમાં આવા પ્રકારના મોહનો ઉદ્ભવ થાય જ નહિ. આ ગૃહમાં મારી પ્રેયસી ભાર્યા, મારી ધર્મપત્ની, મારી ગૃહલક્ષ્મીનો નિવાસ હોવાથી મારા મનમાં આ આહ્લાદનો ઉદ્ભવ થઈ રહ્યો છે કે શું? જો એમ જ હોય, તો આ અખિલ બ્રહ્માંડ બ્રહ્મરૂપ હોવા છતાં એક વિશિષ્ટ વ્યક્તિ પ્રતિ આપણા હૃદયમાંથી પ્રેમનો પ્રચંડ પ્રવાહ વહન કરતો હોય છે અને એક અન્ય વિશિષ્ટ વ્યક્તિ પ્રતિ આપણે નિરંતર તિરસ્કારને જ દર્શાવતા રહીએ છીએ, એનું કારણ શું હશે વારુ? કારણ કે, જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો સર્વ જીવો સચ્ચિદાનન્દનાં જ સ્વરૂપો છે અને તેથી સર્વ જીવોમાં મારો સમાન પ્રેમભાવ જ હોવો જોઇએ; અર્થાત્ વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ અત્યારે મારી પ્રવાસમાં ઉપયુક્ત થનારી વસ્તુઓના ભારને પોતાના મસ્તકપર ઉપાડીને મારી પાછળ પાછળ ચાલ્યા આવતા મજૂર પ્રતિ એક વાર પણ મુખને ફેરવીને દૃષ્ટિપાત કરવાની મારી ઇચ્છા નથી થતી

અને મારી પત્નીના પ્રફુલ્લ કમલ સમાન વદનકમલના દર્શનમાટે મારૂં મન આટલી સીમા પર્યન્ત અધીર થઇ રહ્યું છે, એમાં શું રહસ્ય સમાયલું હશે એ અદ્યાપિ મારાથી સમજી શકાતું નથી. સારાંશ કે, એ તો સર્વથા નિર્વિવાદ છે કે હું જો કે ભગવદ્વાક્ય પ્રતિ લેશમાત્ર પણ અશ્રદ્ધા દર્શાવતો નથી; તથાપિ દિવસાનુ- દિવસ દારુણ મોહજાળમાં વધારે અને વધારે જકડાતો જાઉં છું અને એ મોહજાળને છિન્ન ભિન્ન કરી નાખવાની ઇચ્છાનો પણ મારા હૃદયમાં આવિર્ભાવ ન થતો હોવાથી એ તો સ્પષ્ટ દેખાઇ આવે છે કે જો હું અનન્ત કાલ પર્યન્ત જીવતો રહીશ, તો અનન્ત કાલ પર્યન્ત આ મોહવડે આચ્છાદિત રહેવાની વાસનાને જ હું મારા મનમાં પોષતો રહીશ. હવે પુનઃ મને મારી પ્રિયતમા પ્રાણેશ્વરી શૈવલિ- નીના વદનકમળના દર્શનનો લાભ ક્યારે મળશે વારૂ ? ”

ચન્દ્રશેખર આવા પ્રકારના વિચારોમાં પ્રવૃત્ત થઇને પોતાના ગૃહની દિશામાં અગ્રેસર થઇ રહ્યો હતો એટલામાં અકસ્માત્ એક મહદ્ ભયનો તેના ચિત્તમાં આવિર્ભાવ થયો અને તેથી તે પુનઃ મનોગત કહેવા લાગ્યો કે: “ જો ઘેર પહોંચ્યા પછી શૈવલિની ત્યાં મારા જોવામાં નહિ આવે, તો ? નહિ કેમ જોવામાં આવે વારૂ ? કારણ કે, તે હશે તો ઘરમાં જ કે નહિ ? જો તેની પ્રકૃતિ અસ્વસ્થ થઈ ગઇ હશે અને તેના શરીરમાં કાંઇ પીડા થતી હશે, તો ? પ્રકૃતિ તો સર્વ મનુષ્યોની અસ્વસ્થ થઇ જાય છે અને દેહને દેહના દંડ ભોગ- વવા જ પડે છે એટલે જો તેની પ્રકૃતિ અસ્વસ્થ થયેલી હશે, તો ઔષધોપચારના યોગે પાછી સ્વસ્થ થઇ જશે એટલે એ વિષયની મારે વિશેષ ચિન્તા કરવાની નથી. ” તે ધ્યાનમગ્ન થઇ ગયો અને ત્યારપછી પોતાના મનને પૂછવા લાગ્યો કે: “ શૈવલિનીની પ્રકૃતિ અસ્વસ્થ થઇ ગઇ હશે એટલા વિચારમાત્રથી જ મારા મનમાં આટલી બધી ચિન્તા તથા અશાંતિનો આઘાત કેમ થાય છે વારૂ ? કારણ કે, રોગની બાધા કોને નથી થતી ? પરંતુ જો તેના શરી-

રમાં કોઈ ભયાનક રોગનો સંચાર થયો હશે, તો ?" ભયાનક રોગની કલ્પનાથી ચન્દ્રશેખર ઊતાવળો ચાલવા લાગ્યો અને મનોગત બોલવા લાગ્યો કે: "જો તેના શરીરમાં કોઇ ભયાનક રોગની બાધા થયેલી હશે, તો પણ પરમેશ્વર તેના શરીરમાંથી તે રોગનું નિવારણ કરી દેશે અને હું તેની જીવનરક્ષા માટે સ્વસ્ત્યયન* કરીશ. પરંતુ ઔષધોપચાર તથા સ્વસ્ત્યયન કરવા છતાં પણ જો શૈવલિનીના રોગનું નિવારણ નહિ થાય, તો પછી ? " આ વિચારથી ચન્દ્રશેખરનાં નેત્રો આંસૂભીનાં થઇ ગયાં અને તેથી તે નાનાવિધ કુશંકાઓને હૃદયમાં સ્થાન આપતો પુનઃ આત્મગત કહેવા લાગ્યો કે: "મારી આ પ્રૌઢ અવસ્થામાં ભગવાને મને જે આવું અમૂલ્ય રમણીરત્ન આપવાની ઉદારતા દર્શાવી છે તે રમણીરત્નને શું ભગવાન્ મારી પાસેથી પાછું છીનવી લેશે ? જો ભગવાન્ એમ કરે, તો પણ તેમાં આશ્ચર્ય જેવું શું છે વારુ ? કારણ કે, હું કાંઈ ભગવાન્‌નો એટલી સીમા પર્યન્ત અનુગૃહીત નથી કે જેથી ભગવાન્ પોતાના નિયમને ત્યાગી દઇને મારા લલાટમાં કેવળ સુખનો જ લેખ લખી નાખે અને મારા ભાગ્યમાં નામ માત્રને માટે પણ દુઃખનો લેખ ન લખવા સુધીનો પક્ષપાત દર્શાવી દે ! મારા ભાગ્યમા કદાચિત્ કોઇ ઘોરતમ દુઃખને ભોગવવાનો લેખ લખાયલો હોય, તો વિધાતાના વિધાનને જોતાં તે પણ સંભવનીય નથી કે શું ? અર્થાત્ ઘેર પહોંચવા પછી જો શૈવલિની મારા જોવામાં નહિ આવે અથવા તો ભયંકર રોગના યોગે તેના થઇ ગયેલા મૃત્યુના સમાચાર મારા સાંભળવામાં આવશે, તો ? તો એ જ કે હું પોતે પણ મારા જીવનને ધારણ કરી શકવાનો નથી એ નિશ્ચિત છે; સારાંશ કે, જો શૈવલિનીનો સ્વર્ગવાસ થયો હશે, તો પછી મારો પોતાનો પરલોકવાસ પણ અવશ્યંભાવી છે." આ

---

* સ્વસ્તિ એટલે કલ્યાણ અને અયન એટલે આગમન, અર્થાત્ જેના યોગે કલ્યાણ અથવા મંગળનું આગમન થાય છે તે, એવો એ શબ્દનો અર્થ હોવાથી પ્રતિકૂલ ગ્રહની શાંતિની કામનાથી જે હોમ આદિ વેદવિહિત મંગલકર્મનું અનુષ્ઠાન કરવામાં આવે છે તે સ્વસ્ત્યયન કહેવાય છે. અનુવાદક

કુશંકાઓના આવિર્ભાવ પછી ચન્દ્રશેખર અત્યંત શીઘ્ર ગતિથી ચાલવા લાગ્યો. તેણે ગ્રામમાં પ્રવેશ કરતાંજ ગ્રામવાસી જનો અત્યંત ગંભીર ભાવથી તેના પ્રતિ દૃષ્ટિપાત કરીને તેના મુખને જોવા લાગ્યા, એ જો કે તેના જોવામાં આવ્યું; પરંતુ તેમના એ ગંભીર ભાવયુક્ત દૃષ્ટિપાતના આશયને તે તત્કાળ જાણી શક્યો નહિ. ચન્દ્રશેખરને જોઇને બાલકો ગુપ્ત હાસ્ય કરવા લાગ્યા અને કેટલાક બાલકો તથા યુવકો તો તેનાથી કેટલાક અંતરે તેની પાછળ પાછળ પણ ચાલવા લાગ્યા. વૃદ્ધ પુરુષો ચન્દ્રશેખરને જોઇને પોતાનાં મુખોને અન્ય દિશામાં ફેરવીને ઊભા રહ્યા. ચન્દ્રશેખર આ સમસ્ત વિલક્ષણ દૃશ્યોને જોઇને આશ્ચર્યચકિત, ભયભીત તથા દિઙ્મૂઢ થઇ ગયો અને તેથી અન્યત્ર ક્યાંય પણ દૃષ્ટિપાત ન કરતાં પોતાના ગૃહના દ્વાર સમક્ષ આવીને ઊભો રહ્યો.

દ્વાર બંધ હોવાથી ચન્દ્રશેખરે દ્વારને ખખડાવતાં તેના સેવકે અંદરથી દ્વાર ઊઘાડ્યું અને ત્યાર પછી ચન્દ્રશેખરને જોતાં જ તે અનુચર ડૂસકાં ભરી ભરીને રોવા મંડી ગયો. ચન્દ્રશેખરે પૂછ્યું કે: " શું થયું છે અને તું રડે છે શામાટે ? " પરંતુ તેના એ પ્રશ્નનું ઉત્તર ન આપતાં અનુચર પોતાના રોદનવ્યવસાયમાં જ પ્રવૃત્ત રહ્યો અને રોતો રોતો જ ત્યાંથી ચાલ્યો ગયો.

ચંદ્રશેખર મનમાં પોતાના ઇષ્ટદેવનું સ્મરણ કરવા લાગ્યો અને ત્યાર પછી ગૃહમાં પ્રવેશ કરતાં તેના જોવામાં આવ્યું કે આંગણાને વાળીને સ્વચ્છ કરવામાં આવ્યું ન હોતું, ચંડીના મંડપમાં એટલે કે પૂજાગૃહમાં જ્યાં ત્યાં ધૂળ અને ધૂળ જ વિસ્તરેલી હતી, સ્થળે સ્થળે બળી ગયેલી મશાલો પડેલી હતી અને તૂટેલાં બારણાં પણ આમ તેમ પડેલાં હતાં. ત્યાર પછી ચન્દ્રશેખરે પોતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો અને જોયું તો ત્યાંના સર્વ દ્વારો બાહ્ય ભાગમાં વાસેલાં તેના જોવામાં આવ્યાં. ત્યાં બેઠેલી પરિચારિકા ચન્દ્રશેખરને જોતાં જ ત્યાંથી ચાલતી થઇ ગઇ અને તે ગૃહમાંથી બહાર નીકળીને ચીત્કાર

કરતી રોવા લાગી. તેના રોદનનો ધ્વનિ ચન્દ્રશેખરે સાંભળ્યો અને તેથી અભદ્ર ઘટનાની તેના મનમાં દૃઢ આશંકા ઉદ્‌ભવતાં તે પ્રાંગણના મધ્યભાગમાં ઊભો રહીને અત્યંત ઉચ્ચ સ્વર તથા વિકૃત કંઠથી "શૈવલિની; ઓ શૈવલિની !" એવી રીતે શૈવલિનીના નામને ઉચ્ચારતો શૈવલિનીને બોલાવવા લાગ્યો.

પરંતુ ચન્દ્રશેખરના એ આહ્વાનનું કોઇએ કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ અને તેના વિકૃત કંઠમાંથી નીકળેલા 'શૈવલિની' શબ્દના શ્રવણથી રોદનવ્યાપારમાં નિમગ્ન થયેલી પરિચારિકા પણ સ્તબ્ધ થઇ ગઇ.

ચન્દ્રશેખરે પુનઃ શૈવલિનીનું આહ્વાન કર્યું; પરંતુ તેના એ આહ્વાનધ્વનિનું તે ધ્વનિના જનશૂન્ય ગૃહમાં થતા પ્રતિધ્વનિ વિના અન્ય કોઇપણ પ્રકારનું ઉત્તર તેને મળ્યું નહિ; કારણ કે, જે વેળાયે ચન્દ્રશેખર પોતાના ગૃહમાં આવી રીતે શૈવલિનીને બોલાવતો ઊભો હતો, તે વેળાયે શૈવલિની ગંગાના જલના સ્પર્શથી શીતલ થયેલા પવનની મંદ લહરીના મૃદુ આઘાતથી જેના ઉપરિભાગમાં અંગ્રેજોની રક્તપતાકા ઊડી રહી હતી અને જેના નાવિકો પોતાના એક વિશિષ્ટ ગાનને ગાવાના આનન્દમાં નિમગ્ન થયેલા હતા, તે ચિત્રાંકિતા વિશાળ નૌકામાં વિરાજેલી હતી એટલે ચન્દ્રશેખરને તેનાં એ આહ્વાનોનું ઉત્તર ક્યાંથી અને કેમ કરીને મળી શકે વારૂ?

* * * * *

જે ભયંકર ઘટના ઘટી હતી તે ચન્દ્રશેખરના જાણવામાં આવી ગઇ. અર્થાત્ તે ભયંકર ઘટનાના સર્વ સમાચાર પોતાની પરિચારિકા, પોતાની ધર્મભગિની સુન્દરી તથા અન્ય જનોનાં મુખોથી સાંભળી લીધા પછી ચન્દ્રશેખર પોતાના ગૃહમાંની પ્રતિષ્ઠિતા શાલિગ્રામશિલાને યત્ન પૂર્વક ઉપાડીને સુન્દરીના પિતૃગૃહમાં રાખી આવ્યો. એ આવશ્યક કાર્યથી નિવૃત્ત થઇને તેણે પોતાનાં જે દરિદ્ર તથા સાધનહીન પાડોશીઓ હતાં તે સર્વને બોલાવીને એકઠાં કર્યાં અને પોતાના ઘરમાંની વસ્ત્રો, ત્રાંબા પીતળનાં વાસણો તથા માટીનાં

વાસણો ઇત્યાદિ સર્વ વસ્તુઓ તેમને વ્હેંચી આપી. સંધ્યાકાળ સુધીનો સમય તેણે આ વ્યવસાયમાં વીતાડયો. ત્યાર પછી નિશાનો આરંભ થતાં જેમને તે પોતાના શરીરમાંના શોણિત સમાન પ્રિય માનતો હતો તેવાં પોતાનાં વાંચેલાં તથા ન વાંચેલાં સર્વ પુસ્તકોને એક એક કરીને પ્રથમ તેણે એક સ્થાનમાં એકત્ર કર્યાં અને ત્યાર પછી પ્રાંગણમાં--આંગણામાં-તેમને એક ઉપર એક એવી રીતે ખડકીને તેમનો એક મોટો રાશિ બનાવી દીધો. પુસ્તકોને એવી રીતે રાશિના રૂપમાં ખડકતાં વચ્ચે કોઈ વાર તે કોઇ એક પુસ્તકને વાંચવાના ઉદ્દેશથી ઉઘાડતો હતો, પરંતુ પછીથી વાંચ્યા વિના જ તેને બાંધીને રાશિમાં રાખી દેતો હતો. એવી રીતે જ્યારે સર્વ પુસ્તકો રાશિના રૂપમાં ખડકાઇ રહ્યાં એટલે પછી ચન્દ્રશેખરે તે રાશિમાં અગ્નિને પ્રજ્વાળી દીધો !

પાવક પ્રજળવા લાગ્યો અને તેણે પુરાણ, ઇતિહાસ, કાવ્ય, અલંકાર તથા વ્યાકરણ આદિ વિષયોના ગ્રંથોને ભસ્મીભૂત કરવાનો આરંભ કરી દીધો; મનુ, યાજ્ઞવલ્ક્ય તથા પરાશર આદિ સ્મૃતિગ્રંથો, ન્યાય, વેદાન્ત તથા સાંખ્ય આદિ દર્શનો તેમ જ કલ્પસૂત્ર, આરણ્યકો અને ઉપનિષદો પણ એક પછી એક અગ્નિનારાયણના મુખમાં પડીને ભસ્મીભૂત થતાં દેખાવા લાગ્યાં. અર્થાત્ જેમનો બહુ યત્ન પૂર્વક સંગ્રહ કરવામાં આવ્યો હતો અને જેમના અધ્યયનમાં ચન્દ્રશેખરે પોતાના જીવનનાં અનેક વર્ષો વીતાડી દીધાં હતાં તે અમૂલ્ય તથા અલભ્ય ગ્રંથોનો સમુદાય અગ્નિદેવનો સ્પર્શ થતાં જોતજોતાંમાં જ ભસ્મરાશિના રૂપમાં પરિણત થઇ ગયો.

રાત્રિના પ્રથમ પ્રહરની પરિસમાપ્તિ થતાં એ ગ્રંથોને બાળી નાખવાના કાર્યની સમાપ્તિ કરીને ચન્દ્રશેખરે પોતાના શરીરપર કેવળ એક જ વસ્ત્રને રહેવા દીધું અને ત્યાર પછી તે પોતાના પૈતૃક ગૃહને ત્યાગીને ત્યાંથી ચાલતો થઇ ગયો. તે ક્યાં ગયો અને ક્યાં નહિ એ જેમ કોઇના જાણવામાં ન આવ્યું તેમ એ વાર્તાને જાણવાની કોઇએ કશી ચેષ્ટા પણ ન કરી.

---

# ચન્દ્રશેખર

અથવા

## બંગાળાની ડગમગતી નવાબી

## દ્વિતીય ખણ્ડ

પાપ

## પ્રથમ પરિચ્છેદ

### કુસુમ

" Get place and wealth; if possible with grace;
If not, by any means get wealth and place. "
*Pope.*

"આ મોર નાચવાનો નથી. તું તારી વાર્તાને આગળ ચાલવા દે."

દલની બેગમે આ પ્રમાણેના ઉદ્‌ગાર કાઢીને જે મોર નાચતો ન હોતો તેની પૂછડી પકડીને તેને તાણ્યો અને ત્યાર પછી પોતાના હસ્તમાંના એક હીરકજડિત વલય-પહોંચી-ને ઊતારીને એક અન્ય મયૂરના કંઠમાં પહેરાવી દીધો. આ કાર્યની સમાપ્તિ કરીને દલની બેગમે એક મુખર અથવા અભદ્રભાષી કાકાકૌઆની આંખમાં ગુલાબની પિચકારી મારી દીધી. કાકાકૌઆએ ચીડાઇને દલની બેગમને 'બાંદી' નામથી બોલાવી અથવા તો ગાળ ભાંડી એમ પણ કદાચિત્ માની શકાય. આ ગાળ દલની બેગમે પોતે જ કાકા-કૌઆને શીખવી હતી.

નિકટમાં જ જે એક પરિચારિકા પક્ષીઓને નચાવવાની ચેષ્ટા કરી રહી હતી તેને જ દલની બેગમે કહ્યું હતું કે: "તારી વાર્તાને આગળ ચાલવા દે."

"જે વાર્તા મારે અત્યારે આપને સંભળાવવાની છે તે માત્ર એટલી જ છે કે હથિયારોથી ભરેલી બે નૌકાઓ ઘાટપર આવી લાગી છે, તે નૌકાઓનો અફસર એક અંગ્રેજ છે અને તે બન્ને નૌકાઓને અટકાવવામાં આવી છે. અલી ઇબ્રાહીમખાં કહે છે કે: 'એ નૌકાઓને આવી રીતે ન અટકાવતાં તે જ્યાં જતી હોય ત્યાં જવા દો; કારણ કે, એ નૌકાઓને આવી રીતે અટકાવવાથી કોઇ પણ પ્રકારના કારણ વિના જ અંગ્રેજો સાથે લડાઇ કરવાનો પ્રસંગ

આવી લાગશે અને જો અંગ્રેજો સાથે લડાઇ થશે, તો તેનો નતીજો સારો થવાનો નથી.' પરંતુ ગુરગનખાન એમ કહે છે કેઃ 'જો લડાઇ થવાની હોય, તો ભલે થાય, પણ હું તો આ પકડેલી નૌકાઓને નથી જ છોડવાનો.' આનાથી અધિક કશી વાર્તા છે જ નહિ." કુલ્સૂમે જે વાર્તા સંભળાવવાની હતી તે સંભળાવી દીધી.

"એ હથિયારો ક્યાં જવાનાં છે વારૂ ?" દલનીએ જિજ્ઞાસા દર્શાવી.

"અજીમાબાદ એટલે કે પટનામાં અંગ્રેજોની જે કોઠી છે ત્યાં એ હથિયારો જવાનાં છે; કારણ કે, જો લડાઇ થવાની હશે તો તેની શરૂઆત ત્યાંથી જ થશે અને તેથી અજીમાબાદ તેમના હાથમાંથી જતું ન રહે એટલામાટે તેઓ ત્યાં હથિયાર મોકલી રહ્યા છે. આવી વાર્તા કિલ્લામાં સર્વત્ર પ્રસરી ગઇ છે." કુલ્સૂમે ઉત્તર આપ્યું.

"પરંતુ ગુરગનખાન તે નૌકાઓને અટકમાં રાખવાનો હઠ પકડી બેઠો છે તેનું કારણ શું છે વારૂ ?" દલની બેગમે ગંભીરતાથી પૂછયું.

"ગુરગનખાનનો અભિપ્રાય એવો છે કે, 'જો અજીમાબાદમાં આટલાં બધાં હથિયારો પહોંચી જશે, તો પછી અંગ્રેજોને શિકસ્ત આપવાનું કામ બહુ જ ભારી તથા જોખમભરેલું થઇ પડશે અને તેથી દુશ્મનોને મજબૂત ન થવા દેવામાં જ આપણી ભલાઈ છે.' અને એથી વિરુદ્ધ અલી ઈબ્રાહીમખાંનો એવો અભિપ્રાય છે કે, 'આપણે ગમે તેવી અને ગમે તેટલી કોશિશો અથવા ધમપછાડ કરીશું, તો પણ અંગ્રેજોને આપણે જીતી તો નથી જ શકવાના અને તેથી અંગ્રેજો સાથે લડાઇ ન કરવામાં જ આપણી સલામતી સમાયલી છે; અર્થાત્ જ્યારે લડાઇથી આપણું પોતાનું જ નુકસાન થવાનો સંભવ છે, તો પછી આ નૌકાઓને અટકાવી રાખીને આપણે લડાઈને શામાટે જગાડવી જોઇએ વારૂ ?' મને પણ વિચાર કરતાં અલી ઇબ્રાહીમખાંનું આ કથન સર્વથા સત્ય જ ભાસે છે,

કારણ કે, અત્યારની પરિસ્થિતિમાં આપણાથી અંગ્રેજોનો પરાજય કરી શકાય એ સર્વથા અસંભવનીય છે; માત્ર એટલું જ નહિ, પણ મયદાને જંગમાં આપણાથી અંગ્રેજો સમક્ષ એક પળમાત્ર પણ ટકી શકાય તેમ નથી અને તેથી મારા દિલમાં એ જ ખૌફ રહ્યા કરે છે કે જો અંગ્રેજો સાથે લડાઇ જગાડવામાં આવશે, તો જન્નતનશીન નવ્વાબ સિરાજુદ્દૌલાના સમયના ભીષણ નાટકના અભિનયનો પ્રસંગ વળી પાછો બીજી વાર આવી લાગશે." કુલ્સૂમે દુલની બેગમના પ્રશ્નનું વિસ્તૃત ઉત્તર આપવા સાથે પોતાનો અભિપ્રાય પણ દર્શાવી દીધો.

દુલની બેગમ કેટલાક સમય પર્યન્ત ચિન્તામગ્ન અવસ્થામાં બેસી રહી અને ત્યાર પછી અચાનક તેણે કુલ્સૂમને પૂછ્યું કે: "કુલ્સૂમ, તું એક દુ:સાહસમય કાર્ય કરી શકીશ ખરી કે ?"

"એવું તે દુ:સાહસમય કિંવા ભયંકર કાર્ય શું છે વારુ ? મારે ઇલિસ* મચ્છી ખાવાની છે કે ઠંડા પાણીમાં ડુબકી મારવાની છે ?" કુલ્સૂમે વિનોદાત્મક ભાવથી પૂછ્યું.

"આ સમય વિનોદ કરવાનો ન હોવાથી તું તારા આ વિનોદને આટલેથી જ અટકાવી દે; કારણ કે, આ વાર્તા કદાચિત્ નવ્વાબના કાને પહોંચી જશે, તો તેઓ આપણ બન્નેને હાથીના એ પગતળે ચગદાવી નાખશે." દુલની બેગમે કુલ્સૂમના એ વિનોદને સર્વથા અપ્રાસંગિક ધારીને ગંભીર ભાવથી ભયદર્શિની સૂચના સંભળાવી.

"પણ જો આ વાર્તા નવ્વાબના કાને પહોંચી જાય, તો જ તેઓ આપણ બન્નેને હાથીના એ પગતળે ચગદાવી નાખશે ને ? મારી તો ખાત્રી જ છે કે આ વાર્તા કદાપિ નવ્વાબ સાહબના

* ઇલિસ અથવા હિલ્સા એક વિશિષ્ટ જાતિના મત્સ્યનું નામ છે. એ માછલી ખાવામાં જેમ અતિશય સ્વાદિષ્ટ હોય છે તેમ પચાવવામાં અતિશય ભારી હોય છે. અનુવાદક

જાણવામાં આવવાની જ નથી; કારણ કે, અત્યારસુધીમાં હું અતર, ગુલાબ, સોનું તથા રૂપું આદિ અનેક વસ્તુઓ ચોરી ચોરીને લઇ ગઇ છું છતાં એ ચોરીનો ભેદ અદ્યાપિ કોઇના પણ જાણવામાં આવી શક્યો નથી અને તેથી મારી તો એવી જ દૃઢ માન્યતા થઇ ગઇ છે કે પુરુષોના મસ્તિષ્કમાં પરવરદિગારે કેવળ શોભામાટે જ નેત્રો જડેલાં હોવાથી પુરુષો પોતાનાં એ શોભાનાં નેત્રોવડે કોઇ પણ વસ્તુને જોઈ શકતા નથી. અર્થાત્ કોઇ પણ પુરુષ અત્યાર સુધીમાં ચપલાના ચાતુર્ય કિંવા સ્ત્રીના ચરિત્રને જાણી શક્યો હોય, એમ મારા જોવા તથા જાણવામાં તો નથી જ આવ્યું." કુલ્સુમે પૂર્વવત્ વિનોદાત્મક ભાવથી પુરુષજાતિની મોહમુગ્ધતા તથા સ્ત્રીચરિત્રની મહત્તાનો પરિચય કરાવ્યો.

"હું ખાજાસરા તથા ખાનસામા જેવા પુરુષોને મહત્ત્વ નથી આપતી; પરંતુ નવ્વાબ આલીજાહ તેમના જેવા સાધારણ પુરુષ ન હોવાથી તેઓ પોતાની અસાધારણ બુદ્ધિદ્વારા ન જાણી શકે એવી વાર્તા મારી માન્યતા પ્રમાણે તો કોઇ પણ નથી અને તેથી જ મારું હૃદય સાશંક રહ્યા કરે છે." દલનીએ નવ્વાબની તુલનાત્મક અસાધારણતાનો પ્રકાશ કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

"જો આપની માન્યતા પ્રમાણે નવ્વાબ સાહબ પોતાની અસાધારણ બુદ્ધિદ્વારા ન જાણી શકે એવી વાર્તા કોઇ પણ ન હોય, તો હું આપને માન પૂર્વક પૂછવા માગું છું કે જે વાર્તાને મારાથી ગુપ્ત ન રાખી શકાય તેવી કોઇ વાર્તા પણ આ સંસારમાં અસ્તિત્વ ધરાવે છે ખરી કે? આપ ચિન્તાને ત્યાગી દો અને આપનું જે કાર્ય હોય તે આ દાસીને દર્શાવી દો." કુલ્સુમે આ શબ્દોના ઉચ્ચારથી આત્મવિશ્વાસની પરાકાષ્ઠા કરી બતાવી.

"તો તે કામ એ છે કે ગુરગનખાનને એક પત્ર પહોંચાડવાની આવશ્યકતા છે." દલનીએ કુલ્સુમના ઉદ્દગારોના શ્રવણથી હૃદયમાં કિંચિદ્ નિર્ભયતાને ધારીને પોતાના કાર્યનો પ્રકાશ કર્યો.

હલનીના આ શબ્દો સાંભળતાં કુલ્સૂમ તેના અંતઃકરણમાં અતિશય આશ્ચર્ય થવાથી અવાક્ થઇ ગઇ અને તેને એવી રીતે અવાક્ થયેલી જોઇને હલનીએ પૂછ્યું કેઃ " બોલ, તારાથી તે પત્ર ગુરગનખાનના હાથમાં પહોંચાડી શકાશે ? "

" અને તે પત્ર મોકલનાર કોણ છે વારૂ ? " કુલ્સૂમે પૂછ્યું.

" હું પોતે. " હલનીએ ગંભીર કંઠસ્વરથી ઉત્તર આપ્યું.

" આપ આજે આ શું બોલો છો ? આપ પાગલ તો નથી થઇ ગયાં ને ?" કુલ્સૂમે આશ્ચય વિસ્ફારિત નયનોથી આ શબ્દો ઉચ્ચાર્યા.

" હા, આજે મારી હાલત પાગલ જેવી જ થઇ ગઇ છે. " હલની બેગમે ગંભીર ભાવથી પોતાના પાગલત્વને સ્વીકારી લીધું.

" ત્યારપછી હલની બેગમ તથા કુલ્સૂમ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના કેટલાક સમય પર્યન્ત મૌનનું અવલંબન કરીને બેસી રહી. તેમને આવી રીતે નીરવ થયેલી જોઇને તેમની પાસે ઊભેલા ઉભય મયૂરો પોતપોતાનિ વાસયષ્ટિપર ચઢી ગયા અને કાકાકૌઆએ નિરર્થક ચીત્કારને આરંભી દીધો. અન્ય પક્ષીઓ ઉદરને ભરવાના વ્યવસાયમાં પ્રવૃત્ત થઇ ગયાં.

કેટલાક સમય પછી કુલ્સૂમ કહેવા લાગી કેઃ " આ તો એક બહુ જ સાધારણ કાર્ય છે; કારણ કે, જો કોઇ એક ખાજાસરાને આપ ઇનામની લાલચ બતાવશો, તો તે આપનો કાગળ તરત ગુરગનખાનના હાથમાં પહોંચાડી આવશે. પરંતુ સાથે સાથે મારે એ પણ જણાવી દેવું જોઇએ કે આ કામ જેટલું સાધારણ છે તેટલું જ જોખમભરેલું પણ છે; કારણ કે, જો આ વાર્તા નવ્વાબ સાહબના જાણવામાં કોઈ પણ રીતે આવી જશે, તો આપણી બન્નેની જિન્દગીનો ખાતમો થઇ જશે. જે થવાનું હોય, તે થાય; મારે એનો વિચાર કરવાનો નથી; કારણ કે, પોતાના કાર્યને આપ પોતે મારા કરતાં વધારે સારી રીતે જાણી શકો તેમ છો. મારે તો એક બાંદી તરીકે આપના ફર્માનને તાબે થવાનું છે એટલે જે કાગળ

આપવાનો હોય તે આપો અને સાથે કાંઈક નગદી પણ આપી દો."

ત્યાર પછી કુલ્સૂમ દલની બેગમનું પત્ર લઈને ત્યાંથી ચાલતી થઈ ગઈ અને એ પત્રને સૂત્રરૂપ કરીને વિધાતાએ દલની બેગમ તથા શૈવલિનીનાં ભાગ્યકુસુમોને એકત્ર ગુંથી દીધાં.

---

## દ્વિતીય પરિચ્છેદ

### ગુરગનખાન

---

"Who love too mnch hate in the like extreme."

*Pope.*

"What will not *woman*, gentle woman, dare
When strong affection stirs her spirit up." *Southey.*

દલની બેગમનું પત્ર જેના હસ્તમાં ગયું હતું તે પુરુષનું નામ ગુરગનખાન હતું. તે સમયમાં બંગાળામાં જે પુરુષો અધિકારારૂઢ હતા તે સર્વ અધિકારારૂઢ પુરુષોના સમુદાયમાં ગુરગનખાન એક સર્વશ્રેષ્ઠ તથા સર્વોત્કૃષ્ટ પુરુષ મનાતો હતો. તે આર્મીનિયન્ જાતિનો પુરુષ હતો અને તેની જન્મભૂમિ ઇસ્પહાન હતી. એ ગુરગનખાનના સંબંધમાં એમ કહેવામાં આવે છે કે પૂર્વે તે એક વસ્ત્રવિક્રેતા એટલે કે કાપડિયો હતો; પરંતુ વસ્ત્રવિક્રેતા હોવા છતાં તે એક અસાધારણ ગુણશાલી તથા પ્રતિભાશાલી પુરુષ હતો. અર્થાત્ પોતાની ગુણવત્તા તથા પ્રતિભાના યોગે રાજકાર્યમાં નિયુક્ત થવા પછી અલ્પ સમયમાં જ તે મુખ્ય સેનાપતિની પદવીપર ચઢી ગયો હતો; માત્ર એટલું જ નહિ, પણ મુખ્ય સેનાપતિની પદવીપર આરૂઢ થયા પછી તેણે એક નવીન ગોલંદાજ સેનાને પણ તૈયાર કરી હતી. તેણે પોતાની એ ગોલંદાજ સેનાને યૂરોપીયન્ પદ્ધતિ અનુસાર યુદ્ધશિક્ષણ આપ્યું હતું તેમ જ યૂરોપીયન્ સમાન શસ્ત્રાસ્ત્રોવડે સુસજ્જિતા કરી દીધી હતી. ગુરગનખાને જે તોપો તથા બંદૂકો બંગાળામાં પોતાની દેખ-

રેખ તળે તૈયાર કરાવી હતી તે યૂરોપનાં કારખાનામાં બનતી તોપો તથા બંદૂકો કરતાં પણ વધારે સારી હતી, તેમાં તે નિત્ય નવા નવા સુધારા વધારા કરાવતો જ રહેતો હતો અને એ સર્વ સાધનોના યોગે તેની ગોલંદાજ સેના અંગ્રેજ ગોલંદાજોના મુકાબલામાં બરાબર ઊભી રહી શકે તેવી; કિંબહુના અંગ્રેજ ગોલંદાજોનાં હૃદયોને પણ ભયભીત કરી નાખનારી થઇ ગઇ હતી. આ સર્વ અનુકૂલ પરિસ્થિતિને જોતાં મીર કાસિમના અંતઃકરણમાં એવી આશાનો ઉદય થયો હતો કેઃ "ગુરગનખાનની સહાયતાથી હું અંગ્રેજોને અવશ્ય પરાજિત કરી શકીશ." ગુરગનખાનની મહત્તા તેના ભાગ્યોદય સાથે દિવસાનુદિવસ એટલી બધી વધી ગઇ હતી કે તેના પરામર્શ વિના નવ્વાબ મીર કાસિમ પોતે કોઇ પણ કાર્ય કરતો ન હોતો; માત્ર એટલું જ નહિ, પણ જો કોઇ ગુરગનખાનના પરામર્શ વિરુદ્ધ કાંઇ બોલવાની ઇચ્છા દર્શાવતો હતો તો તેના તે ગુરખાનના પરામર્શનિષેધક ઉપદેશને તે સાંભળતોજ ન હોતો. સારાંશ કે, ગુરગનખાન નવ્વાબનો મુખ્ય સેનાપતિ હોવા છતાં બંગાળાનો એક બીજો નવ્વાબ જ બની ગયો હતો અને તેથી મુસલ્માન રાજકર્મચારીઓ તેને સ્વભાવિકજ ઘૃણા તથા દ્વેષની દૃષ્ટિથી જોવા લાગ્યા હતા.

અસ્તુઃ અત્યારે વિશ્વમાં મધ્યરાત્રિનો સમય વર્તમાન હતો; તથાપિ ગુરગનખાન અદ્યાપિ નિદ્રાધીન થયો ન હોતો; કારણ કે, તે પોતાના કક્ષમાં એકલો જ દીપકના પ્રકાશની સહાયતાથી કેટલાક પત્રોના વાંચનમાં નિમગ્ન થયેલો હતો. અત્યારે તે જે પત્રોને વાંચતો બેઠો હતો તે કલકત્તામાં વસતા કેટલાક આર્મીનિયનોનાં એટલે કે તેના જાતિબાંધવોનાં પત્રો હતાં. પત્રોના વાંચનની સમાપ્તિ કરીને તેણે પોતાના સેવકને બોલાવ્યો. ચોપદાર આવીને તેના સમક્ષ નમન પૂર્વક ઊભો રહ્યો એટલે તેણે તે ચોપદારને પૂછ્યું કેઃ "સઘળા દરવાજા ખુલ્લા છે કે?"

"જી, હુઝૂર, સઘળા દરવાજા ખુલ્લાજ છે." ચોપદારે કહ્યું.

"બહુ સારૂં. તો અત્યારપછી જે કોઈ પણ મનુષ્ય મને મળવામાટે આવે, તો તેને કાંઇ પણ પૂછ્યા ગાછ્યા વિનાજ મારી પાસે આવવા દેજે; અર્થાત્ 'તમો કોણ છો ? તમારૂં નામ શું છે ? અને તમો ક્યાંથી આવો છો ?' ઇત્યાદિ પ્રશ્નો તેને પૂછશો નહિ અને દ્વારમાં તેને અટકાવશો નહિ; એ મારી આજ્ઞા તારા સ્મરણમાં હોવી જ જોઇએ તેમ જ મારી સૂચના અનુસાર મારી એ આજ્ઞા તેં અન્ય અનુચરોને પણ સંભળાવી દીધેલી હોવી જોઇએ એવો મારો દૃઢ વિશ્વાસ છે; કારણ કે, તારી સ્મરણશક્તિ તથા આજ્ઞાધારકતા અદ્વિતીય છે." ગુરગનખાને કહ્યું.

"આપ નામદારની આ આજ્ઞા જેવી રીતે મારા સ્મરણમાં રમી રહી છે તેવી જ રીતે આ આજ્ઞા અન્ય સેવકોને પણ ક્યાર-નીયે સંભળાવી દેવામાં આવી છે એટલે આપ નામદાર એની લેશ-માત્ર પણ ચિન્તા ન રાખશો." ચોપદારે વિનય પૂર્વક જણાવ્યું.

"વારૂ, ત્યારે તું હવે પોતાના સ્થાને ચાલ્યો જા." ગુરગન-ખાને ચોપદારને જવામાટેની સૂચના આપી દીધી.

ચોપદાર ત્યાંથી ચાલ્યો ગયો એટલે પછી ગુરગનખાને સઘળા કાગળોને બાંધીને એક સુરક્ષિત સ્થાનમાં છુપાવીને રાખી દીધાં અને એ કાર્યથી નિવૃત્ત થઇને તે વિચાર કરતો મનોગત કહેવા લાગ્યો કે: "ત્યારે મારે હવે કયા માર્ગને સ્વીકારવો અને કયા માર્ગમાં અગ્રેસર થવું ? આ ભારતવર્ષ અત્યારે એક સમુદ્રરૂપ હોવાથી અત્યારે જે કોઇ પણ એ સમુદ્રમાં વધારે ડુબકીઓ મારશે તેના હસ્તમાં તેટલા જ વિશેષ પરિમાણમાં રત્નરાશિ આવી પડશે, એ સર્વથા નિઃસંશય હોવાથી તીરપ્રાંતમાં બેસી રહીને કેવળ સમુદ્રની લહરીઓને ગણ્યા કરવાથી શો લાભ થવાનો હતો વારૂ ? મારૂં જ ઉદાહરણ આ સિદ્ધાન્તને સત્ય સિદ્ધ કરી બતાવવામાટે પર્યાપ્ત છે; કારણ કે, એક સમયમાં હું એક સામાન્ય વસ્ત્રવિક્રેતા અથવા કાપડિયો હતો અને ગજ ભરી ભરીને કાપડ વેચ્યા કરતો હતો; પરંતુ અત્યારે સમસ્ત

ભારતવર્ષ મારા નામના શ્રવણમાત્રથી જ કંપાયમાન થઈ જાય છે અને તેમાં પણ આ બંગાળાનો કર્તા, હર્તા તથા ભાગ્યવિધાતા તો વળી હું જ છું! ત્યારે શું હું જ બંગાળાનો ખરેખરો સ્વામી છું? અર્થાત્ જો હું બંગાળાનો બાદશાહ નથી, તો પછી બંગાળાનો બાદશાહ બીજો કોણ છે વારુ? આ સવાલનો જવાબ એ જ છે કે અંગ્રેજ વ્યાપારીઓ જ અત્યારે બંગાળાના ખરેખરા બાદશાહો છે અને નવ્વાબ મીર કાસિમ તેમનો એક હકીર ગુલામ છે. હું મીર કાસિમનો ગુલામ છું એટલે કે અંગ્રેજ વ્યાપારીઓના ગુલામનો પણ એક ગુલામ છું. ખરેખર આ પદવી કાંઈ જેવી તેવી અથવા સાધારણ તો ન જ કહી શકાય! કારણ કે, ગુલામ તો બહુ હોય છે; પરંતુ ગુલામનો ગુલામ તો કોક જ હોય છે. અત્યારની વસ્તુ-સ્થિતિ આવી હોવા છતાં જો હું ધારું, તો મારાથી બંગાળાની હુકૂમતને હસ્તગત કરી શકાય તેમ નથી કે શું? કારણ કે, અત્યારે મારી તોપોના મારાની સામે કોનાથી ઊભા રહી શકાય તેમ છે વારુ? અંગ્રેજો મારી તોપોના મુકાબલામાં ઊભા રહી શકશે? એક વાર તેમને મારા હાથમાં આવી જવા દો એટલે પછી હું તેમને ગોળ તથા ખોળનો ભાવ બતાવી આપીશ. પણ હા, જ્યાં સૂધી મારાથી અંગ્રેજોને આ દેશમાંથી કાઢી મૂકવાનું કાર્ય સિદ્ધ નહિ કરી શકાય, ત્યાં સૂધી મારાથી બંગાળાના હાકિમના ઓહદાપર આવી શકાય તેમ નથી એ સર્વથા નિર્વિવાદ છે. હું બંગાળાના 'તખ્તે મુબારક' પર વિરાજવામાટે અત્યંત ઉત્સુક તથા અધીર થઈ રહ્યો છું અને તેથી મીર કાસિમ પ્રતિ મારા મનમાં લેશમાત્ર પણ લાગણી બાકી રહી નથી. અર્થાત્ જે દિવસે બંગાળાની મસ્નદપર વિરાજવાની મારી ઇચ્છા થશે તે દિવસે મીર કાસિમને હું તેનો હાથ ઝાલીને મસ્નદપરથી નીચે ઊતારી દઈશ અને તેના સ્થાનમાં હું પોતે વિરા-જતો લોકોના જોવામાં આવીશ. નવ્વાબ મીર કાસિમ મારા ઉચ્ચ પદપર ચઢવાના કાર્યમાં સોપાનરૂપ હોવાથી અને અત્યારે હું પદવીરૂપ

આગારની ઠેઠ ઉપરની અગાસીમાં ચઢી આવેલો હોવાથી હવે જો હું તેને દૂર હડસેલી દઉં, તો તે યોગ્ય જ છે; કારણ કે, તેનો જે ઉપયોગ કરવાનો હતો તે મેં કરી લીધો છે. મારા માર્ગમાંના જો કોઈ પણ કંટક હોય, તો તે કેવળ પાપી અંગ્રેજો જ છે. તેઓ મને હસ્તગત કરી લેવાની ઇચ્છા ધરાવે છે અને હું તેમને હસ્તગત કરી લેવાને આતુર તથા અધીર થઈ રહ્યો છું; પરંતુ તેઓ મારી મુઠીમાં આવી જાય એ સંભવનીય ન હોવાથી મારે તેમને મારા માર્ગને નિષ્કંટક કરવામાટે કોઇ પણ પ્રયત્ને આ દેશમાંથી હાંકી જ કાઢવા પડશે; કારણ કે, એ વિના મારી આકાંક્ષાપૂર્તિના માર્ગને નિષ્કંટક કરવાનો અન્ય કોઇ ઉપાય છે જ નહિ. અત્યારે તો ભલે બંગાળાની મસ્નદ પર નવ્વાબ મીર કાસિમ જ વિરાજતો રહે; કારણ કે, અત્યારે તેને નવ્વાબ તરીકે કાયમ રાખીને તેનો સહાયક થઇ બંગાળામાંથી હું 'અંગ્રેજ' નામનો સર્વથા લોપ કરી નાખીશ. આ કારણથી જ અત્યારે મેં બળાત્કારે યુદ્ધના પ્રસંગને ઉપસ્થિત કરવાના ષડ્યંત્રનો આરંભ કરી દીધો છે. અર્થાત્ સમસ્ત કાર્ય મારી ઇચ્છા અનુસાર પાર પડી જતાં હું નવ્વાબ મીર કાસિમને પણ બંગાળામાંથી અથવા તો આ દુનિયામાંથી વિદાય કરી દઇશ અને બંગાળાનો સ્વતંત્ર સૂબેદાર, બહાદુર બાદશાહ અથવા નિશ્ચિન્ત નવ્વાબ જે કહો તે હું પોતે જ થઇશ. મારી મહત્ત્વાકાંક્ષાની પૂર્તિનો સત્ય માર્ગ આ જ છે. પરંતુ આજે અચાનક મને આ કાગળ મળ્યો તેનું કારણ શું હોવું જોઇએ વારુ ? એ છોકરી આવા સાહસકર્મમાં શા કારણથી પ્રવૃત્ત થઇ હશે એની અત્યારે મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી."

ગુરગનખાન અત્યારે જે વ્યક્તિનું ચિન્તન કરી રહ્યો હતો તે વ્યક્તિ અલ્પ સમયમાં જ તેના સમક્ષ અચાનક આવીને ઊભી રહી અને ગુરગનખાને તેને એક અન્ય આસનપર બેસવાનો સંકેત કરી દીધો. એ આગંતુકા વ્યક્તિ અન્ય કોઈ નહિ, પણ આપણી પૂર્ણપરિચિતા દલની બેગમ પોતે જ હતી.

"આજે બહુ દિવસ પછી તને જોઇને મારા અંતઃકરણમાં અતિશય આનન્દ થયો છે; કારણ કે, નવ્વાબના જનાનખાનામાં તારો પ્રવેશ થયા પછી મેં તને જોઈ જ ન હોતી અને તેથી તારા મુખને જોવામાટે આજે કેટલાક દિવસથી મારૂં મન આતુર રહ્યા કરતું હતું." ગુરગનખાને હલનીનો આવી રીતે પ્રથમ સત્કાર કર્યો અને ત્યાર પછી પૂછ્યું કેઃ "અસ્તુઃ પરંતુ આજે તું આવા ભયંકર સાહસકર્મમાં પ્રવૃત્ત થઇ છે તેનું કારણ શું છે વારૂ?"

"મારા આ કાર્યને ભયંકર સાહસકર્મ કહેવાનું કાંઇ કારણ?" હલની બેગમે પ્રતિપ્રશ્ન પૂછ્યો.

તેના એ પ્રશ્નના ઉત્તરમાં ગુરગનખાન ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ "તું બંગાળાના નવ્વાબની બેગમ હોવા છતાં મધ્યરાત્રિના સમયમાં ચોરી છુપીથી મારી પાસે આવી છે એ તારૂં ભયંકર સાહસકર્મ નહિ તો બીજું શું છે વારૂ? કારણ કે, આ વાર્તા જો નવ્વાબના જાણવામાં આવશે, તો તે તારો અને મારો ઉભયનો શિરચ્છેદ કરાવી નાખશે, એ તું જાણે છે ખરી કે નહિ?"

"ખુદા ન ખાસ્તા, જો આ વાર્તા નવ્વાબના જાણવામાં આવી જ જશે, તો હું આપણા સંબંધનો તેમના સમક્ષ પ્રકાશ કરી દઇશ અને આપણા તે સંબંધને જાણી લીધા પછી આપણાપર કોપાયમાન થવાનું તેમને કાંઇ પણ કારણ રહેશે નહિ, એવો મારો દઢ વિશ્વાસ છે." હલનીએ ભોળા ભાવથી આ ઉદ્દગારો કાઢ્યા.

પરંતુ તેના એ વાદનો પ્રતિવાદ કરતો ગુરગનખાન કહેવા લાગ્યો કેઃ "તું અદ્યાપિ એક અનુભવહીન બાલિકા હોવાથી જ આવા વિશ્વાસને પોતાના હૃદયમાં સ્થાન આપે છે. એ તો તું જાણે જ છે કે આપણો જે સંબંધ છે તે અત્યાર સુધીમાં આપણે કોઇ પણ વ્યક્તિને જણાવ્યો નથી; માત્ર એટલું જ નહિ, પણ તું મને ઓળખે છે કિંવા હું તને ઓળખું છું એટલી વાર્તા પણ આપણામાંથી કોઇએ પણ અદ્યાપિ અન્ય કોઇના જાણવામાં આવવા દીધી

નથી એટલે જો ભયના સમયમાં આપણે આપણા એ સંબંધને પ્રકાશિત કરીએ, તો આપણી એ વાર્તાને સત્ય કોણ માનશે વારૂ ? અર્થાત્ આપણી એ વાર્તાને લોકો ભય કિંવા વિપત્તિના નિવારણના એક ઉપાય તરીકે જ માનશે અને આપણે અસત્યવાદી જ મનાઇશું. સારાંશ કે, મારી તો એવી જ માન્યતા છે કે તું અત્યારે ચોરી છુપીથી મારી પાસે આવી છે એ તારો એક મહાભયંકર પ્રમાદ જ થયો છે."

"પરંતુ મારા આ સાહસની વાર્તા નવાબના જાણવામાં આવશે એવો સંભવ છે ખરો કે? કારણ કે, રાજમહાલયના સર્વ પ્રહરીઓ તારા આજ્ઞાધીન દાસ હોવાથી તારો પરવાનો દેખાડતાં જ તેમણે મને અહીં આવતી અટકાવી નથી, તો તારી આજ્ઞાથી તેઓ શું આ વાર્તાને ગુપ્ત નહિ રાખે? અસ્તુ; હું તને માત્ર એક પ્રશ્ન પૂછવામાટે જ અત્યારે તારી પાસે આવી છું અને તે પ્રશ્ન એ જ છે કે અંગ્રેજો સાથે આપણા યુદ્ધની જે વાર્તા સંભળાય છે તે સર્વથા સત્ય છે કે કેમ?" દલની બેગમે પોતાના સાહસને ગુપ્ત રાખવાનો ભાર ગુરગનખાનના શિરપર નાખી દઇને જે પ્રશ્નનું ઉત્તર મેળવવામાટે તે આવી હતી તે પ્રશ્નને તેના સમક્ષ ઉપસ્થિત કરી દીધો.

"ત્યારે શું એ વાર્તા દુર્ગમાં ચર્ચાતી તારા સાંભળવામાં નથી આવતી?" ગુરગનખાને આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું.

"એ વાર્તા વારંવાર મારા સાંભળવામાં આવ્યા કરે છે. કિલ્લામાં એવી અફવા ચાલી રહી છે કે અંગ્રેજો સાથે યુદ્ધ અવશ્ય થવાનું છે અને તે યુદ્ધના પ્રસંગને ઉપસ્થિત કરનાર ગુરગનખાન છે. જો આ અફવા ખરી હોય, તો હું તને એમ પૂછવા માગું છું કે બુદ્ધિ પૂર્વક આ યુદ્ધના પ્રસંગને ઉપસ્થિત કરવાનું શું કારણ છે વારૂ?" દલનીએ ગુરગનખાનના પ્રશ્નનું ઉત્તર આપીને તે ઉત્તરના અનુસંધાનમાં આ પ્રશ્ન રજૂ કર્યો.

"તું એક અજ્ઞ બાલિકા હોવાથી એ કારણને સમજી શકીશ

ખરી કે ?" ગુરગનખાને હલનીના પ્રશ્નનનું ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન પૂછ્યો.

તેના આ પ્રશ્નને સાંભળીને હલની કહેવા લાગી કે: "અત્યારે હું એક બાલિકા પ્રમાણે બોલી રહી છું કિંવા મારૂં આ કાર્ય બાલકબુદ્ધિને દર્શાવનારૂં છે, એમ તું માને છે ખરો કે ? પોતાના ઉન્નતિમાર્ગની એક સહાયિકા તરીકે મારો ઉપયોગ કરી શકાય એટલામાટે તેં પોતે જ નવ્વાબના જનાનખાનામાં મારો પ્રવેશ કરાવેલો છે અને અત્યારે હવે મને એક બાલિકા માનીને તું મારી ઉપેક્ષા કરી રહ્યો છે એ તારૂં વર્તન કોઇ પણ પ્રકારે યોગ્ય કહી શકાય તેમ છે ખરૂં કે ?"

"યુદ્ધ થવાનું હોય, તો ભલે થાય; કારણ કે, અંગ્રેજો સાથેના નવ્વાબના એ યુદ્ધથી તારી કિંવા મારી કોઇ પણ પ્રકારની હાનિ થવાનો લેશમાત્ર પણ સંભવ નથી અને તેથી આપણામાટે ભયભીત થવાનું કાંઇ પણ કારણ નથી. અર્થાત્ એ યુદ્ધ થવાનો સંભવ હોય, તો યુદ્ધ થવા દે." ગુરગનખાને હલનીને ઉડાવનારો જવાબ આપ્યો.

"પરંતુ એ યુદ્ધમાં વિજય આપણો જ થશે, એવી તારી માન્યતા છે ખરી કે ?" હલનીએ ગંભીરતાથી જિજ્ઞાસા દર્શાવી.

"બહુધા વિજય આપણો જ થશે, એવી અધિક સંભાવના છે." ગુરગનખાને ઉત્તર આપ્યું.

"અત્યાર સુધીમાં અંગ્રેજોને કોણ પરાજિત કરી શક્યું છે વારૂ ?" હલનીએ આતુરતાથી પૂછ્યું.

"પરંતુ આ ગુરગનખાન સાથે આજ સુધીમાં મયદાને જંગમાં આવીને કેટલાક અંગ્રેજો લડ્યા છે વારૂ ?" ગુરગનખાને પ્રશ્નના રૂપમાં ગર્વદર્શક ઉત્તર આપ્યું.

"સિરાજુદ્દૌલાની ધારણા પણ આવા જ પ્રકારની હતી; પરંતુ તેની તે ધારણા સર્વથા નિષ્ફળ જ સિદ્ધ થઇ હતી. અસ્તુઃ આ વિવાદને વધારવાની આવશ્યકતા નથી. હું એક અબળા હોવાથી

મારું મન મને જે વાર્તાને સત્ય માનવાની સૂચના આપે છે તે વાર્તાને જ હું શ્રદ્ધા પૂર્વક સત્ય માનું છું. અર્થાત્ મારું મન તો મને એમ જ દર્શાવી રહ્યું છે કે અંગ્રેજો સાથેના યુદ્ધમાં આપણે કદાપિ વિજયને મેળવી શકવાનાં નથી; કિંબહુના એ યુદ્ધમાં આપણો જ સર્વનાશ થઇ જવાની અધિક સંભાવના છે અને તેટલા• માટે હું તારાં ચરણોમાં અત્યારે એ જ પ્રાર્થના કરવાને તારી પાસે આવી છું કે ગમે તેમ થાય તો પણ તારે તો આ યુદ્ધમાટે અનુ• મતિ આપવી જ નહિ. તું યુદ્ધમાં પ્રવૃત્ત ન થઇશ અને યુદ્ધના નિવારણમાટે તારાથી કરી શકાય તેટલો પ્રયત્ન અવશ્ય કરજે. ”

“ આવા ગંભીર વિષયોમાં અબળાજાતિના પરામર્શને સ્વીકારી શકાય તેમ નથી. ” ગુરગનખાને કિંચિત્ તિરસ્કારમિશ્રિત ઉપેક્ષા- દર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

“ આ વિષયમાં તો મારા પરામર્શને કિંવા મારા ઉપદેશને તારે સ્વીકારવો જ પડશે. મને બચાવી લે, મને રક્ષી લે; કારણ કે, મને અત્યારે ચતુર્દિશામાં કેવળ ભીષણ અંધકારનો જ સાક્ષાત્કાર થયા કરે છે. ” આ શબ્દો ઉચ્ચારતાં દલનીના હૃદયમાં નિરાશાનો ભયં- કર આઘાત થવા લાગ્યો અને તેથી તેનાં નેત્રોમાંથી અચાનક અશ્રુ- ધારાનું વહન થવા લાગ્યું.

ગુરગનખાન દલનીના એ રોદનથી આશ્ચર્યચકિત થઇને કહેવા લાગ્યો કે: “ તું અશ્રુપાત શામાટે કરે છે વારુ ? કારણ કે, જો આપણો કદાચિત્ પરાજય થશે અને મીર કાસિમ પદભ્રષ્ટ થઇ જશે, તો હું તને મારી સાથે સંભાળથી પાછી આપણા દેશમાં લઇ જઇશ એટલે તારે તો કોઇ પણ પ્રકારની ચિન્તા રાખવાની જ નથી.”

ગુરગનખાનના આ વિલક્ષણ ઉદ્ગારોના શ્રવણથી દલનીનાં નેત્રો અગ્નિના કણોને બહિર્ગત કરવા લાગ્યાં અને તેણે મહાક્રોધ પુર્વક ગુરગનખાનને સંબોધીને કહ્યું કે: “ નવ્વાબ મીર કાસિમ મારા ખાવિન્દ અને મારા સરતાજ છે એ તું નથી જાણતો કે શું ? ”

ગુરગનખાન કાંઈક વિસ્મિત તથા કાંઈક અપ્રતિભ થઈને કહેવા લાગ્યો કે: " મીર કાસિમ તારો ખાવિન્દ અને તારો સરતાજ છે એ હું સારી રીતે જાણું છું; પરંતુ કોઈ પણ ઔરતનો ખાવિન્દ કયામત સુધી જીવતો રહી શકતો નથી અને તેથી જ્યારે ઔરતનો એક ખાવિન્દ મરી જાય છે એટલે તે ઔરત બીજો ખાવિન્દ કરી લે છે. મારા હૃદયમાં તો એવી જ આશા પ્રકાશી રહી છે કે તું એક દિવસ આ હિંદુસ્તાનની એક બીજી નૂરજહાન તરીકે જ મશહૂર થવાની છે. "

દલનીનો દેહ કોપથી કંપાયમાન થવા લાગ્યો, તે પોતાના આસનપરથી ઉઠીને ઊભી થઈ ગઈ, તેણે પોતાનાં અશ્રુને લૂછી નાખ્યાં અને ત્યારપછી અતિશય વિસ્ફારિત લોચન તથા રોદનકંપિત સ્વરથી ગુરગનખાનને અનુલક્ષીને તે કહેવા લાગી કેઃ—

" તારો સર્વનાશ થાઓ ! મને તો અત્યારે હવે એમ જ જણાય છે કે જે ઘટિકામાં તારી હમ્શીરા તરીકે મારો જન્મ થયો હતો તે ઘટિકા પણ અશુભ હતી અને જે ઘટિકામાં મેં તારી સહાયિકા અથવા મદદગાર થવાની તારા સમક્ષ પ્રતિજ્ઞા કરી હતી તે ઘટિકા પણ અત્યંત અશુભ જ હોવી જોઈએ. નારીજાતિના હૃદયમાં જે સ્નેહ, દયા તથા ધર્મનો નિવાસ હોય છે તેને તું જાણતો જ નથી અને તેથી જ તારા મુખમાંથી અત્યારે આવા મર્મવિદારક શબ્દો નીકળી રહ્યા છે. હું તને આજે સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દઉં છું કે જો તું આ યુદ્ધના પરામર્શથી નિવૃત્ત થઈ જઈશ અને યુદ્ધના પ્રસંગને આવતો અટકાવી દઈશ, તો તો ઠીક જ છે અને નહિ, તો આજથી, આ ક્ષણથી જ આપણા ભગિની તથા ભ્રાતા તરીકેના સંબંધનો અંત થયો છે એમ જ તારે માની લેવાનું છે; માત્ર એટલું જ નહિ, પણ આજથી અને આ ક્ષણથી જ આપણો પરસ્પર શત્રુભાવ આરંભાય છે, એ પણ તારે ભૂલી જવાનું નથી. અર્થાત્ હું આજથી એમ જ માનીશ કે તું મારો પરમવૈરી છે અને તારે

પણ એમ જ માનવું કે ' આ દલની મારી ભગિની નહિ, કિન્તુ એક પરમવૈરિણી છે! હવે હું રાજમહાલયમાં તારી એક પરમવૈરિણી તરીકે જ વિરાજતી રહીશ!"

આ શબ્દો ઉચ્ચારીને દલની બેગમ અતિશય વેગ પૂર્વક તે કક્ષને ત્યાગીને ચાલતી થઈ ગઈ.

દલનીના જવા પછી ગુરગનખાન વિચારમગ્ન થઈને મનોગત કહેવા લાગ્યો કે: " દલની હવે મારી રહી નથી; કારણ કે, તે મીર કાસિમની જ થઇ ગઇ છે. એક સહોદરા તરીકે મારામાં કદાચિત તેનો અમુક સીમા પર્યન્ત સ્નેહભાવ હોય, તો તે એક જૂદી વાત છે; પરંતુ મીર કાસિમમાં તેનો જે પ્રેમ બંધાયલો છે તે અત્યંત પ્રબળ છે અને તેથી એ ભેદ જ્યારે નિશ્ચય પૂર્વક તેના જાણવામાં આવી જશે કે: ' મારો ભ્રાતા મારા સ્વામીના કલ્યાણને ઇચ્છનારો નથી; કિંબહુના મારા પતિનો ગુપ્ત વૈરી અથવા હિતશત્રુ જ છે, એટલે તે પોતાના પતિના કલ્યાણમાટે પોતાના સહોદરનો સર્વનાશ કરી નાખવાને પણ અવશ્ય તત્પર થઇ જશે અને તેટલામાટે હવે તેનો અત્યારે દુર્ગમાં પ્રવેશ થવા ન દેવો એમાં જ મારૂં કલ્યાણ છે. " આવા પ્રકારના અભદ્ર નિશ્ચયપર આવીને તેણે પોતાના અનુચરને બોલાવ્યો.

તેના આહ્વાનને સાંભળતાં જ તેના શસ્ત્રધર સેવકોમાંનો એક સેવક તત્કાળ ત્યાં આવ્યો અને મસ્તક નમાવીને તેની આજ્ઞાની પ્રતીક્ષા કરતો તેના સમક્ષ ઊભો રહ્યો. તે સેવકદ્વારા ગુરગનખાને રાજમહાલયના પ્રહરીઓને એવી આજ્ઞા કહાવી દીધી કે: " દલનીનો કોઇ પણ પ્રકારે પુનઃ દુર્ગમાં પ્રવેશ થવા દેશો નહિ. "

તે અશ્વારોહી સેવક કિંવા દૂત દલનીથી પૂર્વે જ દુર્ગના દ્વારમાં પહોંચી ગયો અને તેણે પ્રહરીઓને ગુરગનખાનની આજ્ઞા સંભળાવી દીધી. અર્થાત્ દલની જ્યારે પગે ચાલતી દુર્ગના દ્વારમાં આવી લાગી ત્યારે પ્રહરીઓના મુખથી તેના જાણવામાં આવ્યું કે પ્રહરીઓને દુર્ગમાં તેનો પ્રવેશ ન થવા દેવાની આજ્ઞા અપાઇ ગઇ હતી.

અને તેથી દુર્ગમાં તેનાથી પ્રવેશ કરી શકાય તેમ ન હોતું.

આ વિઘાતક સમાચાર સાંભળીને હલની બેગમ એક છિન્ન વલ્લરી પ્રમાણે ભુમિતલપર બેસી ગઇ, તેનાં નેત્રોમાંથી આષાઢ માસની પર્જન્યધારા સમાન અશ્રુધારાનું વહન થવા લાગ્યું અને તેના મુખમાંથી સ્વાભાવિક નિઃશ્વાસ પૂર્વક એટલા શબ્દો નીકળી ગયા કેઃ "ભાઇ, તેં તો મારામારે ક્યાંય ઊભા રહેવાનું સ્થાન પણ રહેવા ન દીધું!"

તેની પરિચારિકા કુલ્સૂમ તેની સાથે હોવાથી તેણે હલનીને કહ્યું કેઃ "ચાલો, આપણે પાછાં સેનાપતિના આગારમાં જ જઇએ."

"તારે જવું હોય, તો તું એકલી જ જા; કારણ કે, મારો નિવાસ તો હવે આ ગંગાના તરંગમાં જ થવાનો છે." હલનીએ આત્મહત્યાની ભાવના દર્શાવી.

તે અંધકારમયી રાત્રિના સમયમાં હલની રાજમાર્ગમાં ઊભી રહીને અશ્રુસ્નાન કરવા લાગી. તેના મસ્તકપર નભવિહારિ નક્ષત્રો ચમકી રહ્યાં હતાં; વૃક્ષોમાંથી પ્રસ્ફુટ કુસુમોનો સુગંધ આવ્યા કરતો હતો અને પવનની મંદ લહરીના આઘાતથી અંધકારાવૃત્ત વૃક્ષપત્રો મર્મરધ્વનિ કરી રહ્યાં હતાં. ડુસ્કાં ભરતી હલનીએ કહ્યું કેઃ "કુલ્સૂમ."

## તૃતીય પરિચ્છેદ

## હલનીનું શું થયું?

"My days are in yello leaf,
The flowers and fruits of love are gone,
The worm, the canker, and the grief
Are mine alone."

*Byron.*

ભીષણ અંધકારમયી રાત્રિના સમયમાં પોતાની એકમાત્ર

પરિચારિકા સાથે રાજમાર્ગમાં ઊભેલી રાજમહિષી દલની મર્મભેદક તથા હૃદયવેધક રોદન કરવા લાગી. તેને આવી રીતે રોદનમાં સમય વીતાડતી જોઇને કુલ્સમે પૂછ્યું કે: "હવે આપ શું કરશો વારુ ?"

"આવ, આપણે પેલા વૃક્ષતળે ઊભાં રહીએ અને પ્રભાત થવા દઇએ." દલનીએ પોતાનાં અશ્રુને લૂછીને તેના પ્રશ્નનું ઉત્તર આપ્યું.

"પરંતુ જો આપણે અહીં જ ઊભાં રહીશું અને પ્રભાત થઇ જશે, તો આપણે અવશ્ય પકડાઇ જઇશું; એનો આપે કાંઇ વિચાર કર્યો છે ખરો કે ?" કુલ્સમે ત્યાં ઊભાં રહેવામાં જે ભીતિ સમાયલી હતી તે ભીતિનો દલનીને સાક્ષાત્કાર કરાવ્યો.

"જો આપણે પકડાઇ જઇશું, તો તેથી આપણી શી હાનિ થવાની છે વારુ ? કારણ કે, આપણે એવું કોઇ દુષ્કર્મ તો કર્યું જ નથી અને આપણે જ્યારે સર્વથા નિર્દોષ છીએ, તો પછી એવા ભયને હૃદયમાં સ્થાન આપવાનું કારણ જ શું છે વારુ ?" દલનીએ આ શબ્દોના ઉચ્ચારથી પોતાના બાલિકા તુલ્ય સર્વથા શુદ્ધ તથા સરલ હૃદયનો પરિચય કરાવ્યો.

પરંતુ કુલ્સૂમ સંસારના વૈલક્ષણ્ય તથા છળપ્રપંચોને જાણનારી હોવાથી કહેવા લાગી કે: "આપણે ચોર પ્રમાણે ચોરી છુપીથી રાજમહાલયમાંથી બહાર નીકળ્યાં છીએ અને એવી રીતે રાજમહાલયમાંથી બહિર્ગત થવાનું સત્ય કારણ શું છે એ આપ પોતે તો જો કે સારી રીતે જાણો છો; પરંતુ લોકો એનો શો અર્થ સમજશે તેમ જ નવ્વાબ સાહબ પોતે પણ એ ઘટનાને કેવા અર્થમાં સ્વીકારશે એનો વિચાર કરો અને ત્યાર પછી જ જે કાંઇ પણ કરવાનું હોય તે કરો."

"નવ્વાબ આપણા આ કાર્યને ગમે તેવા અર્થમાં સ્વીકારે અને પોતાના મનમાં જે ધારવાનું હોય તે ધારે એની મને પરવા જ નથી; કારણ કે મારો ન્યાયાધીશ કેવળ મારો પરવરદિગાર છે

અને તેથી હું અન્ય કોઇના વિચાર કિંવા નિર્ણયને મહત્ત્વ આપતી જ નથી. છતાં પણ જો મારા આ શુદ્ધ કાર્યનું અનિષ્ટ પરિણામ આવશે, તો હું તત્કાળ મૃત્યુને સ્વીકારી લઇશ. અર્થાત્ જો મારી ધારણાથી વિપરીત પરિણામ આવે અને તેના યોગે મારે મૃત્યુને સ્વીકારવું પડે, તો તેથી પણ મારી શી હાનિ થવાની હતી વારૂ ?" હલનીએ આ ઉદ્‌ગારોથી પોતાની અદ્વિતીય શુદ્ધતા તથા સાહસિકતાનો પરિચય કરાવ્યો.

"પણ આ સ્થાનમાં ઊભાં રહેવાથી આપણું કોઇ પણ કાર્ય સિદ્ધ થઇ શકે, એવી મારી પોતાની માન્યતા તો નથી જ." કુસ્સૂમે પોતાનો વિરુદ્ધ અભિપ્રાય દર્શાવ્યો.

"મારી એવી માન્યતા છે કે આ સ્થાનમાં ઊભાં રહેવાથી જ મારા કાર્યની સિદ્ધિ થવાની છે:" હલની કુસ્સૂમના વાદનો પ્રતિવાદ કરતી કહેવા લાગી: "કારણ કે, અહીં ઊભી રહેવાથી હું પકડાઇ જઇશ અને પકડાઇ જવાથી જ મારા કાર્યની સિદ્ધિનો સંભવ હોવાથી પકડાઇ જવામાટે જ હું આ સ્થાનમાં ઊભી છું. પરંતુ હા, હું જ્યારે પકડાઇ જઇશ, એટલે પછી મને ક્યાં લઈ જવામાં આવશે વારૂ ?"

"દરબારમાં." કુસ્સૂમે કહ્યું.

"દરબારમાં મારા સરતાજ અને મારા ખાવિન્દ સમક્ષ જ મને લઇ જવામાં આવશે ને ? અર્થાત્ મારી પોતાની એ જ ઇચ્છા છે કે મને પકડીને દરબારમાં મારા સરતાજ સમક્ષ લઇ જવામાં આવે તો સારૂં; કારણ કે, અન્યત્ર ક્યાંય પણ જવાની મારી ઇચ્છા છે જ નહિ. જો નવ્વાબ મારા મૃત્યુની આજ્ઞા સંભળાવશે, તો પણ જ્યાં સુધી મારો અંતિમ શ્વાસ ચાલતો હશે ત્યાં સુધી હું એમ જ બોલતી રહીશ કે 'હું સર્વથા નિર્દોષ છું અને નિરપરાધિની છું.' મારી તો એવી જ ઇચ્છા છે કે ચાલો, આપણે દુર્ગના દ્વારમાં જઇએ અને ત્યાં જ નીશાંતે બેસીએ કે જેથી હું સત્વર જ પકડાઇ જાઉં

અને મારા ભાગ્યનો જે કાંઇ પણ અનુકૂલ કિંવા પ્રતિકૂલ નિર્ણય થવાનો હોય તે સત્વર જ થઇ જાય એટલે મારી આ યંત્રણાનો અંત આવી જાય !" દલનીએ પોતાના સરલ વિચારો સરલ ભાવથી દર્શાવી દીધા.

એ ક્ષણે અંધકારમાં એક દીર્ઘાકાર પુરુષમૂર્તિ ભાગીરથીના તીરપ્રાંતની દિશામાં જતી અચાનક તેમના જોવામાં આવી અને તેના દર્શનથી તેમના હૃદયમાં ભયનો ઉદ્દભવ થતાં તેઓ વૃક્ષતલમાં વ્યાપેલા અંધકારમાં જઇને છુપાઇ રહી. અલ્પ સમયમાં જ તે દીર્ઘાકાર પુરુષ ગંગાતીરના માર્ગને ત્યાગીને જે વૃક્ષનો તેમણે આશ્રય લીધો હતો તે વૃક્ષ પ્રતિ આવતો તેમના જોવામાં આવ્યો અને તેથી તેમનાં હૃદયો અધિક ભયભીત થવાથી તેઓ પોતાને અંધકારમાં અધિક છુપાવવાનો પ્રયત્ન કરવા લાગી.

તે દીર્ઘાકાર પુરુષ ત્યાં આવીને ઊભો રહ્યો અને તેણે તેમને ગંભીર સ્વરથી પૂછ્યું કે: "તમો કોણ છો અને અત્યારે આ અંધ- કારમાં શા કારણથી ઊભાં છો ?" આ પ્રશ્ન પૂછીને તે પુરુષ મૃદુ સ્વરથી આત્મગત બોલવા લાગ્યો કે: "એવાં આ દુર્ભાગી માનવ પ્રાણીઓ કોણ હશે કે જેઓ મારી પેઠે માર્ગમાં ભટકતાં જાગર- ણમાં જ રાત્રિને વીતાડી રહ્યાં છે!"

એ દીર્ઘાકાર પુરુષના દર્શનથી દલની તથા કુલ્સમના હૃદયમાં જે ભયનો ઉદય થયો હતો તે ભયનો તે પુરુષના કંઠસ્વરના શ્રવણથી અસ્ત કિંવા લોપ થઇ ગયો; કારણ કે, તે પુરુષનો કંઠ અતિશય મધુર અને દુઃખ તથા દયાથી ભરેલો હતો. અર્થાત્ ભયનો લોપ થવાથી કુલ્સમે તેના પ્રશ્નનું ઉત્તર આપ્યું કે: "અમો અબળાઓ છીએ; પરંતુ આપ પોતે કોણ છો વારુ ?"

"હું કોણ છું અને કોણ નહિ, એ પછીથી તમારા જાણવામાં આવશે; પરંતુ અત્યારે હું એ જાણવા ઇચ્છું છું કે તમો કેટલી સ્ત્રીઓ છો?" તે પુરુષે પોતાનો પરિચય ન આપતાં અન્ય પ્રશ્ન પૂછ્યો.

"અમો માત્ર બે જ સ્ત્રીઓ છીએ." કુસુમે ઉત્તર આપ્યું.

"આટલી મોડી રાત્રે તમો અહીં શું કરી રહ્યાં છો?" તે પુરુષે તત્કાળ તૃતીય પ્રશ્ન રજૂ કર્યો.

"અમો અભાગિની અબળાઓ હોવાથી અમારા કષ્ટની કથા સાંભળવાથી આપને શો લાભ થવાનો હતો વારુ?" કુસુમને ન બોલવા દેતાં હલનીએ જ તે પુરુષના તૃતીય પ્રશ્નના ઉત્તરમાં આ પ્રમાણેના નિરાશાદર્શક શબ્દો ઉચ્ચાર્યા.

હલનીના મુખમાંથી નીકળેલા એ નિરાશાદર્શક ઉદ્ગારને સાંભળીને તે દીર્ઘાકાર પુરુષ ગંભીરતામિશ્રિત મૃદુ સ્વરથી કહેવા લાગ્યો કે: "હું જો કે એક સામાન્ય મનુષ્ય છું, તથાપિ કેટલીક વાર કોઇ એક સામાન્ય મનુષ્યના હસ્તથી પણ અન્ય મનુષ્યનું કોઇ કાર્ય સિદ્ધ થઇ જાય છે. અર્થાત્ જો તમો એવી જ કોઇ વિપત્તિમાં આવી પડયાં હો, તો હું તમારી તે વિપત્તિના નિવારણમાટે તમોને મારી શક્તિ અનુસાર સહાયતા આપવાને તૈયાર છું."

"અમને કોઇ પણ મનુષ્ય સહાયતા આપી શકે એ સર્વથા અશક્ય તથા અસંભવનીય છે." હલનીએ પુનઃ નિરાશા દર્શાવી અને ત્યાર પછી પૂછ્યું કે: "પરંતુ આપ કોણ છો વારુ?"

"હું એક સામાન્ય મનુષ્ય છું, એક દરિદ્ર બ્રાહ્મણ છું, એક બ્રહ્મચારી છું." તે આગંતુક પુરુષે પોતાનો એક સામાન્ય વ્યક્તિ તરીકે પરિચય કરાવ્યો.

"આપ ગમે તે હો, પરંતુ આપનાં વચનોને સાંભળીને આપના વચનમાં વિશ્વાસને સ્થાપવાની મારી ઇચ્છા થયા કરે છે;" હલની કહેવા લાગી: "કારણ કે, ડૂબવાની અણીપર આવી લાગેલું મનુષ્ય તૃણના આધારે તરવાની આશા ધરાવે છે, એટલે કે આધારની યોગ્યતા કિંવા અયોગ્યતાનો વિચાર તેના હૃદયમાં ઉદ્ભવતો જ નથી. અસ્તુઃ જો અમારા સંકટની કથાને સાંભળવાની આપની ઇચ્છા હોય, તો આ રાજમાર્ગને ત્યાગીને જરા દૂર ચાલો; કારણ

કે, આ રાત્રિના સમયમાં આસપાસમાં કોણુ હશે અને કોણુ નહિ એ આપણાથી જોઇ શકાય તેમ નથી અને મારી કર્મકથા અન્ય કોઇ મનુષ્યની ઉપસ્થિતિમાં વર્ણવી શકાય તેવી નથી."

"જો એમ જ હોય, તો તમો બન્ને મારી સાથે આવો." તે બ્રહ્મચારીએ તેમને પોતા સાથે આવવાની સૂચના આપી.

"જેવી આપની ઇચ્છા." દલનીએ અનુમતિ દર્શાવી.

દલની તથા કુલ્સૂમને પોતાની સાથે લઇને તે બ્રહ્મચારી નગરની દિશામાં ચાલવા લાગ્યો અને એક ક્ષુદ્ર ગૃહના દ્વાર સમક્ષ પહોંચ્યા પછી તે દ્વારપર હસ્તાઘાત કરીને "રામચરણુ," એવી રીતે એક મનુષ્યના નામનો ઉચ્ચાર કરીને તે દ્વાર મુક્ત થવાની પ્રતીક્ષા કરવા લાગ્યો. અલ્પ સમયમાં જ રામચરણે આવીને અંદરની સાંકળને ખસેડીને દ્વારને ઉઘાડી નાખ્યું એટલે તે પુરુષે તેને દીપકને સત્વર પ્રજ્વળાવવાની આજ્ઞા આપી દીધી.

રામચરણે દીપકને પ્રકટાવીને બ્રહ્મચારીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં. બ્રહ્મચારીએ રામચરણુને કહ્યું કેઃ "વારુ, ત્યારે તું તારે હવે જઇને સૂઈ જા." બ્રહ્મચારીની આ આજ્ઞાને સાંભળીને રામચરણુ એક વાર દલની તથા કુલ્સૂમ પ્રતિ દૃષ્ટિપાત કરીને ત્યાંથી ચાલતો થઇ ગયો. અહીં એ દર્શાવવાની આવશ્યકતા નથી કે રામચરણુ તે રાત્રે નિદ્રાધીન થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો નહિ; કારણુ કે, તેના મનમાં "ઠાકુરજી આ બે નવયૌવના સ્ત્રીઓને આટલી મોડી રાતે ગૃહમાં શા કારણુથી લઇ આવ્યા હશે વારુ?" એ પ્રશ્ન પ્રભાત પર્યન્ત ઘોળાતો રહ્યો અને તેથી જો તેનાં નયનો સાથે નિદ્રાનો સંયોગ ન થયો હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. રામચરણુ એ બ્રહ્મચારીને દેવતુલ્ય તથા અદ્વિતીય જિતેન્દ્રિય પુરુષ માનતો હોવાથી એ સંશય બ્રહ્મચારી વિષયક તેની શ્રદ્ધાને ન્યૂન કરી શક્યો નહિ અને તેથી અંતે રામચરણે પોતાના મનમાં એવો સિદ્ધાન્ત કરી લીધો કેઃ "આ બન્ને સ્ત્રીઓ તરતની વિધવા

થયેલી હશે અને તેથી એમને એમના પતિઓની ચિતામાં આરે- હણ કરી સતી થવાનો ઉપદેશ આપવામાટે જ ઠાકુરજી અત્યારે અહીં લઇ આવ્યા હશે, એમ સ્પષ્ટ દેખાઇ આવે છે. આવી એક સાધારણ વાર્તા પણ અત્યાર સુધી મારા જાણવામાં ન આવી શકી એ અતિશય ખેદનો વિષય નથી કે શું ?"

અસ્તુઃ રામચરણને વિદાય કરી દીધા પછી બ્રહ્મચારી પોતે પોતાના આસનપર વિરાજ્યો અને કલની તથા કુસુમ તેના સમક્ષ ભુમિપર જ બેસી ગઇ. પ્રથમ કલનીએ બ્રહ્મચારીને પોતાનો પરિચય કરાવ્યો અને ત્યારપછી તે રાત્રિમાં ઘટેલી સમસ્ત ઘટનાનો ઇત્થં ભૂત વૃત્તાંત તેમાં અસત્યનું અંશમાત્ર પણ મિશ્રણ ન કરતાં યથાર્થ સ્વરૂપમાં કહી સંભળાવ્યો.

કલનીના વૃત્તાન્તને લક્ષ પૂર્વક સાંભળી લઇને બ્રહ્મચારી વિચાર કરતો મનોગત કહેવા લાગ્યો કેઃ "ભવિતવ્યને કોણ મિથ્યા કરી શકે તેમ છે વારૂ ? અર્થાત્ જે થવાનું હોય છે તે અવશ્ય થાય છે. પરંતુ એ નિયમને અનિવાર્ય માનીને પૌરુષ કિંવા ઉદ્યોગની અવ- હેલના કરવી અને સંકટના નિવારણનો ઉપાય ન જ કરવો એ કોઇ પણ પ્રકારે ઉચિત ન હોવાથી અત્યારે મારૂં જે કાંઇ પણ કર્તવ્ય છે તે તો હું અવશ્ય કરી બતાવીશ; પછી મારો એ પ્રયત્ન સફળ થાય કિંવા ન થાય એ સર્વથા ઇશ્વરની ઇચ્છાને આધીન છે."

હાય, બ્રહ્મચારી ઠાકુર, તમોએ પોતાના ગ્રંથોને અગ્નિનારા- યણના મુખમાં પધરાવીને શામાટે ભસ્મીભૂત કરી નાખ્યા વારૂ ? કારણ કે, અન્ય સમસ્ત ગ્રંથોને નિમેષમાત્રમાં જ ભસ્મીભૂત કરી શકાય છે; કિન્તુ હૃદય નામક ગ્રંથને ભસ્મીભૂત નથી કરી શકાતો. બ્રહ્મચારીએ કલનીને અનુલક્ષીને કહ્યું કેઃ "મારો આપને એ જ પરામર્શ છે કે આપ અકસ્માત્ નવાબ સમક્ષ ઉપસ્થિત થશો નહિ. પ્રથમ એક પત્રદ્વારા આ સમસ્ત વૃત્તાન્ત વિસ્તાર પૂર્વક તેમને જણાવજો અને તેમની આજ્ઞા મેળવ્યા પછી જ તેમના સમક્ષ ઉપસ્થિત થજો; કારણ

કે, જો આપમાં તેમનો અનન્ય અનુરાગ તથા વિશ્વાસ હશે, તો તેઓ આપના કથનને અવશ્ય સત્ય માની લેશે અને આપને પોતા સમક્ષ ઉપસ્થિત થવાની અવશ્ય આજ્ઞા આપશે."

"પરંતુ મારું પત્ર તેમના હસ્તમાં કોણ પહોંચાડે તેમ છે વારૂ ?" દલનીએ કહ્યું.

"હું આપના પત્રને નવ્વાબના હસ્તમાં પહોંચડાવી દઇશ." બ્રહ્મચારીએ પત્રપ્રેષણના ભારને પોતાના મસ્તકપર ધારી લીધો.

દલનીએ કાગળ તથા કલમ આદિ પત્રલેખનનાં સાધનો માગ્યાં એટલે બ્રહ્મચારીએ રામચરણને જગાડયો. રામચરણ બ્રહ્મચારીની આજ્ઞા અનુસાર કાગળ, કલમ તથા ખડિયો આદિ લખવાનાં સર્વ સાધનો લાવીને ત્યાં મૂકી ગયો. દલનીએ પત્ર લખવાનો આરંભ કરી દીધો.

દલની પત્રલેખનમાં પ્રવૃત્ત હતી તેવામાં બ્રહ્મચારીએ તેને કહ્યું કે: "આ ગૃહ જો કે મારું પોતાનું નથી; તથાપિ જ્યાં સૂધી નવ્વાબની આજ્ઞા આપને મળી જાય, ત્યાં સૂધી આપ નિર્ભયતાથી આ આગારમાં રહેજો; કારણ કે, આ આગારમાં રહેવાથી આપનો ભેદ કોઇના જાણવામાં પણ આવશે નહિ તેમ જ કોઇ મનુષ્ય આપને કોઈ પ્રકારનો પ્રશ્ન પણ પૂછશે નહિ."

પોતાની પ્રતિકૂલ પરિસ્થિતિનો વિચાર કરીને દલની તથા કુલ્સૂમે બ્રહ્મચારીના એ પ્રસ્તાવને તત્કાળ સ્વીકારી લીધો. દલનીએ પત્રલેખનની સમાપ્તિ કરીને તે પત્ર બ્રહ્મચારીના હસ્તમાં આપી દીધું અને બ્રહ્મચારી તે ઉભય ભદ્ર નારીઓના આદરાતિથ્યમાં કોઇ પણ પ્રકારની ત્રુટિ ન થવા દેવાની રામચરણને આવશ્યકીય સૂચના આપ્યા પછી તે પત્ર લઇને ત્યાંથી ચાલતો થઇ ગયો.

મોંગીરમાં નવ્વાબના જે હિન્દુ તથા મુસલ્માન રાજકર્મચારીઓ વસતા હતા તે સર્વ રાજકર્મચારીઓ એ બ્રહ્મચારીને સારી રીતે ઓળખતા હતા; માત્ર એટલું જ નહિ, પણ તેઓ એનામાં અતિશય પૂજ્યભાવ પણ રાખતા હતા. મુન્શી રામગોવિન્દ

રાયનો તો વળી એ બ્રહ્મચારીમાં અપૂર્વ તથા અનન્ય ભક્તિભાવ હતો. બ્રહ્મચારીએ સૂર્યોદય પછી મોંગીરના દુર્ગમાં પ્રવેશ કર્યો અને રામગોવિન્દને મળીને હલનીનું પત્ર તેના હસ્તમાં આપી દીધું. પત્ર આપ્યા પછી તેણે રામગોવિન્દ રાયને કહ્યું કે: "નવ્વાબ સમક્ષ તમો મારા નામનો પ્રકાશ કરશો નહિ; તેમને માત્ર એટલું જ જણાવજો કે એક બ્રાહ્મણ આ પત્ર આપી ગયો છે." મુન્શી રામગોવિન્દ રાયે બ્રહ્મચારીને વિવેક પૂર્વક કહ્યું કે: "આપ આ પત્રનું ઉત્તર લેવાને આવતી કાલે પધારજો." એ પત્ર કોનું હતું એ રહસ્ય મુન્શી રામગોવિન્દ રાયના જાણવામાં આવ્યું નહિ; કારણ કે, બ્રહ્મચારીએ કાંઇ જણાવ્યું નહિ અને તેણે બ્રહ્મચારીને કાંઈ પૂછ્યું નહિ. બ્રહ્મચારી દુર્ગમાંથી પાછો પૂર્વકથિત આગારમાં આવી લાગ્યો અને ત્યાં હલની સમક્ષ ઉપસ્થિત થઇને તેણે જણાવ્યું કે: "આપના પત્રનું ઉત્તર આવતી કાલે આવી જશે એટલે ત્યાં સુધીના સમયને કોઇ પણ પ્રકારે વીતાડી નાખો."

રામચરણે પ્રભાતમાં આવીને જોયું તો ત્યાં તે અબળાઓના સજીવન ચિતારોહણની કશી પણ તૈયારી તેના જોવામાં ન આવી.

હલની તથા કુલ્સૂમને બ્રહ્મચારીએ જે આગારમાં લાવીને રાખી હતી તે આગારના ઉપરિભાગમાં એક મનુષ્ય નિદ્રાધીન થયેલો હતો. તે મનુષ્ય આપણી પ્રસ્તુત ઐતિહાસિક નવલકથામાં હવે પછી એક પ્રધાન ભૂમિકા ભજવનારો પુરુષ હોવાથી અમો જો પાઠકો તથા પાઠિકાઓને અહીં તેનો કિંચિત્ પરિચય કરાવવાના કાર્યમાં પ્રવૃત્ત થઇશું, તો અમારું એ કાર્ય અપ્રાસંગિક તો નહિ જ કહેવાય; કારણ કે, તેના પવિત્ર ચરિત્રના શાબ્દિક ચિત્રને આલેખવાથી શૈવલિનીના અપવિત્ર ચરિત્રના શાબ્દિક ચિત્રના આલેખનથી અપવિત્ર થયેલી અમારી લેખિની પવિત્ર કિંવા પુણ્યમયી થશે અને પાઠકો તથા પાઠિકાઓને તેનો પરિચય કરાવવાની અમારી જે આકાંક્ષા છે તે આકાંક્ષા પણ અનાયાસ પૂર્ણ થઇ જશે.

## ચતુર્થ પરિચ્છેદ

### પ્રતાપ

---

"..........................A grateful mind,
By owing owes not, but still pays, at once
Indebted and discharged."

*Milton.*

સુન્દરી શૈવલિનીના બજરામાંથી અતિશય કોપાયમાન થઇને ચાલી ગઈ હતી એ તો પાઠકો તથા પાઠિકાઓના સ્મરણમાં હોવું જ જોઇએ. અર્થાત્ તેનો કોપ સીમાને ઉલ્લંઘી ગયેલો હોવાથી ત્યાંથી ઘેર આવતાં સુધીનો સમસ્ત સમય પોતાના સ્વામી સમક્ષ શૈવલિનીને ગાળો ભાંડવામાં જ તેણે વીતાડ્યો હતો. કોઇ વાર તે શૈવલિનીને 'અભાગિની' સંબોધનથી સંબોધતી હતી, કોઈ વાર તેના સંબંધમાં 'કાળ મુખી' વિશેષણનો પ્રયોગ કરતી હતી તો કોઇ વાર 'ચૂલા મુખી' સમાન ઉપમાથી તેને વધાવતી હતી. આવી રીતે પોતાના સ્વામીના કૌતુકને વધારતી તે ઘેર પહોંચી હતી અને ઘેર આવીને જાણે તેની કોઇ આત્મીય વ્યક્તિનું મૃત્યુ થઇ ગયું હોયની ! એવું તેણે હૃદયભેદક રોદન કર્યું હતું. ત્યાર પછી ચન્દ્રશેખર આવ્યો અને તે પોતાની જન્મભૂમિને તથા પોતાના ગૃહને ત્યાગીને ચાલતો થઈ ગયો એ ઘટના પણ પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી ગયેલી છે. એ ઘટના પછી કેટલાક દિવસ એમના એમ જ વીતી ગયા અને શૈવલિની કિંવા ચન્દ્રશેખરના કશા પણ સમાચાર કોઇના સાંભળવામાં ન આવ્યા. એક દિવસ સુન્દરી ઢાકાની સાડી પરિધાન કરીને પોતાના શરીરને અલંકારોવડે શૃંગારતી બેઠી હતી.

એ તો પૂર્વે કહેવાયલું જ છે કે સુન્દરી ચન્દ્રશેખરના એક

પાડોશીની પુત્રી તથા ચન્દ્રશેખરની ધર્મભગિની થતી હતી. સુન્દરીનો પિતા સાધારણતઃ એક સાધનસંપન્ન પુરુષ હોવાથી સુન્દરી બહુધા પોતાના પિતાના ગૃહમાં જ વસતી હતી. અર્થાત્ તેનો સ્વામી ‘ ગૃહજામાતા ’ અથવા ‘ ઘરજમાઇ ’ શબ્દનો જે અર્થ થાય છે તે અર્થમાં ગૃહજામાતા ન હોવા છતાં પણ ઘણીક વાર આવીને પોતાના શ્વસુરાલયમાં રહેતો હતો. સુન્દરીના સ્વામીનું નામ શ્રીનાથ હતું. શૈવલિનીના શિરપર જે દિવસે સંકટ આવ્યું હતું તે દિવસે શ્રીનાથ વેદગ્રામમાં હતો એ વાર્તા પણ અમોએ અતઃપૂર્વ જણાવેલી છે એટલે એ વાર્તાને નવીનતાથી ચર્ચવાની આવશ્યકતા નથી. સુન્દરીની માતા નિરંતર રુગ્ણ રહેતી હોવાથી અને તેનામાં ગૃહકાર્ય કરવા જેટલી પણ શક્તિ ન હોવાથી પોતાના પિતાના ગૃહની વાસ્તવિક ગૃહસ્વામિની સુન્દરી જ હતી એમ કહેવામાં અતિશયોક્તિનો લેશમાત્ર પણ સંભવ નથી. સુન્દરીની એક કનિષ્ઠા ભગિની પણ હતી અને તેનું નામ રૂપસી હતું. રૂપસી પોતાના શ્વસુરાલયમાં જ વસતી હતી.

. અસ્તુઃ સુન્દરીએ ઢાકાની સાડી પરિધાન કરીને પોતાના શરીરને અલંકારોવડે શૃંગારી લીધા પછી પોતાના પિતાને કહ્યું કેઃ “ હું રૂપસીને મળવા જાઉં છું; કારણ કે, તેના સંબંધમાં મેં એક ભયાનક સ્વપ્ન જોયેલું હોવાથી તેના મુખદર્શનમાટે મારૂં મન અત્યંત અધીર તથા આતુર થઇ ગયું છે. સુન્દરીનો પિતા કૃષ્ણકમલ ચક્રવર્તી એક સંતાનવત્સલ પિતા હોવાથી અને તેનો પોતાના પુત્રીઓમાં પ્રચંડ પિતૃપ્રેમ હોવાથી તેણે કિંચિદ્ વિરોધ દર્શાવ્યા પછી સુન્દરીને તેની ઇચ્છા અનુસાર રૂપસી પાસે જવાની અનુમતિ આપી દીધી. અર્થાત્ સુન્દરી રૂપસીના શ્વસુરાલય પ્રતિ પ્રયાણ કરી ગઇ અને શ્રીનાથ પોતાના ગૃહપ્રતિ જવાને ત્યાંથી પ્રસ્થાન કરી ગયો.

ત્યારે રૂપસીનો સ્વામી કોણ હતો વારૂ ? જેના પવિત્ર ચરિત્રનું અત્યારે અમો નિરૂપણ કરવાના છીએ તે પ્રતાપ પોતે જ.

શૈવલિની સાથે લગ્નસંબંધ કર્યા પછી ચન્દ્રશેખર પોતાના પાડોશીના પુત્ર પ્રતાપને વારંવાર મળ્યા કરતો હતો અને તેના પવિત્ર ચરિત્રના પરિચયથી તે અત્યંત પ્રસન્ન થયો હતો. અર્થાત્ એ પ્રસન્નતાના પરિણામે જ્યારે સુન્દરીની સહોદરા રૂપસી વિવાહયોગ્ય અવસ્થાને પ્રાપ્ત થઇ તે વેળાયે ચન્દ્રશેખરે જ તેની સાથે પ્રતાપનો લગ્નસંબંધ કરાવી આપ્યો હતો; માત્ર એટલું જ નહિ, પણ ચન્દ્રશેખર નવ્વાબ મીર કાસિમ અલી ખાનનો શિક્ષાગુરુ હોવાથી અને નવ્વાબ તેના વચનને પૂર્ણ કરવામાટે નિરંતર તત્પર રહેતો હોવાથી પોતાના એ પ્રભાવનો ઉપયોગ કરીને ચન્દ્રશેખરે પ્રતાપને નવ્વાબના દરબારમાં એક ઉત્તમ પદવીપર નિયુક્ત કરાવી દીધો હતો. ત્યાર પછી પ્રતાપ પોતાના સદ્‌ગુણો તથા પોતાની યોગ્યતાના યોગે દિવસાનુદિવસ અધિકાધિક ઉન્નતિને પ્રાપ્ત કરવા લાગ્યો અને અંતે બંગાળાનો એક જમીનદાર થઇ ગયો. અર્થાત્ અત્યારે પ્રતાપ એક જમીનદાર હતો, એક ભવ્ય ભવન કિંવા પ્રાસાદતુલ્ય આગારમાં વસતો હતો અને તેનું નામ દેશદેશાન્તરમાં વિખ્યાત હતું. અસ્તુઃ સુન્દરીની શિબિકાએ તેના આગારમાં પ્રવેશ કર્યો. સુન્દરીને જોતાં જ રૂપસીએ તેને પ્રણામ કરીને પ્રેમ પૂર્વક તેનો યોગ્ય આદર સત્કાર કર્યો. સુન્દરીના આગમનની વાર્તા સાભળીને પ્રતાપ પોતે પણ તેના સત્કારમાટે ગૃહના બાહ્ય ભાગમાં આવી લાગ્યો અને તેણે સ્યાલી–સાળી–નો જેવા વિનોદાત્મક શબ્દોથી સત્કાર કરવો જોઇએ તેવા વિનોદાત્મક શબ્દોવડે યોગ્ય સત્કાર કર્યો.

ત્યારપછી અવકાશના સમયમાં પ્રતાપ સુન્દરી પાસે બેસીને વેદગ્રામના સમાચાર પૂછવા લાગ્યો અને કેટલોક અન્ય વાર્તાલાપ ચાલ્યા પછી તેણે સુન્દરીને ચન્દ્રશેખરના કુશળસમાચાર પૂછ્યા.

ચન્દ્રશેખરનું નામ આવતાં સુન્દરીએ કહ્યું કેઃ “ હું અત્યારે અચાનક અહીં આવી છું તે આપને ચન્દ્રશેખરના સમાચાર સંભળાવવામાટે જ. તે સમાચાર આ છે. સાંભળો. ” આવા પ્રકારનો

પ્રસ્તાવ કરીને સુન્દરીએ ચન્દ્રશેખર તથા શૈવલિનીના નિર્વાસનનો વૃત્તાંત પ્રતાપને વિસ્તાર પૂર્વક કહી સંભળાવ્યો અને તે વૃત્તાન્ત સાંભળીને પ્રતાપ આશ્ચર્યચકિત તથા દિઙ્મૂઢ થઇ ગયો. કેટલાક સમય પછી પોતાના મસ્તકને ઉન્નત કરીને પ્રતાપે સુન્દરીને રૂક્ષ ભાવથી પૂછ્યું કેઃ " ત્યારે તમોએ આટલા દિવસ આ સમાચાર મને જણાવ્યા કેમ નહિ વારૂ ?"

" આપને એ સમાચાર જણાવવાથી શો લાભ થવાની સંભાવના હતી વારૂ ?" સુન્દરીએ કહ્યું.

" શો લાભ થવાની સંભાવના હતી, આ તમારો પ્રશ્ન ? તમો એક અબળા હોવાથી તમારા સમક્ષ હું મારી પોતાની મહત્તા દર્શાવું અને આત્મશ્લાઘા કરૂં એ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી અને તેથી હું એટલું જ કહું છું કે જો આ સમાચાર મને યથાસમય મળી ગયા હોત, તો મારાથી અવશ્ય કાંઈ પણ ઉપાય કરી શકાત. " પ્રતાપે કિંચિદ્ ઉત્તેજનાપૂર્ણ તથા કઠોર સ્વરથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"પરંતુ આપ ચન્દ્રશેખરના શિરપર આવી પડેલા એ ભયાનક સંકટને નિવારવાના ઉપાયને યોજવામાટે આટલી સીમા પર્યન્ત તત્પર હશો એ મારા જાણવામાં ન હોતું અને તેથી જ મેં આપને એ સમાચાર યથાસમય પહોંચાડયા ન હોતા. " સુન્દરીએ યથાસમય સમાચાર ન મોકલવાનું કારણ દર્શાવ્યું.

" મારી આટલી ઉન્નતિ તથા સુખવસ્તુતા મહાશય ચન્દ્રશેખરની કૃપાથી જ થયેલી છે અને મારાપર તેમના અનંત ઉપકારો છે એ પણ તમારા જાણવામાં ન હોતું કે શું ?" પ્રતાપે આ પ્રશ્નથી પોતાની કૃતજ્ઞતાનો પરિચય કરાવ્યો.

" એ સર્વ કથાને હું સારી રીતે જાણું છું, એ જો કે સત્ય છે; તથાપિ મારા સાંભળવામાં આવ્યું છે કે જ્યારે કોઈ પણ મનુષ્યના ભાગ્યનો ઉદય થાય છે અને તેને વૈભવવિલાસની પ્રાપ્તિ થાય છે ત્યારે તે પોતાની પૂર્વસ્થિતિને સર્વથા ભૂલી જાય છે. "

સુન્દરીએ સંસારમાં વ્યાપેલી કૃતઘ્નતાનો પ્રતાપને આ શબ્દોના ઉચ્ચારથી સાક્ષાત્કાર કરાવ્યો.

સુન્દરીના આ ઉપાલંભથી પ્રતાપના હૃદયમાં અનિવાર્ય કોપનો આવિર્ભાવ થતાં તે આકુલ વ્યાકુલ થઇ ગયો અને તેથી પોતાના મુખથી એક પણ શબ્દ ન ઉચ્ચારતાં કોપના આવેશમાં જ ત્યાંથી ઊઠીને ચાલતો થયો. તેના આ કોપને જોઇને સુન્દરીના અંતઃકરણમાં આનન્દનો અતિરેક થવા લાગ્યો.

બીજે દિવસે પ્રતાપ કેવળ પોતાના એક પાચક–રસોઇયા–તથા એક અનુચરને પોતાની સાથે લઇને મોંગીર જવામાટે પ્રયાણ કરી ગયો. તેના અનુચર કિંવા સેવકનું નામ રામચરણ હતું. તે ક્યાં જવાનો હતો અને ક્યાં નહિ, એ વાર્તા તેણે કોઇને જણાવી ન હોતી. કેવળ રૂપસીને તેણે એટલું જ કહ્યું હતું કેઃ " હું ચન્દ્રશેખર તથા શૈવલિનીને શોધવામાટે જાઉં છું અને તેથી જ્યાં સૂધી મને તેમનો પત્તો નહિ મળે, ત્યાં સૂધી હું પાછો ઘેર આવવાનો નથી. "

જે આગારમાં બ્રહ્મચારી દલની તથા કુલ્સમને રાખી ગયો હતો તે મોંગીરમાંનો પ્રતાપનો જ નિવાસાલય હતો.

સુન્દરીએ કેટલાક દિવસ પોતાની સહોદરાના સહવાસમાં વીતાડીને શૈવલિનીને ગાળો ભાંડવાની પોતાની આકાંક્ષાને પૂરી કરી લીધી. અર્થાત્ પ્રભાતમાં, મધ્યાન્હકાળે તથા સંધ્યાસમયે જ્યારે પણ અવકાશ મળે ત્યારે સુન્દરી રૂપસી સમક્ષ બેસીને પોતાના એ અભિપ્રાયને જ સિદ્ધ કરી બતાવવાનો પ્રયત્ન કર્યા કરતી હતી કેઃ "શૈવલિની સમાન પાપિષ્ઠા તથા હતભાગિની કોઇ પણ સ્ત્રી અત્યાર સૂધીમાં આ સંસારમાં જન્મી જ નથી અને ભવિષ્યમાં જન્મવાની પણ નથી." એક દિવસ રૂપસીએ કટાક્ષ કર્યો કેઃ "ભગિની, તારૂં કથન સર્વથા સત્ય તથા યથાર્થ છે; પરંતુ જ્યારે શૈવલિની એક અદ્વિતીય પાપિષ્ઠા તથા અનન્ય હતભાગિની અબળા છે, તો પછી તું તેની પાછળ આટલી બધી દોડાદોડી કરીને અકા-

રણ શામાટે મરી જાય છે વારુ?"

એના ઉત્તરમાં સુન્દરીએ કહ્યું કે: "જો રાંડ શૈવલિની મારા હાથમાં આવે, તો તેનું ગળું રેંસી નાખવામાટે, તેને આ સંસારમાંથી સત્વર જ યમરાજાની રાજધાનીમાં મોકલી દેવામાટે અને તેના મુખમાં અગ્નિ આપવામાટે જ હું તેની પાછળ આટલી બધી દોડાદોડી કરી રહી છું અને મારા જીવને ખપાવી રહી છું. સમજી?" ઇત્યાદિ ઇત્યાદિ.

"દિદિ, તું હમણાં હમણાં કાંઇક ચીડિયેણ અને વઢકણી થઇ ગઇ હોય એમ જ મને તો દેખાય છે." રૂપસીએ શાંત ભાવથી કહ્યું.

"પરંતુ મને આવી ચીડિયેણ અને વઢકણી કરી દેનારી છે તો એ રંડા શૈવલિની જ કે કોઇ બીજી?" સુન્દરીએ વધારે ચીડાઇને આ શબ્દો ઉચ્ચાર્યા.

રૂપસીએ મૌનનું અવલંબન કરી લીધું.



## પંચમ પરિચ્છેદ
## ગંગાના તીરપ્રાન્તમાં

> "...............Back to thy punishment,
> False fugitive, and to thy speed add wings."
> *Milton.*

નવ્વાબ સાથે યુદ્ધને આરંભવાનો કલકત્તાની ગોરા કાઉન્સિલે દૃઢ નિશ્ચય કરી લીધો હતો અને તેટલામાટે પટનાની કોઠીમાં કેટલીક યુદ્ધસામગ્રી મોકલવાની આવશ્યકતા હોવાથી એક નૌકાને તેમાં શસ્ત્રાસ્ત્ર ભરીને તૈયાર રાખવામાં આવી હતી; માત્ર એટલું નહિ, પણ પટનાની કોઠીના એજન્ટ્ મિસ્ટર એલિસ્‌ને કેટલીક ગુપ્ત સૂચનાઓ પહોંચાડવાની આવશ્યકતા પણ સર્વથા અનિવાર્ય હતી. મિસ્ટર આમિયેટ્ મોંગીરમાં નવ્વાબસાથેના મતભેદને

મટાડવાના કાર્યમાં રોકાયલો હતો અને તેથી ત્યાં તે શું કાર્ય કરી રહ્યો હતો અને ત્યાંનો રંગ તેને કેવો દેખાતો હતો એ જ્યાં સુધી જાણવામાં ન આવે ત્યાં સુધી મિસ્ટર એલિસ્‌ને અંતિમ નિશ્ચયાત્મક સૂચનાઓ આપી શકાય તેમ ન હોવાથી ત્યાં કોઇ એક ચતુર તથા બુદ્ધિમાન્ કર્મચારીને મોકલવાની આવશ્યકતા દેખાવા લાગી. અર્થાત્ તે કર્મચારી પ્રથમ મોંગીરમાં જઇને આમિયેટ્‌ને મળે અને તેની સૂચનાઓને સાંભળી લીધા પછી પટનામાં મિસ્ટર એલિસ્ પાસે જઇને તેને કલકત્તાની કાઉન્સિલનો તેમ જ આમિયેટ્‌નો જે અભિપ્રાય હોય તે યથાર્થ સ્વરૂપમાં જણાવી દે એવા પ્રકારની વ્યવસ્થા કરવાની આવશ્યકતા હતી.

પોતાના આ આશયને સિદ્ધ કરવામાટે ગવર્નર વાન્સિટાર્ટે મિસ્ટર્ ફૉસ્ટર્‌ને પુરન્દરપુરથી પાછો કલકત્તા બોલાવ્યો હતો. અર્થાત્ ત્યાં જે નૌકાને તેમાં શસ્ત્રાસ્ત્ર ભરીને તૈયાર રાખવામાં આવી હતી તેની રક્ષા તથા દેખરેખનો ભાર તેના શિરપર સ્થાપીને તેને મોંગીરમાં આમિયેટ્‌ને મળ્યા પછી પટના જવાની આજ્ઞા આપવામાં આવી અને તેથી ફૉસ્ટર્‌ને કલકત્તામાં આવ્યા પછી તરત જ પશ્ચિમ બંગાળાના પ્રવાસમાટે તૈયાર થવું પડ્યું. આ કાર્યની સૂચના તેને પ્રથમથી જ મળી ગયેલી હોવાથી તેણે શૈવલિનીને પોતાના પ્રયાણથી પૂર્વે જ મોંગીર મોકલી દીધી હતી અને ત્યાર પછી પટના જતાં માર્ગમાં જ શૈવલિનીની નૌકાને પકડી પાડી હતી.

અર્થાત્ શૈવલિની તથા શસ્ત્રાસ્ત્રપૂર્ણ નૌકા સહિત ફૉસ્ટર્ મોંગીરમાં આવી લાગ્યો અને ત્યાં નદીના તીરપ્રાંત પાસે તેણે પોતાની નૌકાને નાંગરી દીધી. મોંગીરમાં આમિયેટ્‌ને મળીને ફૉસ્ટર્ વિદાય થયો, કિન્તુ એટલામાં ગુરગનખાને અંગ્રેજોની તે નૌકાને અટકાવી રાખી અને ત્યાંથી આગળ વધવા ન દીધી. આ કારણથી આમિયેટ્ સાથે નવ્વાબનો વાદાનુવાદ ઉપસ્થિત થયો. અંતે આમિયેટ્ તથા ફૉસ્ટરે કેટલાક પરમર્શ પછી એવો નિશ્ચય કરી લીધો કે: " જો

નવ્વાબ નૌકાને છોડી દે, તો ઠીક છે; નહિ તો પછી જેમાં શસ્ત્રાસ્ત્ર આદિ યુદ્ધનાં સાધનો ભરેલાં હતાં તે નૌકાને ત્યાં જ ત્યાગી દઇને ફૉસ્ટરે પટના જવામાટે ત્યાંથી પ્રયાણ કરવામાં બીજે દિવસે એક પળમાત્રનો પણ વિલંબ ન કરવો. ”

મોંગીરના ઘાટે ફૉસ્ટરની બે નૌકાઓ નાંગરેલી હતી. તેમાંની એક નૌકા દેશી ઘાટની તથા બૃહદ્ હતી અને દ્વિતીય બજરો હતો. બૃહન્નૌકામાં યુદ્ધનાં સાધનો એટલે કે તોપો તથા બંદૂકો આદિ ભરેલાં હોવાથી નવ્વાબના કેટલાક સિપાહીઓ તે નૌકામાં પહેરો ભરતા દેખાતા હતા તેમ જ કેટલાક સિપાહીઓ તીરપ્રાંતમાં પણ ઊભા હતા. અર્થાત્ એ નૌકામાં યુદ્ધનાં સાધનો ભરેલાં હોવાથી ગુરગનખાનની જે નૌકાને અટકાવવાની તથા આગળ વધવા ન દેવાની ઇચ્છા હતી તે નૌકા એ જ હતી એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી.

બજરામાં શસ્ત્ર કિંવા અસ્ત્ર જેવી કોઇ વસ્તુ હતી નહિ અને તે બજરો ઉપર્યુક્ત વિશાળ નૌકાથી લગભગ પચાસ હાથના અંતરપર નાંગરેલો હતો. ત્યાં નવ્વાબના સિપાહીઓનો પહેરો ન હોતો અને તેની છતપર તેલિંગા નામથી ઓળખાતા અંગ્રેજોના સિપાહીઓમાંનો એક સિપાહી બેસીને તે બજરાનું રક્ષણ કરી રહ્યો હતો.

મધ્યનિશા વીત્યાને પણ અર્ધપ્રહર જેટલો સમય થવા આવ્યો હતો. નિશા અંધકારમયી હોવા છતાં પણ સ્વચ્છ હતી અને બજરાની છતપરનો તેલિંગો પ્રહરી કોઇ વાર ઊઠતો હતો, કોઇ વાર બેસી જતો હતો અને કોઇ વાર ઝોકાં પણ ખાતો હતો. જે સ્થાનમાં એ બજરો નાંગરેલો હતો ત્યાંના તીરપ્રાંતમાં બરૂનું વન વિસ્તરેલું હતું અને અત્યારે એ બરૂના વનના અન્તરાલમાં રહીને એક પુરુષ વારંવાર બજરા પ્રતિ દૃષ્ટિપાત કર્યા કરતો હતો. એ પુરુષ અન્ય કોઈ નહિ, પણ જેનાથી પાઠકો તથા પાઠિકાઓ અતઃપૂર્વ પરિચિત થઇ ચૂક્યાં છે તે પ્રતાપ રાય પોતે જ હતો.

પ્રતાપ રાયે બજરાની છતપર બેઠેલા તેલિંગા પ્રહરીને ઝોકાં ખાતો જોયો અને તેથી ત્યાંથી આગળ વધીને ધીમે ધીમે તેણે ભાગીરથીના જળમાં પ્રવેશ કર્યો. તેના પ્રવેશથી થયેલા જલધ્વનિને સાંભળીને તે સિપાહીએ અર્ધનિદ્રિત અવસ્થામાં જ પૂછ્યું કે: "હુકમધર?" ("Who comes there?") પરંતુ પ્રતાપે તેના એ પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ અને સિપાહી પાછો રીંગણાં જોખવા મંડી ગયેલો હોવાથી તેણે પણ બીજી વાર પોતાના 'હુકમધર"ની ગર્જનાથી વાતાવરણને ગર્જાવવાનો પરિશ્રમ ન લીધો. બજરાના આભ્યન્તર ભાગમાં ફૉસ્ટર્ પોતાની શય્યામાં જાગતો પડેલો હોવાથી તેણે પ્રહરીના "હુકમધર" નો ધ્વનિ સાંભળીને બજરામાં તે જ્યાં પડયો હતો ત્યાંથી જ આમતેમ દૃષ્ટિપાત કર્યો અને કોઇ એક મનુષ્ય ગંગાના જળમાં સ્નાન કરવામાટે ઊતરેલો તેના જોવામાં આવ્યો.

એ ક્ષણે જ બરૂવનની દિશામાંથી અકસ્માત્ બન્દૂકમાંથી ગોળી છૂટવાનો ધ્વનિ સંભળાયો અને બજરાની છતપર બેઠેલો સિપાહી તે ગોળીથી વીંધાઇને ગંગાના જલપ્રવાહમાં પડી ગયો. ત્યારપછી પ્રતાપ જ્યાં નૌકાની અંધકારમયી છાયા વિસ્તરેલી હતી તે સ્થાનમાં આવીને જળમાં ઓષ્ઠપર્યન્ત ડૂબીને ઊભો રહ્યો.

બન્દૂકનો અવાજ થતાં જ પચાસ હાથપર નાંગરેલી વિશાળ નૌકામાંના પ્રહરીઓએ "ક્યા હય્ ?" નો ધ્વનિ કરીને એક પ્રકારનો વિલક્ષણ કોલાહલ મચાવી દીધો, નૌકામાંના અન્ય મનુષ્યો પણ જાગી ઉઠયાં અને ફૉસ્ટર્ પોતાની બન્દૂકને હાથમાં લઇને બજરામાંથી બહાર નીકળી આવ્યો.

લૉરેન્સ્ ફૉસ્ટર્ બજરામાંથી બહાર નીકળીને ચારે દિશામાં ઇતસ્તતઃ નિરીક્ષણ કરવા લાગ્યો અને એ નિરીક્ષણના પરિણામે પોતાનો તેલિંગો સિપાહી ત્યાંથી તેને અદૃશ્ય થઇ ગયેલો દેખાયો; માત્ર એટલું જ નહિ, પણ નક્ષત્રોના પ્રકાશમાં તે સિપાહીનો મૃત દેહ ગંગાના પ્રવાહમાં તરતો તથા તણાતો તેના જોવામાં આવ્યો.

પ્રથમ જો કે તેના મનમાં એવા સંશયનો આવિર્ભાવ થયો કે તેને નવ્વાબના સિપાહીઓએ જ મારી નાખેલો હોવો જોઇએ, પરંતુ અન્ય ક્ષણે જ બરૂના વનની દિશામાં અલ્પ ધૂમ્રરેખા તેના જોવામાં આવી અને એ જ વેળાએ તે દ્વિતીય નૌકામાંના મનુષ્યો " શું થયું ? શું થયું ? " કરતા જો ત્યાં કાંઇ ભયંકર ઘટના ઘટી હોય તો તેને જાણવામાટે દોડી આવતા દેખાયા. આકાશમાં નક્ષત્રો ચમકી રહ્યાં હતાં, ગંગાના તીરપ્રાન્તમાં શતાવધિ બૃહદ્ નૌકાઓ અંધકારમાં નિદ્રિત રાક્ષસી પ્રમાણે નિશ્ચેષ્ટ અવસ્થામાં પડેલી હતી અને અનન્તપ્રવાહિની ગંગા કલકલ નાદ કરતી વેગ પૂર્વક વહન કરી રહી હતી. ગંગાના એ પ્રવાહમાં જ તેલિંગા પ્રહરીનો મૃત દેહ તણાતો જતો હતો. આ સમસ્ત દૃશ્ય પલકમાત્રમાં જ લૉરેન્સ્ ફૉસ્ટર્ના જોવામાં આવી ગયું.

ફૉસ્ટર્ બરૂવનના ઉપરિભાગમાં કિંચિત્ તરલ ધૂમ્રરેખાને જોઇને પોતાના હાથમાંની બન્દૂકને ઉંચી કરી તે વનપ્રતિ તાકીને ગોળી છોડવાની તૈયારી કરી રહ્યો હતો; કારણ કે, તે વનના અંતરાલમાં જ શત્રુ છુપાયલો હોવો જોઇએ એવો તેનો બહુધા દૃઢ નિશ્ચય થઇ ગયો હતો; માત્ર એટલું જ નહિ, પણ ' જે શત્રુએ મારા સિપાહીને ગોળીથી ઠાર કરી નાખ્યો છે તે શત્રુ જો ધારશે, તો મને પોતાને પણ નિમેષમાત્રમાં જ હણી નાખશે; ' એ રહસ્યને પણ તે સારી રીતે જાણતો હતો; પરંતુ ફૉસ્ટર્ પોતે પ્લાસીના યુદ્ધની ઘટનાથી પછી હિન્દુસ્તાનમાં આવેલો હોવાથી એ રહસ્યને જાણવા છતાં પણ કોઇ પણ દેશી એટલે કે હિન્દુસ્તાની મનુષ્ય પોતાની બંદૂકને અંગ્રેજ સામે તાકવાની હિમ્મત બતાવી શકે એ ઘટના તેના મનને સર્વથા અશક્ય તથા અસંભવનીય દેખાવા લાગી; માત્ર એટલું જ નહિ, પણ 'અંગ્રેજ હોવા છતાં એક હિન્દુસ્તાની શત્રુથી ભયભીત થવું તેના કરતાં તો મરી જવું એ જ વધારે સારૂં છે ! ' એવા સ્વાભાવિક અભિમાનનો પણ તેના હૃદ-

યમાં આવિર્ભાવ થવા લાગ્યો અને તેથી જ તેણે ત્યાં સ્થિર થઈને પોતાની બન્દૂકને ઉપાડી હતી. પરંતુ હજી તો તે બન્દૂકના ઘોડાને દાબવાનો વિચાર જ કરતો હતો એટલામાં તો બરૂવનમાં અચાનક અગ્નિશિખા પ્રજ્વલિત થઈ, બન્દૂક ફૂટવાનો ધ્વનિ સંભળાયો અને તેમાંથી છૂટેલી ગોળી ફૅાસ્ટરના મસ્તકમાં લાગતાં તે આહત થઈને પોતાના તેલિંગા પ્રહરી પ્રમાણે જ જાન્હવીના જલપ્રવાહમાં પડી ગયો. તેના હાથમાંની બન્દૂક બજરામાં પડી ગઈ.

ફૅાસ્ટરને આહત થઈને જલપ્રવાહમાં પડેલો જોતાં જ પ્રતાપે પોતાના કટિભાગમાંથી એક છુરીને બહાર કાઢી લીધી અને તેનાથી બજરાના કિનારા સાથે બાંધેલા દોરડાને તત્કાળ કાપી નાખ્યો. એ સ્થાનમાં જલનો પ્રવાહ મંદ હોવાથી નાવિકોએ નાંગર નાખવાનો પરિશ્રમ લીધો ન હોતો. છતાં એમ ધારો કે લંગર નાખવામાં આવ્યું હોત, તો પણ તે લઘુહસ્ત તથા બલિષ્ઠ પ્રતાપના માર્ગમાં કોઈ પણ પ્રકારના વિઘ્નને ઉપસ્થિત કરી શકે એ સર્વથા અસંભવનીય હતું. દોરડાને કાપી નાખ્યા પછી પ્રતાપ એક કૂદકાથી બજરામાં આવી પડયો.

આ ઘટનાને વર્ણવવામાં જેટલો સમય વીત્યો છે તેનાથી શતાંશ પરિમાણ જેટલા સમયમાં જ આ સર્વ ઘટના ઘટી ગઈ હતી. તેલિંગો સિપાહી જલપ્રવાહમાં પડયો, ફૅાસ્ટર બજરામાંથી બહાર નીકળી આવ્યો, ત્યારપછી તેના મસ્તકમાં ગોળી લાગવાથી તે પણ જલશાયી થયો અને પ્રતાપ બજરામાં ચઢી આવ્યો એ સર્વ ઘટના થઈ જવામાં જેટલો સમય વીત્યો હતો તેટલા સમયમાં દ્વિતીય નૌકામાંના મનુષ્યો બજરા પાસે આવી શક્યા ન હોતા એથી જ એ સમસ્ત ઘટના કેટલા સ્વલ્પતમ સમયમાં ઘટી ગયેલી હોવી જોઈએ એની સહજ કલ્પના કરી શકાય તેમ છે. અંતે દ્વિતીય નૌકામાંના મનુષ્યો પણ બજરા પાસે આવી લાગ્યા.

ત્યાં આવીને તેમણે જોયું તો પ્રતાપના કૌશલ્યથી બજરો જલપ્રવાહમાં આગળ વધી ગયેલો તેમના જોવામાં આવ્યો. એ

મનુષ્યે તરીને બજરાને પકડી લેવાનો પ્રયત્ન કર્યો, પરંતુ પ્રતાપે એક દંડને ઉપાડીને તેના મસ્તકપર તે દંડનો પ્રહાર કરવાથી તે પાછો વળી ગયો અને ત્યાર પછી અન્ય કોઇ પણ મનુષ્યે બજરાને પકડાવાનો ઉદ્યોગ કર્યો જ નહિ. પોતાના હસ્તમાંના તે દંડવડે જ જલના તલને સ્પર્શ કરીને પ્રતાપ બજરાને ચલાવવા લાગ્યો. બજરો ગંભીર પ્રવાહમાં આવી લાગ્યો અને ત્યારપછી વેગ પૂર્વક પૂર્વ દિશામાં ચાલવા લાગ્યો.

દંડપાણિ પ્રતાપે પોતાના મુખને ફેરવીને જોતાં બીજો એક તેલિંગો સિપાહી બજરાની છતપર ગોઠણમંડિયે બેઠેલો અને પોતા તરફ બંદૂક તાકતો તેના જોવામાં આવ્યો. પ્રતાપે તત્કાળ પોતાના દંડને ઉન્નત કરીને તેના હસ્તપર તે દંડનો એટલા બળથી આઘાત કર્યો કે તે દંડપ્રહારના યોગે તેનો હસ્ત અવશ થઇ જતાં તેની બન્દૂક નીચે પડી ગઈ. પ્રતાપે તે બન્દૂકને પોતાના હસ્તમાં ઉપાડી લીધી; માત્ર એટલું જ નહિ, પણ ફૉસ્ટરના હાથમાંથી પડી ગયેલી બન્દૂકને પણ ઉપાડી લીધી. આ સમસ્ત કાર્યની સમાપ્તિ થવા પછી બજરામાં જે મનુષ્યો હતા તે સર્વને સંબોધીને તેણે કહ્યું કે: "હું જે બોલું છું તે લક્ષ પૂર્વક સાંભળી લ્યો. મારૂં નામ પ્રતાપ રાય છે અને મારા નામ અનુસાર મારો પ્રતાપ એટલી સીમા પર્યન્ત પહોંચી ગયો છે કે નવ્વાબ પોતે પણ મારાથી ભયભીત રહ્યા કરે છે. મારા હસ્તમાંની આ બે બન્દૂકો તથા મારા હસ્તમાંના આ દંડની સહાયતાથી હું એકલો જ, જો ધારૂં તો, તમારામાંના કેટલાક મનુષ્યોને ક્ષણમાત્રમાં જ યમધામમાં મોકલી શકું તેમ છે કે જે તમો પોતે પણ સારી રીતે જાણો જ છો. પરંતુ જો તમો મારી આજ્ઞાને અનુસરશો, તો હું તમારામાંના કોઇને પણ કશી હાનિ પહોંચાડીશ નહિ, એવું હું તમને વચન આપું છું. હું કર્ણધાર થઇને સુકાનને મારા અધિકારમાં રાખું છું એટલે જેટલા નાવિકો હોય તેઓ સર્વ હલેસાં હાથમાં લઇને બજરાને

ચલાવવાના કાર્યમાં લાગી જાય અને બાકીના સર્વ મનુષ્યો જ્યાંના ત્યાં જ બેસી રહે એવી મારી આજ્ઞા છે. જે કોઇ પણ મારી આ આજ્ઞાની અંશમાત્ર પણ અવજ્ઞા કરશે, તે મારા હસ્તથી તત્કાલ મૃત્યુનો ભક્ષ થશે એ તમારે નિઃસંશય માની લેવાનું છે."

આવા પ્રકારનું વિભીષિકાદર્શક ભાષણ કરીને પ્રતાપ રાયે નાવિકોને દંડ ધોંચી ધોંચીને ઉઠાડ્યા અને તેમણે ભયભીત થઇને પ્રતાપની આજ્ઞા અનુસાર હલેસાંને પોતાના હસ્તમાં ધારણ કરી લીધાં. પ્રતાપ પોતે કર્ણધાર થઇને સુકાન પાસે બેઠો અને ત્યાર પછી કોઇએ એક શબ્દ પણ ન ઉચ્ચાર્યો. બજરો વેગ પૂર્વક ચાલવા લાગ્યો. જેમાં યુદ્ધસામગ્રી ભરેલી હતી તે વિશાળ નૌકાપરથી બન્દૂકના બે ત્રણ બાર જો કે થયા, પરંતુ નક્ષત્રોના મંદ પ્રકાશમાં તે બન્દૂક છોડનારા બરાબર નિશાન તાકી ન શકવાથી તેમના તે પરિશ્રમનું કાંઈ પણ પરિણામ ન થયું અને તેથી તેમણે ત્યાર પછી બન્દૂકમાંથી ગોળીઓ ચલાવવાના પોતાના વ્યવસાયને બંધ કરી દીધો.

તે વિશાળ નૌકામાંના થોડાક મનુષ્યો બન્દૂકો સહિત એક ડિંગીમાં બેસીને બજરાને પકડવામાટે આવ્યા અને તેમને પ્રતાપે જોયા. પ્રતાપ પ્રથમ તો કાંઈ પણ ન બોલ્યો; પરંતુ તેઓ નિકટમાં આવી લાગ્યા એટલે તેમને નિશાના કરીને બન્દૂકના ઉપરા સાપરી બે બાર કરી દીધા. તેના એ બે બારથી તે ડિંગીમાંના બે મનુષ્યો ઘવાયા અને તેથી અન્ય મનુષ્યો ભયભીત થતાં ડિંગીને પાછી વાળીને ત્યાંથી પલાયન કરી ગયા.

બરૂના વનમાં છુપાયલો રામચરણ પોતાના અન્નદાતા પ્રતાપને નિષ્કંટક થયેલો જોઇને તેમ જ વિશાળ નૌકામાંના સિપાહીઓને શત્રુના શોધમાટે બરૂવનની દિશામાં આવતા જોઇને ધીરે ધીરે ચાલતો ત્યાંથી પ્રયાણ કરી ગયો.



## ષષ્ઠ પરિચ્છેદ

### વજ્રઘાત

"Willing to wound, and yet afraid to strike,
Just hint a fault and hesitate dislike." *Pope.*
"The private wound is deepest." *Shakespeare.*

નિશાકાળમાં ગંગાના પ્રવાહમાં અગ્રગામી થતા બજરામાં નિદ્રાધીન થયેલી શૈવલિનીની નિદ્રાનો ભંગ થયો; અર્થાત્ શૈવલિની અચાનક જાગ્રત થઇ ગઇ.

એ બજરામાં બે કમરા અથવા ખંડો હતા. એક કમરામાં ફૉસ્ટર્ સૂતો બેસતો હતો અને બીજા કમરામાં શૈવલિની તથા તેની દાસીનો નિવાસ હતો. શૈવલિનીએ અદ્યાપિ યુરોપિયન્ લેડીના અવતારને સ્વીકારેલો ન હોવાથી પોતાના શરીરપર કાળીકિનારીવાળી સાડી પરિધાન કરેલી હતી, પોતાના હસ્તમાંની બંગડીઓને અખંડ રાખી હતી અને ચરણોમાંનાં નૂપુરોને પણ ઉતારી નાખ્યાં ન હોતાં. પુરંદરપુરનિવાસિની પાર્વતી નામક દાસી તેની સાથે હતી. શૈવલિની નિદ્રાધીન થયેલી હતી અને નિદ્રાધીન અવસ્થામાં એક સ્વપ્ન નિહાળી રહી હતી. તે સ્વપ્ન આ પ્રમાણે હતું: જાણે ભીમા પુષ્કરિણીની ચારે બાજૂએ વિસ્તરેલાં વૃક્ષોની શાખાઓ જલ પર્યન્ત લંબાયલી હોવાથી પુષ્કરિણીના તીરપ્રાંતમાં અંધકારની રેખા વ્યાપી રહી છે; પુષ્કરિણીના જલમાં શૈવલિનીનું મુખ કમલ પ્રમાણે તરી રહ્યું છે; સરોવરના તીરપ્રાંતમાં એક સુવર્ણનિર્મિત રાજહંસ વિહાર કરી રહ્યો છે અને સરોવરના તીરપ્રદેશમાં એક શ્વેત શૂકર પણ આમ તેમ આંટા ફેરા કરી રહ્યો છે. રાજહંસને જોઇને તેને પકડી લેવામાટે શૈવલિની ઉત્સુક હૃદયથી પ્રયત્ન કરે છે, પરંતુ તે રાજહંસ તેની આગળથી પોતાના મુખને ફેરવીને ચાલ્યો જાય છે. શ્વેત શૂકર શૈવલિનીસરોજને હસ્તગતકરી લેવા-

મારે ધમાચકડી મચાવી રહ્યો છે અને ઊંચો નીચો થઇ રહ્યો છે. રાજહંસનું મુખ દૃષ્ટિગોચર થઇ શકતું નથી; પરંતુ શ્વેત શૂકરના મુખને જોતાં જાણે તે લૉરેન્સ ફૉસ્ટરનું જ મુખમંડળ હોયની! એવો જ ભાસ થયા કરે છે. શૈવલિની રાજહંસને પકડી લેવામાટે જલમાંથી બહિર્ગત થવાનો ઉદ્યોગ કરી રહી છે, પરંતુ તેનાં ચરણો મૃણાલના રૂપમાં પરિવર્તિત થતાં જાણે જલના તલભાગમાં જડાઇ ગયાં હોયની! તેવી રીતે સર્વથા ગતિશક્તિરહિત થયેલાં હોવાથી તેનો એ ઉદ્યોગ સફળ થઇ શકતો નથી અને બીજી બાજૂ શૂકર તેને સંબોધીને કહી રહ્યો છે કે: 'તું મારી પાસે આવ એટલે હું હંસને પકડીને તારાં ચરણોમાં રજૂ કરી દઇશ,' અર્થાત્ સ્વપ્નમાં જે ઘટનાવલી તેના જોવામાં આવી તે આ હતી. બન્દૂકના પ્રથમ ધ્વનિથી જ શૈવલિનીની નિદ્રાનો ભંગ થઇ ગયો હતો એટલે જાગ્રત થવા પછી તરત જ છતપરથી તેલિંગા પ્રહરીનો જળના પ્રવાહમાં પાત થવાથી જે ધ્વનિ ઉદ્ભવ્યો તે પણ તેના સાંભળવામાં આવ્યો; પરંતુ અદ્યાપિ તેની નિદ્રાનો અસંપૂર્ણ ભંગ થયલો હોવાથી એટલે કે તેનાં નેત્રોમાં નિદ્રાનો મદ અવશિષ્ટ હોવાથી કેટલાક સમય પર્યન્ત તો એ ઘટનાના રહસ્યને તે સમજી શકી નહિ; કારણ કે, અદ્યાપિ તે રાજહંસ તથા તે શૂકર જ તેનાં મનશ્ચક્ષુ સમક્ષ તરી રહ્યા હતા. કિન્તુ જ્યારે બીજી વાર બન્દૂક છૂટી ત્યારે તેના ધ્વનિથી શૈવલિનીની નિદ્રાનો સંપૂર્ણ ભંગ થઇ ગયો અને તેથી તે બહારના કમરામાં આવીને ઇતસ્તતઃ દૃષ્ટિપાત કરવા લાગી; છતાં પણ એ ઘટનાનું સત્ય રહસ્ય તો તેના સમજવામાં ન જ આવ્યું. વળી પાછી તે પોતાના કમરામાં આવી. તેના કમરામાં એ વેળાયે દીપકનો પ્રકાશ વિસ્તરેલો હતો; કારણ કે, તેની દાસી પાર્વતી પણ જાગેલી હતી અને તેણે દીપકને પ્રકટાવી દીધો હતો. શૈવલિનીએ પાર્વતીને પૂછ્યું કે: "આ સર્વ શું ઘટનાચક્ર ચાલી રહ્યું છે એ તું જાણે છે ખરી કે?"

"હું પોતે તો જો કે કાંઇ પણ જાણતી નથી; પરંતુ આ

લોકોના વાર્તાલાપને સાંભળતાં એમ જણાય છે કે આપણા બજ-રામાં ચાંચિયા ચઢી આવ્યા છે અને તેમણે સાહેબને મારી નાખ્યો છે. આ સર્વ આપણા પાપનું જ ફળ છે, બીજું કાંઇ પણ નથી." પાર્વતીએ ઉત્તર આપ્યું.

" ચાંચિયાઓએ સાહેબને મારી નાખ્યો એ આપણા પાપનું ફળ કેવી રીતે થયું વારૂ ? અર્થાત્ જો એ કોઇ પણ વ્યક્તિના પાપનું ફળ હોય, તો તે સાહેબના પોતાના જ પાપનું ફળ હોવું જોઇએ." શૈવલિનીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

પરંતુ બજરામાં ચાંચિયા પેસી આવેલા હોવાથી અત્યારે વિપત્તિમાં તો આપણે જ આવી પડયાં છીએ કે કોઇ બીજું ?" પાર્વતીએ પોતાની માન્યતાનું સમર્થન કર્યું.

" આપણે તે વળી શી વિપત્તિમાં આવી પડયાં છીએ વારૂ? કારણ કે, અત્યાર સુધી આપણે ચાંચિયા અથવા લુટારાના એક સમુદાય સાથે હતા અને હવે ચાંચિયાના એક બીજા સમૂહ સાથે આપણે રહેવાનું છે. અર્થાત્ ગોરા ચાંચિયાના હાથમાંથી નીકળીને આપણે કાળા ચાંચિયાના હાથમાં આવી પડયાં એથી આપણું શું બગડી ગયું વારૂ ?"

આ પ્રમાણેના ઉદ્ગારો કાઢીને શૈવલિની પોતાના લઘુ મસ્તક-પરથી પૃષ્ઠદેશમાં લંબાયલી વેણીને આન્દોલિત કરતી હસવા લાગી અને ત્યારપછી તે પોતાના લઘુ પર્યંકપર બેસી ગઇ. પાર્વતીએ તેને કહ્યું કેઃ " આવા પ્રસંગમાં તારો આ વિનોદ મારાથી સહી શકાતો નથી; કારણ કે, આ પ્રસંગ વિનોદનો નથી."

" જો તારાથી મારો આ વિનોદ સહી શકાતો ન હોય, તો ગંગામાં જલની વિપુલતા હોવાથી અત્યારે અને આ ક્ષણે જ ડૂબીને મરી જા એટલે તારી અસહિષ્ણુતાનો અંત આવી જાય. મારો તો હસવાનો સમય ઉપસ્થિત થયો છે એટલે હું તો હસવાની અને હસવાની જ. તું મરી જઇશ, તો પણ મારો વિનોદ અત્યારે

અટકવાનો નથી." શૈવલિનીએ આ પ્રમાણે કહીને પાર્વતીને આજ્ઞા આપી કે: "તું બહાર જઇને એક ચાંચિયાને તો અહીં બોલાવી લાવ; કારણ કે, તેની સાથે વાર્તાલાપ કરવાને મારૂં મન અતિશય અધીર થઇ રહ્યું છે. કેમ, તું ચાંચિયાને બોલાવવામાટે જઇશ કે નહિ ?"

"તેમને બોલાવવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, તેઓ આમંત્રણ વિના જ થોડી વારમાં અહીં આવી લાગશે. આ અતિથિઓ એવા પ્રકારના નથી કે જેમને આમંત્રણ, નિમંત્રણ કે આહ્વાનની આવશ્યકતા હોય " પાર્વતીએ કહ્યું.

કેટલોક સમય વીતી જવા છતાં પણ જ્યારે કોઇ ચાંચિયો કમરામાં ન આવ્યો એટલે શૈવલિનીએ પાર્વતીને સંબોધીને કહ્યું કે: "જો આપણાં ભાગ્ય કેવાં છે તે જોઇ લે કે ચાંચિયા અથવા લુટારા પણ આપણો ભાવ નથી પૂછતા." પાર્વતી એ વેળાયે ભયથી કંપતી ઊભી હતી.

એ પછી દીર્ઘ સમય વીતી ગયો અને બજરો એક ઘાટ પાસે આવીને ઊભો રહ્યો, બજરો ઊભો રહ્યા પછી અલ્પ સમયમાં જ કેટલાક લાઠિયાલ અથવા લાઠીવાળા એક શિબિકા સહિત ત્યાં આવી લાગ્યા. રામચરણ તેમના અગ્રભાગમા ચાલતો દેખાતો હતો.

વાહકોએ શિબિકાને ઘાટપર ઉતારીને રાખી દીધી અને રામચરણ બજરામાં પ્રતાપ પાસે આવ્યો. ત્યાં પ્રતાપની આજ્ઞાથી તેણે શૈવલિનીના ખંડમાં પ્રવેશ કર્યો. પ્રથમ તેણે પાર્વતીના મુખપ્રતિ દૃષ્ટિપાત કર્યો અને ત્યાર પછી શૈવલિનીને જોઇ. શૈવલિનીને સંબોધીને તેણે વિવેક પૂર્વક કહ્યું કે: "શ્રીમતી, કૃપા કરીને આપ હવે બહાર પધારશો ?"

"તું કોણ છે અને મને ક્યાં લઇ જવામાટે આવ્યો છે ?" શૈવલિનીએ આજ્ઞાદર્શક ભાવથી પૂછ્યું.

"શ્રીમતી, હું આપનો સેવક છું એટલે આપ ભયભીત ન થતાં નિર્ભયતાથી મારી સાથે આવો; કારણ કે, સાહેબ મરી ગયો છે."

રામચરણે શૈવલિનીને આશ્વાસક ઉત્તર આપ્યું.

એ પછી અન્ય પ્રશ્ન ન પૂછતાં શૈવલિની શાંતિથી ઊઠીને ઊભી થઇ ગઇ અને રામચરણ સાથે ચાલવા લાગી. રામચરણની સાથે જ તે બજરામાંથી તીરપ્રાંતમાં ઊતરી. પાર્વતી પણ તેની સાથે આવતી હતી, પરંતુ રામચરણે તેને આવતી અટકાવી દેવાથી તે ભયભીત થઇને બજરામાં જ બેસી રહી. રામચરણે શૈવલિનીને શિબિકામાં બેસવાનું કહ્યું અને શૈવલિની તત્કાળ શિબિકામાં બેસી ગઇ. રામચરણ તે શિબિકાને ઉપડાવીને શીઘ્રગતિથી પ્રતાપના આગારમાં આવી પહોંચ્યો.

એ વેળાગે દલની તથા કુલ્સૂમ પણ પ્રતાપના આગારમાં જ હોવાથી તેમની નિદ્રાનો ભંગ ન થાય એટલામાટે રામચરણ જે સ્થાનમાં તેમનો નિવાસ હતો તે સ્થાનમાં શૈવલિનીને ન લઇ જતાં ઉપરિભાગમાં જ લઇ ગયો અને ત્યાં દીપકને પ્રકટાવી, શૈવલિનીને વિનીત ભાવથી વિશ્રામ લેવાનું કહી પ્રણામ કરીને તથા દ્વારને બંધ કરીને ત્યાંથી ચાલતો થઇ ગયો. શૈવલિનીએ રામચરણને પૂછ્યું કે: "આ ગૃહ કોનું છે ?" પરંતુ શૈવલિનીના એ પ્રશ્નનું, જાણે તેના એ પ્રશ્નને તેણે સાંભળ્યો જ ન હોય ને! એવી રીતે કાંઇ પણ ઉત્તર ન આપ્યું અને ત્યાર પછી તો તે ચાલ્યો ગયો. એટલે શૈવલિની તે પોતે અત્યારે કોના ગૃહમાં હતી એ રહસ્યને જાણી ન શકી.

રામચરણ પોતાની બુદ્ધિનો વ્યય કરીને શૈવલિનીને પ્રતાપના આગારમાં લઇ આવ્યો હતો; કારણ કે પ્રતાપે શૈવલિનીને પોતાના આગારમાં લઇ જવામાટેની રામચરણને આજ્ઞા આપી ન હોતી; તેણે તો રામચરણને એમ જ કહ્યું હતું કે: આ શિબિકાને તું જગત્શેઠના આગારમાં પહોંચાડી દેજે." પરંતુ રામચરણે માર્ગમાં ચાલતાં પોતાના મનમાં વિચાર કર્યો કે: "આટલી મોડી રાતે જગત્શેઠના આગારનું દ્વાર ઉઘાડું હશે કે નહિ હોય, એની શી ખાત્રી વારુ ? અને કદાચિત્ દ્વાર મુક્ત હશે એમ માની લેવામાં આવે, તો પણ

દ્વારપાલ આ શિબિકાનો આગારમાં પ્રવેશ થવા દેશે કે કેમ, એ પ્રશ્ન તો પાછો અવશિષ્ટ જ રહે છે; માત્ર એટલું જ નહિ, પણ જો તે એમ પૂછે કે 'તમો કોણ છો ?' તો તેના એ સવાલનો જવાબ શો આપવો ? શું ખરેખરી બીના એ સવાલના જવાબમાં તેને જણાવી દેવી અને પોતાના સર્વનાશને પોતે જ બોલાવી લેવો ? અર્થાત્ આટલી લાંબી પંચાતમાં પડવા કરતાં તો આ શિબિકાને પોતાના આગારમાં લઇ જવી એ જ વધારે સારૂં છે." અર્થાત્ તે વિચારાંતે આવા પ્રકારના નિશ્ચયપર આવીને શિબિકાને પ્રતાપના આગારમાં જ લઇ આવ્યો હતો.

રામચરણને પાલખી ઉપડાવીને ત્યાંથી ચાલતો થયેલો જોઇને પ્રતાપ બજરામાંથી ઊતરીને તીરપ્રાંતમાં આવ્યો. બજરામાંના નાવિકો ઇત્યાદિ તેના હાથમાંની બન્દૂકોને જોઇને પ્રથમથી જ ભયભીત થઇ ગયા હતા એટલે અત્યારે લાઠિયાલોને તેના સહાયકો તરીકે આવેલા જોઇને તેઓ અધિક ભયભીત થવા લાગ્યા અને તેથી તેમણે ચુંકારો સુદ્ધાં પણ ન કર્યો. પ્રતાપ બજરામાંથી ઊતરીને પોતાના આગારની દિશામાં ચાલવા લાગ્યો. આગાર સમક્ષ આવીને તેણે દ્વારને ખખડાવ્યું અને રામચરણે આવીને અંદરથી દ્વારને ઉઘાડી નાખ્યું. રામચરણે તેની આજ્ઞાથી વિરુદ્ધ કાર્ય કર્યું હતું અને શૈવલિનીને જગત્શેઠના આગારમાં લઇ જવાને બદલે તે એ આગારમાં જ લઇ આવ્યો હતો એ વાર્તા ગૃહમાં આવ્યા પછી રામચરણના મુખથી જ તેના સાંભળવામાં આવી. એ વાર્તા સાંભળીને તે કાંઇક અપ્રસન્ન થયો અને તેણે રામચરણને કહ્યું કે: "હજી પણ એને જગત્શેઠના આગારમાં લઇ જા. જા, સત્વર તેને બોલાવ."

રામચરણે જે ખંડમાં શૈવલિનીને લાવીને રાખી હતી તે ખંડમાં આવીને જોયું તો ત્યાં શૈવલિની ગાઢ નિદ્રાને આધીન થયેલી તેના જોવામાં આવી. પાઠકો તથા પાઠિકાઓ, આ સમયમાં શૈવલિનીની ગાઢ નિદ્રાધીનતાની વાર્તા સાંભળીને તમો કદાચિત્ આશ્ચર્ય-

ચકિત થઇ જશો; કારણ કે, લોકોની સામાન્ય માન્યતા અનુસાર આવી અવસ્થામાં નિદ્રા સર્વથા અસંભવનીય હોય છે. પરંતુ આવી અવસ્થામાં નિદ્રા સંભવનીય હોય છે કિંવા અસંભવનીય હોય છે એનો વિચાર અમારે કરવાનો નથી; કારણ કે, અમો તો જેવા સ્વરૂપમાં એ ઘટના ઘટી હતી તેવા જ સ્વરૂપમાં એ ઘટનાને વર્ણવીએ છીએ. અસ્તુ: રામચરણ શૈવલિનીને જાગ્રત ન કરતાં પ્રતાપ પાસે એમનો એમ જ પાછો આવ્યો અને પૂછવા લાગ્યો કે: "તે ગાઢ નિદ્રામાં પડેલી છે એટલે હવે મારે તેની નિદ્રાનો ભંગ કરીને તેને જગાડવી કે ન જગાડવી?" રામચરણનો આ પ્રશ્ન સાંભળીને પ્રતાપ આશ્ચર્યચકિત થઇ ગયો અને મનોગત કહેવા લાગ્યો કે: "નારીનાં નેત્રોમાં પુરુષ કરતાં સોળગણી વધારે નિદ્રાનો નિવાસ હોય છે એ સત્યનો ઉલ્લેખ ન કરવામાં ચાણક્ય પંડિતે અક્ષમ્ય પ્રમાદ કર્યો છે!" ત્યારપછી તેણે પ્રકાશ્ય ભાવથી રામચરણને કહ્યું કે: "તે નિદ્રાધીન થયેલી હોય, તો તેને નિદ્રાનો આસ્વાદ લેવા દે અને તું પોતે પણ જઇને ઊંઘી જા; કારણ કે, આજે આપણે અત્યંત પરિશ્રમ વેઠેલો હોવાથી મારે પણ અત્યારે કિંચિદ્ વિશ્રાંતિ લેવી જ પડશે, એટલે હું પણ હવે મારા શયનાગારમાં જઇને વિશ્રામ કરીશ."

રામચરણ નિદ્રાદેવીની નવજીવનદાયિની ઉપાસના કરવાને ચાલ્યો ગયો. એ વેળાયે રાત્રિનો કેટલોક સમય અદ્યાપિ અવશિષ્ટ હતો અને તેથી નગરમાં સર્વત્ર નિસ્તબ્ધતા તથા અંધકારનો અખંડ અધિકાર વ્યાપેલો હતો. પ્રતાપ પોતાનાં ચરણોનો ધ્વનિ ન થવા દેતાં ઉપરિભાગમાં આવ્યો અને પોતાના શયનમન્દિરની દિશામાં ચાલ્યો. તેણે શયનમન્દિરના દ્વારને ઉઘાડીને દૃષ્ટિપાત કરતાં શૈવલિની તેની પોતાની પર્યંકશય્યામાં નિદ્રાધીન થયેલી તેના જોવામાં આવી. રામચરણ તેણે શૈવલિનીને લાવીને તેના પોતાના શયનગૃહમાં જ રાખી હતી એ વાર્તા પ્રતાપને જણાવવાનું ભૂલી ગયો હતો

અને તેથી જ પ્રતાપ પોતાના શયનમન્દિરમાં આવ્યો હતો.

પ્રજ્વલિત પ્રદીપના પ્રકાશમાં પોતાની શય્યામાં નિદ્રાધીન થયેલી શૈવલિનીને જોઇને જાણે શ્વેત શય્યામાં નિર્મલ તથા પ્રસ્ફુટિત કુસુમરાશિને વિસ્તારવામાં આવ્યો હોયની! અથવા તો ગંગાના વર્ષાકાલિક સ્થિર તથા શ્વેત જલપ્રવાહમાં કોઇ એક પ્રફુલ્લ પદ્મને તરતું મૂકી દેવામાં આવ્યું હોયની! એવો જ પ્રતાપને એ વેળાયે ભાસ થવા લાગ્યો. કેવી મનોમોહિની સ્થિર શોભા! એ સ્વર્ગીય દૃશ્ય એક વાર દૃષ્ટિગોચર થતાં પ્રતાપ પોતાની દૃષ્ટિને ત્યાંથી દૂર કરી શક્યો નહિ. અહીં કોઇએ એમ માની લેવાનું નથી કે શૈવલિનીના સ્વર્ગીય સૌન્દર્યમાં મુગ્ધ થઇ જવાથી કિંવા ઇન્દ્રિયપરવશતાના કારણથી જ તેનાં નેત્રો એ દૃશ્યમાં એટલી સીમા પર્યન્ત સંલગ્ન થઇ ગયાં હતાં; કારણ કે, તેના મનમાં એવા કોઇ પણ વિકારનો ઉદ્ભવ થયો જ ન હોતો. અર્થાત્ કેવળ અન્યમનસ્કતાને વશ થઇને જ તે આવી રીતે કોઇ એક વિમુગ્ધ મનુષ્ય પ્રમાણે સુપ્ત શૈવલિનીના સૌન્દર્યની સમીક્ષામાં આત્મવિસ્મૃત થઇ ગયો હતો. ભૂત કાલની અનેક ઘટનાઓ તેના મનશ્ચક્ષુ સમક્ષ ઉપસ્થિત થઇને તરવા લાગી અને તેના યોગે અકસ્માત્ તેના સ્મૃતિસાગરનું મંથન થતાં તે સ્મૃતિસાગર એક પછી એક અનેક તરંગોને ઉત્પન્ન કરવા લાગ્યો.

વસ્તુતઃ શૈવલિની નિદ્રાધીન થયેલી ન હોતી; કિન્તુ પોતાનાં નેત્રોને મીચીને પોતાની પરિસ્થિતિના વિચારમાં જ નિમગ્ન થયેલી હતી; પરંતુ તેનાં નેત્રોને મીચાયલાં જોઇને બુદ્ધિશાળી રામચરણભાઇએ તેની ગાઢ નિદ્રાધીનતાનો જ સિદ્ધાન્ત સ્વીકારી લીધો હતો. શૈવલિની ગાઢ ચિન્તામાં નિમગ્ન હોવાથી પ્રતાપના પ્રવેશજન્ય પ્રથમ પદધ્વનિને સાંભળી શકી ન હોતી; પરંતુ પ્રતાપ બન્દૂકને પોતાના હાથમાં ઉપાડીને ઉપર આવેલો હોવાથી તે બન્દૂકને દીવાલના આધારે રાખવા જતાં તેની અન્યમનસ્કતાના કારણથી તે બન્દૂક જેવી રીતે રાખવી જોઇએ તેવી રીતે ન રખાઇ અને તેથી

જ્યારે નીચે પડી ગઇ ત્યારે તેના પડવાના ધ્વનિથી શૈવલિનીનાં નેત્રો ઊઘડી ગયાં અને નેત્રો ઊઘડતાં જ પ્રતાપને તેણે પોતા સમક્ષ ઊભેલો જોયો. શૈવલિની પોતાનાં નેત્રોને ચોળતી ઊઠીને બેઠી થઇ ગઇ અને ઉચ્ચ સ્વરથી "આ શું વારૂ? તમો કોણ છો?" આ બે લઘુ વાક્યો ઉચ્ચારતી અચાનક મૂર્ચ્છિતા થઇને પર્યંકમાં જ ઢળી પડી.

પ્રતાપ તે ક્ષણે જ જળ લઈ આવ્યો અને તેનું મૂર્ચ્છિતા શૈવલિનીના મુખમંડળમાં સિંચન કરવા લાગ્યો. શૈવલિનીનું મુખ એ વેળાયે શિશિરનિષિક્ત પદ્મ સમાન શોભવા લાગ્યું. તેના મુખમંડળમાં સિંચાયલું જળ તેના સમસ્ત કેશગુચ્છને આર્દ્ર તથા સરલ કરીને ઝરવા લાગ્યું અને તે વેળાયે તેનો કેશકલાપ પદ્મ સાથે વીંટળાયલા શૈવાલવત્ શોભાને વિસ્તારતો દૃષ્ટિગોચર થવા લાગ્યો.

અલ્પ સમયમાં જ શૈવલિની પાછી શુદ્ધિમાં આવી ગઇ અને તેને શુદ્ધિમાં આવેલી જોઇને પ્રતાપ ઊઠીને ઊભો થઈ ગયો. શૈવલિની તેને અનુલક્ષીને સ્થિર ભાવથી કહેવા લાગી કે: "તમો કોણ છો? તમો પ્રતાપ છો કે મને છળવામાટે આ સ્થાનમાં આવેલા કોઇ દેવ છો?"

"હું અન્ય કોઇ નહિ, પણ પ્રતાપ પોતે જ છું." પ્રતાપે કહ્યું.

"બજરામાં જાણે તમારો કંઠધ્વનિ મારા સાંભળવામાં આવ્યો હોય એવો મને એક વાર ભાસ થયો હતો; પરંતુ તે વેળાયે મને એ ભાસ ભ્રાન્તિરૂપ દેખાયો હતો; કારણ કે, હું એક સ્વપ્નને જોતી જોતી અચાનક જાગી ઊઠી હતી અને તેથી જ મેં એ સત્ય ઘટનાને ભ્રાંતિરૂપ માની લીધી હતી." શૈવલિનીએ પોતાના ભાસની વાર્તા કહી સંભળાવી અને ત્યાર પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને મૌનનું અવલંબન કરી લીધું.

શૈવલિનીને સંપૂર્ણ સુસ્થિર થયેલી જોઇને પ્રતાપ કાંઇ પણ ન બોલતાં ત્યાંથી અન્યત્ર જવાને તત્પર થયો; પરંતુ શૈવલિનીએ

તેને "કૃપા કરીને અત્યારે જ ચાલ્યા ન જશો." એમ કહીને જતો અટકાવી દીધો.

દ્વાર પર્યન્ત આગળ વધેલો પ્રતાપ અનિચ્છા પૂર્વક પાછો વળ્યો.

પ્રતાપ પાછો વળ્યો એટલે શૈવલિનીએ તેને પૂછ્યું કે: "તમો અહીં શામાટે આવ્યા છો વારુ?"

"આ ગૃહ મારૂં પોતાનું જ છે." પ્રતાપે ઉત્તર આપ્યું.

જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો પ્રતાપની માન્યતા અનુસાર શૈવલિની અદ્યાપિ સંપૂર્ણ સુસ્થિરતાને પ્રાપ્ત કરી શકી જ ન હોતી; કારણ કે, અદ્યાપિ તેના હૃદયમાં અગ્નિ પ્રજળી રહ્યો હતો; તેના નખોમાં પણ કંપ થયા કરતો હતો અને તેનાં સર્વ અંગો રોમાંચિત થયેલાં હતાં. તેની આભ્યંતર અવસ્થા આવા પ્રકારની હોવાથી કેટલોક સમય તેણે મૌનમાં વીતાડી દીધો અને ત્યાર પછી ધૈર્યનો સંગ્રહ કરીને મૃદુ ભાવથી પૂછ્યું કે: "મને આ સ્થાનમાં લાવનાર કોણ છે?"

"અમો જ તને અહીં લઈ આવ્યા છીએ." પ્રતાપે શાંત ભાવથી તેના પ્રશ્નનું ઉત્તર આપ્યું.

"'અમો' એટલે કોણ વારુ?" શૈવલિનીએ પૂછ્યું: "તમો પોતે તો એકલા છો અને આ બહુવચનનો પ્રયોગ કરો છો તે શા કારણથી?"

"કારણ કે, તને અહીં લઈ આવનાર હું અને મારો એક સેવક મળીને બે મનુષ્ય હતા." પ્રતાપે બહુવચનના પ્રયોગનું કારણ દર્શાવ્યું.

"તમો મને અહીં શામાટે લઈ આવ્યા? મને અહીં લઈ આવવામાં તમારૂં શું પ્રયોજન સમાયલું છે વારુ?" શૈવલિનીએ કિંચિદ્ રુક્ષ ભાવથી પૂછ્યું.

શૈવલિનીના આ પ્રશ્નથી પ્રતાપ અત્યંત કોપાયમાન થઈને કહેવા લાગ્યો કે: "તારા જેવી પાપિષ્ઠા પ્રમદાના મુખને જોવું એ

પણ એક ભયંકર પાપકર્મ છે. અમારા પ્રાણોને ભયમાં નાખીને અમોએ એક મ્લેચ્છના હસ્તમાંથી તારો ઉદ્ધાર કર્યો; તો પણ તારો એ જ પ્રશ્ન આવીને ઊભો રહ્યો કે: 'તમો મને અહીં શામાટે લઈ આવ્યા?' ધિક્કાર છે તને અને તારાં જન્મદાતા માતાપિતાને!"

પ્રતાપને કોપાયમાન થયેલો જોવા છતાં શૈવલિનીએ કોપનું ઉત્તર કોપથી જ ન આપ્યું; કિન્તુ તે વિનીત ભાવ તથા બાષ્પ-ગદ્ગદ સ્વરથી કહેવા લાગી કે: "મ્લેચ્છના ગૃહમાં વસવાથી તમો મને આટલી સીમા પર્યન્ત દુર્ભાગિની તથા પાપિષ્ઠા માનતા હતા, તો પછી મને ત્યાંની ત્યાં જ તમોએ મારી શામાટે ન નાખી વારુ? તમારા હાથમાં બન્દૂક હોવા છતાં તમોએ તેનો ઉપયોગ શામાટે ન કરી બતાવ્યો?"

શૈવલિનીનાં આ વાક્યોથી પ્રતાપ વિશેષ ક્રોધાયમાન થઇને બોલ્યો કે: "જો સ્ત્રીહત્યાના ભયનો મારા અંતઃકરણમાં આવિર્ભાવ ન થયો હોત, તો હું અવશ્ય તારી હત્યા કરી નાખત, એમાં લેશમાત્ર પણ સંશય ન હોતો. છતાં હજી પણ મારી એવી જ માન્યતા છે કે જો તારું સત્વર મૃત્યુ થઇ જાય તો વધારે સારું."

શૈવલિની રોવા લાગી; પરંતુ થોડી વાર પછી પોતાના રોદન-વ્યવસાયને અટકાવીને તે નિઃશ્વાસ નાખતી કહેવા લાગી કે: "મારું સત્વર મૃત્યુ થઇ જાય એ વધારે સારું છે, એ સત્ય હોવા છતાં બીજાઓને તેમની ઇચ્છા અનુસાર ગમે તેમ બોલવા દો; પણ તમો પોતે કૃપા કરીને આવાં વાક્યો ન ઉચ્ચારો; કારણ કે, મારી આ દુર્દશા કોના કારણથી થઈ છે એ તમો જાણો છો ખરા કે? તમારા જ કારણથી હું અત્યારે આ દુર્દશાને ભોગવી રહી છું. મારા જીવનને અંધકારમય કરી નાખનાર કોણ છે વારુ? તમો પોતે જ. સુખની આશાથી નિરાશ થઇને સુમાર્ગ તથા કુમાર્ગના જ્ઞાનથી હું સર્વથા શૂન્ય થઈ ગઇ તે કોના માટે? કેવળ તમારા માટે. હું આટલી સીમા પર્યન્ત દુઃખિની થઇ ગઇ તે કોના કારણથી? માત્ર તમારા

કારણથી. ગૃહધર્મમાં મારાથી મારા મનને સંલગ્ન ન કરી શકાયું તે કોના સ્મરણથી ? કેવળ તમારા અને તમારા જ સ્મરણથી. સારાંશ કે, તમારા સ્મરણથી જ મારા અવતારની ધૂળધાણી થઇ ગયેલી હોવાથી તમો પોતે કૃપા કરીને મારી આવી નિર્ભત્સના ન કરો અને મને આટલી સીમા પર્યન્ત ન ધિક્કારો ! ”

“ તું એક અનન્ય પાપિષ્ઠા હોવાથી જ હું તારી આટલી સીમા પર્યન્ત નિર્ભત્સના કરી રહ્યો છું અને સ્વાભાવિક જ મારા મુખમાંથી તારા સંબંધમાં અપશબ્દો નીકળી રહ્યા છે. ” પ્રતાપ કહેવા લાગ્યો : “તું આમાં મારો દોષ દર્શાવે છે, પરંતુ એકમાત્ર સર્વજ્ઞ પરમાત્મા જ જાણે છે કે હું કોઇ પણ પ્રકારના દોષથી દૂષિત થયેલો નથી. એનો એકમાત્ર પરમાત્મા જ સાક્ષી છે કે મેં તને એક વિષમવિષધારિણી નાગિની તુલ્ય માનીને તારા માર્ગને કેવી રીતે ત્યાગી દીધો હતો અને તારા વિષના ભયથી વેદગ્રામનો પણ શાશ્વત ત્યાગ કરી દીધો હતો. અર્થાત્ આમાં જો કોઇનો પણ દોષ હોય તો તે તારા પોતાના હૃદયનો જ દોષ છે અને તારી પોતાની પ્રવૃત્તિનો જ દોષ છે. તું પાપિષ્ઠા હોવાથી અકારણ મારા શિરપર દોષનો આરોપ કરી રહી છે. મેં તારૂં શું બગાડયું છે વારૂ ? ”

પ્રતાપનો આ આક્ષેપ અસહ્ય થવાથી શૈવલિની હવે સિંહી સમાન ગર્જતી કહેવા લાગી કે: “ ‘ મેં તારૂં શું બગાડયું છે ? ’ એ પ્રશ્ન તમો જ મને પૂછો છો કે ? તો હવે હું તમોને એમ પૂછું છું કે તમોએ મને પોતાની આ અનુપમ દેવમૂર્તિનો સાક્ષાત્કાર શામાટે કરાવ્યો હતો ? એ તમારો દોષ ન હોતો કે શું ? મારા ખીલવાની અણીપર આવેલા યૌવનકાળમાં આ રૂપની જ્યોતિને મારા સમક્ષ તમોએ શામાટે પ્રજ્વલિત કરી હતી ? એ આપનો અપરાધ નહિ, તો બીજા કોનો અપરાધ હતો તે જણાવશો કે ? જેને હું એક વાર ભૂલી ગઇ હતી તે વસ્તુને પુનઃ ઉદ્દીપ્ત કરવાનું તમને શું કારણ હતું વારૂ ? ઓહ, મને આ તમારા રૂપનો સાક્ષા-

ત્કાર શામાટે થયો ? અને જો મારાં નેત્રોને તમારા રૂપનો સાક્ષાત્કાર થયો, તો પછી મને તમારી પ્રાપ્તિ કેમ ન થઇ ? માત્ર એટલું જ નહિ, પણ જો તમારી પ્રાપ્તિ મારા ભાગ્યમાં લખાયલી ન હોતી, તો હું પોતે શામાટે ન મરી ગઇ ? શું, તમો એ નથી જાણતા કે તમારા રૂપના ધ્યાનમાં નિરંતર આત્મવિસ્મૃત રહેવાથી ગૃહ મારા માટે અરણ્ય સમાન થઈ પડયું હતું અને તમારી સાથેનો સંબંધ તૂટી ગયા પછી તમને મળવાની અને તમારા પ્રેમને પ્રાપ્ત કરી લેવાની આશાથી જ મેં મારા ગૃહનો ત્યાગ કરી દીધો હતો ? નહિ તો ફ્રૉસ્ટરની શી શક્તિ હતી કે તે મારૂં હરણ કરીને મને મારા ગૃહમાંથી ઉપાડી લાવે ! ”

શૈવલિનીના આ ભાષણના શ્રવણથી પ્રતાપને જાણે તેના શિરપર વજ્રપાત થયો હોયની ! એવો જ ભાસ થવા લાગ્યો અને તેથી વીંછીવડે દંશાયલા મનુષ્ય સમાન પીડાને અનુભવતો તે ત્યાંથી વેગ પૂર્વક પલાયન કરી ગયો.

એ જ વેળાયે પ્રતાપના આગારના બહિર્દ્વાર સમક્ષ ભયંકર કોલાહલ થવા માંડયો.

---

## સપ્તમ પરિચ્છેદ

### ગ્લૅસ્ટૉન્ અને જૉન્સન્

"............................But man, proud man,
Drest in a little brief authority,
Most ignorant of what he's most assur'd—
His glassy essence like an angry ape,
Plays such fantastic tricks before high heaven,
As make the angels weep.—"

*Shakespeare.*

રામચરણ શૈવલિનીને લઇને ચાલ્યો ગયો અને ત્યારપછી પ્રતાપ પણ બજરાને ત્યાગીને ચાલતો થઇ ગયો એટલે પછી પ્રતાપના દંડપ્રહારથી જેનો હાથ નકામો થઇ ગયો હતો તે બજરાની છત-પર બેઠેલો તેલિંગો સિપાહી ધીરે ધીરે નીચે ઊતર્યો અને તીર-પ્રાંતમાં આવીને ઊભો રહ્યો. તીરપ્રાંતમાં આવ્યા પછી જે માર્ગમાં શૈવલિનીની શિબિકા ગઇ હતી તે માર્ગમાં તે પોતે પણ ચાલવા લાગ્યો. શીઘ્ર ગતિથી ચાલતાં શિબિકાને તેણે જો કે અલ્પ સમ-યમાં જ પકડી પાડી; તથાપિ નિકટમાં ન જતાં તે શિબિકા પોતાની દૃષ્ટિથી દૂર ન થાય તેટલા અંતરપર શિબિકાને લક્ષ્ય કરીને તેની પાછળ પાછળ ચાલ્યો. તે સિપાહી જાતિનો મુસલ્માન હતો અને તેનું નામ બકાઉલ્લાખાન હતું. ક્લાઇવ્ સાથે દેશી સૈનિકોની જે સેના સર્વથી પ્રથમ બંગાળામાં આવી હતી તે મદ્રાસ એટલે કે તૈલંગ દેશમાંથી આવેલી હોવાથી અંગ્રેજોના સર્વ સૈનિકો તે સમ-યમાં બંગાળામાં સર્વત્ર તેલિંગા નામથી જ ઓળખાતા હતા. પરંતુ એથી કાંઈ એમ માની લેવાનું નથી કે અંગ્રેજોના તે સમયના સર્વ સૈનિકો તેલિંગા જ હતા; કારણ કે, એ વેળાયે અનેક હિન્દુસ્તાની હિન્દુઓ તથા મુસલ્માનો પણ અંગ્રેજોની સેનામાં આવી ભરાયા હતા. બકાઉલ્લાખાન પણ હિન્દુસ્તાની મુસલ્માન હતો અને તે ગાજીપુર પાસેના કોઇ એક ગ્રામનો નિવાસી હતો.

અસ્તુ. બકાઉલ્લાખાન શિબિકાની સાથે ચાલતો કોઇના જોવામાં ન આવી શકે તેવી રીતે ઠેઠ પ્રતાપના આગાર પર્યન્ત આવી લાગ્યો અને ત્યાં શૈવલિનીને પ્રતાપના આગારમાં પ્રવેશ કરતી જોઇને આમિયેટ સાહેબની કોઠીમાં આવી પહોંચ્યો.

બકાઉલ્લાએ એ સ્થાનમાં આવીને જોયું તો કોઠીમાં મહા-કોલાહલ ઉપસ્થિત થયેલો તેના જોવામાં આવ્યો; કારણ કે, બજ-રામાં ઘટેલી ભયાનક ઘટનાનો સમસ્ત વૃત્તાન્ત આમિયેટ્ના કાને પહોંચી ગયો હતો અને તે વૃત્તાન્તને સાંભળીને આમિયેટે એ જ

રાત્રે બજરાપર આક્રમણ કરનારા બદમાશોનો જે કોઈ પણ પત્તો મેળવી આપે, તેને એક હજાર રૂપિયા ઇનામ તરીકે આપવાની ઇચ્છા દર્શાવી હતી અને એ વાર્તા કોઠીમાં આવતાં જ બકાઉલ્લાખાનના જાણવામાં આવી ગઈ. આ વાર્તા જાણવામાં આવ્યા પછી બકાઉલ્લા આમિયેટ્‌ને મળ્યો અને બજરામાં ઘટેલી ભયાનક ઘટનાનો ઇત્થંભૂત વાસ્તવિક વૃત્તાન્ત સંભળાવીને તેણે કહ્યું કે: "હું તે લુટારાનું નિવાસસ્થાન અત્યારે અને આ ક્ષણે જ આપને બતાવી દેવાને તૈયાર છું." આમિયેટ્ સાહેબનું મુખ પ્રફુલ્લ થતું દેખાવા લાગ્યું અને તેની વક્ર ભ્રૂકુટીએ સરળતાને ધારવાનો આરંભ કરી દીધો. આમિયેટે પોતાના ત્રણ ચાર સિપાહીઓ તથા એક નાયકને બકાઉલ્લાખાન સાથે જવાની આજ્ઞા આપી દીધી અને તે સાથે કઠોર સૂચના આપતાં જણાવ્યું કે: "તે બદમાશોને એકદમ પકડીને મારા સમક્ષ લઈ આવો." તેની એ કઠોર સૂચનાને સાંભળીને બકાઉલ્લાએ પ્રાર્થના કરી કે: "જો અત્યારે જ તેમને અહીં પકડી મંગાવવાની આપની તીવ્ર ઇચ્છા હોય, તો બે અંગ્રેજોને અમારી સાથે મોકલો; કારણ કે, પ્રતાપ રાય સાક્ષાત્ શયતાન હોવાથી આ દેશી સિપાહીઓ તેને પકડી શકે એ સર્વથા અસંભવનીય છે."

ગલ્સ્ટૉન્ તથા જૉન્સન્ નામક બે અંગ્રેજો આમિયેટ્‌ની આજ્ઞા અનુસાર શસ્ત્રાસ્ત્રસહિત બકાઉલ્લા સાથે જવાને તૈયાર થઈ ગયા. ત્યાંથી પ્રયાણ કરતી વેળાયે ગલ્સ્ટૉને બકાઉલ્લાને પૂછ્યું કે: "તું તે ઘરની અંદર કોઇ વાર ગયો છે ખરો કે?"

"નહિ." બકાઉલ્લાએ ઉત્તર આપ્યું.

ત્યાર પછી ગલ્સ્ટૉને જૉન્સનને સંબોધીને કહ્યું કે: "તો તમો મીણબત્તી તથા દીવાસળી આદિ સાધનોને પોતા સાથે લઇ લ્યો; કારણ કે, હિન્દુઓ બડા બખીલ હોવાથી કાંઈ અત્યારે આપણા-માટે દીવો બાળીને નહિ બેઠા હોય."

જૉન્સને ચાર પાંચ મીણબત્તીઓ તથા દીવાસળીની બે પેટી-

ઓને પોતાના ખીસામાં નાખી લીધી.

આવી રીતે સઘળી તૈયારી થઇ રહ્યા પછી તેમણે યુદ્ધયાત્રાના સમયની બ્રિટિશ સૈનિકોની ગંભીર તથા નિયમિત ગતિથી રાજમાર્ગમાં ચાલવાના વ્યવસાયનો આરંભ કરી દીધો. માર્ગમાં ચાલતાં કોઇએ પોતાના મુખથી એક શબ્દમાત્રનો પણ ઉચ્ચાર ન કર્યો. અગ્રભાગમાં ગલ્સ્ટૉન્ તના જૉન્સન્ એ બે અંગ્રેજો ચાલતા હતા અને તેમની પાછળ દેશી સિપાહીઓ, નાયક તથા બકાઉલ્લા ચાલ્યા જતા હતા. નગરમાંના પ્રહરીઓ માર્ગમાં તેમને જોઇને ભયભીત થઇ ગયા અને તેથી માર્ગમાંથી દૂર ખસીને એક બાજૂ ઊભા રહ્યા. ગલ્સ્ટૉન્ તથા જૉન્સન્ પોતાના દેશી સિપાહીઓ, નાયક તથા બકાઉલ્લા સહિત પ્રતાપના આગાર સમક્ષ આવી લાગ્યા અને ત્યાં આવતાં જ તેમણે દ્વારને ખખડાવવાના કાર્યને આરંભી દીધું. રામચરણ એ ખખડાટને સાંભળીને જાગી ઊઠ્યો અને દ્વારને ઊઘાડવામાટે દ્વાર પાસે આવી લાગ્યો.

રામચરણ એક અદ્વિતીય અનુચર કિંવા સેવક હતો; કારણ કે, ચરણ તથા શરીરને ચાંપવા તથા દાબવાની તેમ જ તૈલમર્દનની કળામાં તે અત્યંત નિષ્ણાત હતો; માત્ર એટલું જ નહિ, પણ વસ્ત્રચૂનન તથા સુગંધિત દ્રવ્યલેપનની કળામાં પણ તે એટલી સીમા પર્યન્ત અભિજ્ઞતા ધરાવતો હતો કે એ કળામાં તેની પ્રતિસ્પર્ધા કરી શકે તેવો કોઇ અન્ય સેવક ક્યાંય પણ મળી શકે તેમ હતું જ નહિ અને તે ઉપરાંત દીપકો તથા પર્યંકશય્યા અને એવી જ અન્યાન્ય વસ્તુઓને સ્વચ્છ તથા વ્યવસ્થિત રાખવી અને બજારમાંથી સારામાં સારી ચીજ ઓછામાં ઓછા મૂલ્યથી ખરીદી લાવવી એ તો વળી તેનું એકલાનું જ કામ હતું એટલે કે એ કાર્યમાં પણ કોઇથી તેની સમાનતા કરી શકાય તેમ ન હોતું. કિન્તુ આ સર્વ તેના સામાન્ય કિંવા સાધારણ ગુણો હતા; કારણ કે, લાઠીબાજીમાં રામચરણ મુર્શિદાબાદપ્રદેશમાં સર્વત્ર વિખ્યાત હતો અને તે એટલે

સુધી ઉસ્તાદ લાઠીબાજ હતો કે અનેક હિન્દુ તથા મુસલ્માનોને તેની લાઠીએ ધરાશાયી કરી દીધા હતા. એ જ પ્રમાણે બન્દૂકબાજીમાં રામચરણ કેટલી સીમા પર્યન્ત અચૂક નેમ તાકનારો તથા ક્ષિપ્રહસ્ત હતો એનો લેખ ગંગાના જળમાં ફૅાસ્ટર્ના શોણિતવડે લખાયલો હોવાથી તેની એ કુશળતાને સિદ્ધ કરવામાટે અન્ય પ્રમાણની આવશ્યકતા છે જ નહિ. પરંતુ એ સર્વ ગુણોથી પણ અધિકતર ઉપયોગી જે એક ગુણ રામચરણમાં હતો તે તેની અદ્વિતીય ધૂર્તતા હતી; કારણ કે, રામચરણ શૃગાલ સમાન ધૂર્ત હતો અને જેટલા પરિમાણમાં તે ધૂર્ત હતો તેટલા જ પરિમાણમાં તે એક પરમ-વિશ્વાસપાત્ર તથા સ્વામિભક્ત સેવક હતો, એ પણ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાનું છે.

અસ્તુઃ રામચરણ ઉપર જણાવ્યા પ્રમાણે દ્વારને ઊઘાડવા માટે આવતાં પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ "અત્યારે બારણાંને કોણ ખખડાવતું હશે વારૂ? કદાચિત્ ઠાકુર મહાશય હોય તો હોય. પરંતુ હમણાં જ અમો એક ભયાનક હત્યાકાંડ કરીને ઘેર આવેલા હોવાથી, અને સમય રાત્રિનો હોવાથી દ્વાર ખખડાવનાર કોણ છે એની ખાત્રી કરી લીધા વિના દ્વાર ખોલવું એ સારૂં નથી."

પોતાના મનમાં આવા પ્રકારનો નિશ્ચય કરીને રામચરણ દ્વાર પાસે આવ્યો અને તેણે આવતાં પોતાનાં ચરણોનો ધ્વનિ થવા દીધેલો ન હોવાથી તેના આગમનની ઘટના કોઇના જાણવામાં આવી શકી નહિ. ત્યાં દ્વાર પાસે કેટલાક સમય પર્યન્ત ઊભો રહીને બાહ્યભાગમાં આવેલા મનુષ્યોના વાર્તાલાપને તે સાંભળવા લાગ્યો. બાહ્યભાગમાં કોઇ બે મનુષ્યોનો એક વિકૃત ભાષામાં પરસ્પર ચાલી રહેલો મંદસ્વરાત્મક વાર્તાલાપ રામચરણના સાંભળવામાં આવ્યો અને તે વિકૃત ભાષાને તત્કાળ તેણે ઇંડિલ મિંડિલ ભાષા તરીકે ઓળખી લીધી; કારણ કે, અત્યારે જે ભાષાને લોકો અંગ્રેજી

કિંવા ઇંગ્લિશ ભાષાના નામથી ઓળખે છે તે ભાષાને રામચરણ ઇંડિલ મિંડલ ભાષાના નામથી ઓળખતો હતો. તેમના એ વાર્તાલાપને સાંભળીને તે મનોગત કહેવા લાગ્યો કે: "મારા દીકરા, જરા ઊભા રહો. દ્વાર ઉઘાડયા પૂર્વે મારી બન્દૂકને તો મારે મારા હાથમાં તૈયાર રાખવી જ પડશે. ઇંડિલ મિંડલમાં જે વિશ્વાસ રાખે તે તેમનો જ સાળો હોય!" માત્ર એટલું જ નહિ, પણ તેના મનમાં એવો વિચાર પણ આવ્યો કે: "એક જ બન્દૂકથી અત્યારે કામ પાર પડે એમ જણાતું નથી એટલે મારા અન્નદાતાને પણ હાથમાં બન્દૂક ઉપાડીને અહીં બોલાવી લેવાની આવશ્યક્તા અનિવાર્ય છે." આ પ્રમાણેના નિશ્ચયપર આવીને તે પ્રતાપને બોલાવવામાટે ત્યાંથી પાછો આગારના આભ્યંતર ભાગમાં ચાલતો થઇ ગયો.

બહુ સમય વીતવા છતાં કોઇએ દ્વાર ન ઉઘાડયું એટલે બાહ્યભાગમાં આવીને ઊભા રહેલા અંગ્રેજોના ધૈર્યનો અંત આવી ગયો અને તેથી જૉન્સને ગલ્સ્ટૉનને સંબોધીને કહ્યું કે: "તું દરવાજો ઊઘડવાની વાટ જોતો ઊભો શું રહ્યો છે? માર એક લાત અને પાડી દે દરવાજાને હેઠો; કારણ કે, હિન્દુસ્તાની દરવાજો વિલાયતી લાત આગળ પોતાનો ટકાવ કરી શકે તેમ છે જ નહિ."

જૉન્સનના આ ઉત્તેજનથી ઉત્તેજિત થઇને ગલ્સ્ટૉને દ્વારપર એક લાત લગાવી અને તેથી દ્વાર ખડખડ, છડછડ અને ઝનઝન કરવા લાગ્યું. રામચરણ દોડવા લાગ્યો અને એ ધ્વનિ પ્રતાપના સાંભળવામાં આવતાં તે પણ ઉપરિભાગમાંથી નીચે આવવામાટે નિઃસરણીપરથી ઊતરવા લાગ્યો. ગલ્સ્ટૉનની લાતથી દરવાજો ન તૂટયો એટલે પછી જૉન્સને દરવાજાને બળપૂર્વક લાત મારી અને તેની લાતનો આઘાત અસહ્ય થવાથી દરવાજો કડડડ ભૂસ થઇ ગયો એટલે કે તૂટીને નીચે પડી ગયો.

"આવી જ રીતે બ્રિટિશ પદાઘાતથી સમસ્ત ભારતવર્ષ તૂટી અથવા ખુંદાઇ જાય!" એવા શુભ ઉદ્ગારને કાઢીને તે ઉભય

અંગ્રેજોએ વિજય પૂર્વક આગારમાં પ્રવેશ કર્યો અને તેમની પાછળ તેમના સિપાહીઓ પણ આગારમાં ઘુસી ગયા.

નિઃસરણીપર રામચરણ સાથે પ્રતાપનો મેળાપ થઇ ગયો અને ત્યાં રામચરણે પ્રતાપને અત્યંત મંદ સ્વરથી કહ્યું કે: "આપ અંધકારમાં છુપાઇ જાઓ; કારણ કે, અંગ્રેજો આવી પહોંચ્યા છે; મને લાગે છે કે તેઓ આમવાતની કોઠીમાંથી જ આવેલા હોવા જોઇએ." રામચરણ આમિયેટ્‌નો ઉચ્ચાર આમવાત* જ કરતો હતો.

"તેમનાથી ભયભીત થવાનું શું કારણ છે વારુ ?" પ્રતાપે કહ્યું.

"કારણ કે, તેમની સંખ્યા આઠની છે." રામચરણે કહ્યું.

"પરંતુ જો હું પોતે અંધકારમાં છુપાઇ રહીશ, તો ગૃહમાં જે સ્ત્રીઓ છે તેમની-શી દશા થશે એનો તેં કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે ? જા અને મારી બન્દૂક લઇ આવ." પ્રતાપે જણાવ્યું.

---

* આમવાત શબ્દનો અર્થ 'એક પ્રકારનો રોગ' થાય છે. જેઓ પોતાની પ્રકૃતિથી વિરુદ્ધ આહાર વિહાર કરતાં હોય, જેમનો જઠરાગ્નિ મંદ હોય અને જેઓ કરવો જોઇએ તેટલો શ્રમ કિંવા વ્યાયામ ન કરતાં હોય તેવાં મનુષ્યોને આ રોગની બાધા થાય છે. આ રોગ અતિશય દુઃખદાયક તથા દારુણ છે; કારણ કે, આ રોગમાં સંધિવાયુ તથા અજીર્ણનાં મિશ્રિત લક્ષણો હોય છે. હાથ, પગ, ઘૂંટી, કેડ, ઘુંટણ અને સાથળના સાંધામાં વેદનાવાળો સોજો ચઢી આવે છે; જ્યાં જ્યાં આમ ફેલાયો હોય છે ત્યાં વીંછીના ડંખ જેવી વેદના થાય છે; જઠરાગ્નિ અત્યંત મંદ પડી જાય છે; મુખમાંથી ફીણવાળું પાણી છૂટે છે, અન્નપ્રતિ અરુચિ તથા અભાવ થઇ જાય છે, શરીર ભારી થયેલું દેખાય છે, સોજામાં બળત્રા થાય છે, પેશાબ વધારે થાય છે, શૂળ નીકળે છે, દિવસે ઊંઘ અને રાત્રે અનિદ્રા, તૃષા, ઉબકા કે ઉલ્ટી, ભ્રમણા, મૂર્ચ્છા, વક્ષશૂળ, બદ્ધકોષ્ઠ, જડતા તથા અપ્રસન્નતા આદિ આમવાતનાં મુખ્ય લક્ષણો છે. એ રોગ જો ત્રિદોષાત્મક હોય અને સમસ્ત શરીરમાં સોજો આવી ગયો હોય, તો સર્વથા અસાધ્ય તથા પ્રાણહારક થઇ પડે છે.

રામચરણુ જો અંગ્રેજોના સંબંધમાં અધિક અનુભવ ધરાવતો હોત, તો પ્રતાપને છુપાઇ જવાનો ઉપદેશ તે કદાપિ આપત નહિ. જે વેળાયે પ્રતાપ તથા રામચરણુનો પરસ્પર આ સંવાદ ચાલી રહ્યો હતો તે વેળાયે અચાનક ગૃહમાં પ્રકાશનો વિસ્તાર થઇ ગયો. જૉન્સને સળગતી મીણુબત્તી એક સિપાહીના હાથમાં આપી દીધી. મીણુ-બત્તીના પ્રકાશમાં અંગ્રેજોએ નિઃસરણીપર બે મનુષ્યોને ઊભેલા જોયા અને તેથી જૉન્સને બકાઉલ્લાને પૂછ્યું કેઃ "આ બે મનુષ્યો કોણુ છે વારૂ?"

બકાઉલ્લા તેમને બરાબર ઓળખી શક્યો નહિ; કારણુ કે, તેણે પ્રતાપ તથા રામચરણુને રાત્રિના ગાઢ અંધકારમાં જોયા હતા અને તેથી જો તે તેમને બરાબર ન ઓળખી શક્યો હોય, તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. પરંતુ તેના ભાંગી ગયેલા હાથમાં એ વેળાયે અસહ્ય પીડા થતી હોવાથી ગમે તેની પાસેથી એ વૈરનો બદલો લેવો જ જોઇએ એવા વિચારથી તેમને ન ઓળખવા છતાં પણુ બકાઉલ્લા બોલી ઊઠયો કેઃ "જી, સાહબ, આ બન્ને આપણે જેમને શોધીએ છીએ તે લુટારા જ છે."

બકાઉલ્લાના મુખમાંથી નીકળેલા આ શબ્દો સાંભળતાંની સાથે જ બન્ને અંગ્રેજો વાઘ પ્રમાણે છલાંગ મારીને નિઃસરણીપર જઇ ચઢયા અને સિપાહીઓ પણુ તેમની પાછળ આવી લાગ્યા. આવા પ્રકારની ભયાનક પરિસ્થિતિને જોઇને રામચરણુ ઊર્ધ્વશ્વાસથી પ્રતાપની બન્દૂક લાવવામાટે ઉપર ચઢી ગયો. જૉન્સને તેને ઉપર જતો જોયો, તેની તર્ફ પોતાની પિસ્તોલને તાકી અને તેમાંની ગોળીને છોડી દીધી. રામચરણુના પગમાં ગોળી લાગવાથી તે ઘવાયો અને તેનામાં ચાલવાની શક્તિ ન રહેવાથી તે ત્યાંનો ત્યાં જ બેસી ગયો.

પ્રતાપ એ વેળાયે શસ્ત્રાસ્ત્રહીન હતો અને પલાયન કરી જવાની પણુ તેની ઇચ્છા ન હોતી; કારણુ કે, પલાયનનો પ્રયત્ન કરતાં રામચર-

ણુની જે દશા થઇ હતી તે તેના જોવામાં આવી ગઇ હતી; એટલે પ્રતાપે અંગ્રેજોને શાંત ભાવથી પૂછ્યું કે: " તમો કોણ છો અને અત્યારે અહીં શા કારણથી આવ્યા છો ? "

" પરંતુ તું પોતે કોણ છે ? " જૉન્સને પ્રતાપના પ્રશ્નનું ઉત્તર ન આપતાં સામો પ્રશ્ન કર્યો.

" હું પ્રતાપ રાય છું. " પ્રતાપે ઉત્તર આપ્યું.

બકાઉલ્લાને ' પ્રતાપ ' નામનું વિસ્મરણ થઇ ગયું ન હોતું; કારણ કે, બજરામાં બન્દૂકને પોતાના હસ્તમાં ધારણ કરીને પ્રતાપ ગર્વ પૂર્વક બોલ્યો હતો કે: " સાંભળો, મારૂં નામ પ્રતાપરાય છે ! " અર્થાત્ ' પ્રતાપ ' નામ સાંભળતાં જ બકાઉલ્લા બૂમ પાડીને બોલ્યો કે: " જનાબ, લુટારાનો સરદાર આ પોતે જ. "

જૉન્સને પ્રતાપનો એક હાથ પકડી લીધો અને ગલ્સ્ટૉને તેનો બીજો હાથ ઝાલી રાખ્યો. ' હવે અત્યારે બળનો પ્રકાશ કરવો સર્વથા નિરર્થક છે; ' એમ ધારીને પ્રતાપે તેમના એ અત્યાચારને મૂક મુખથી સહન કરી લીધો. નાયકના હાથમાં હાથકડી તૈયાર હોવાથી તે હાથકડી તેણે પ્રતાપના હાથમાં પહેરાવી દીધી. ત્યાર પછી પડી ગયેલા રામચરણ પ્રતિ અંગુલીનિર્દેશ કરીને ગલ્સ્ટૉને જિજ્ઞાસા દર્શાવી કે: " આ બદમાશને તમો છોડી કેમ દ્યો છો વારૂ ? " તેના પ્રશ્નને સાંભળીને જૉન્સને પોતાના બે સિપાહીઓને રામચરણને પણ ચતુર્ભુજ કરીને સાથે લઇ લેવાનો હુકમ સંભળાવી દીધો અને તેથી સિપાહીઓ રામચરણને પણ ખેંચીને લઇ ગયા.

આ સમસ્ત ઘટનાના યોગે જે કોલાહલ થયો તેના પરિણામે શૈલની તથા કુલ્સમની નિદ્રાનો ભંગ થતાં તેઓ અત્યંત ભયભીત થઇ ગઇ હતી અને તેઓ પોતાના કક્ષના દ્વારને કિંચિદ્ ઉઘાડીને એ સર્વ ઘટનાને જોઇ રહી હતી; કારણ કે, તેમને જે કક્ષમાં રાખવામાં આવી હતી તે કક્ષ નિઃસરણીની પાસે જ હતો.

જે વેળાયે અંગ્રેજો પ્રતાપ તથા રામચરણને પકડીને નિઃસ-

રણીપરથી નીચે ઊતરતા હતા તે વેળાયે સિપાહીના હાથમાંની મીણબત્તીનો પ્રકાશ અચાનક કિંચિદ્ ઊઘડેલા દ્વારના માર્ગે દલનીનાં નીલમણિપ્રભ નેત્રો ઉપર જઇ પડ્યો. બકાઉલ્લા તે નેત્રોને જોતાં જ બોલી ઊઠ્યો કે: " આ અહીં રહ્યાં ફૉસ્ટર્ સાહેબનાં બીબી સાહબા ! "

" શું તારૂં આ કથન સત્ય છે ? તે ક્યાં છે ?" ગલ્સ્ટૉને પૂછ્યું.

બકાઉલ્લાએ નિઃસરણી પાસેના કક્ષને બતાવીને કહ્યું કે: " આ ઓરડામાં, સાહબ ! "

ગલ્સ્ટૉન્ તથા જૉન્સને તે ખંડમાં પ્રવેશ કર્યો અને ત્યાં દલની તથા કુલ્સમને જોઇને કહ્યું કે: " તમો અમારી સાથે આવો. "

દલની તથા કુલ્સમ અત્યંત ભયભીત તથા દિગ્મૂઢ થઇને તેમની આજ્ઞા અનુસાર તેમની સાથે સાથે ચાલવા લાગી.

હવે એ આગારમાં શૈવલિની એકલી જ રહી ગઇ. શૈવલિનીએ પણ એ સમસ્ત ઘટનાનું આદિથી અન્ત પર્યન્ત સંપૂર્ણ અવલોકન કર્યું હતું.

---

## અષ્ટમ પરિચ્છેદ

## પાપની વિચિત્ર ગતિ

" *He who seeks repentance for the past*
Should woo the angel Virtue in the future."

*Lytton.*

જેવી રીતે ઇસ્લામની દુહિતાઓ એટલે કે દલની તથા કુલ્સમ પોતાના શયનગૃહમાંથી એ સમસ્ત ઘટનાને જોઇ રહી હતી તેવી જ રીતે શૈવલિની પણ એ ભયાનક ઘટનાનું અવલોકન કરી રહી હતી. એ ત્રણે સ્ત્રીઓ હોવાથી સ્ત્રીજાતિના સ્વભાવ અનુસાર કિંવા સ્ત્રી-

જાતિના સુલભ કુતૂહલવડે પીડાતી તથા ભયભીત થતી હતી. ભયનો એ ધર્મ જ છે કે તે ભયાનક વસ્તુના દર્શનની પુનઃ પુનઃ કિંવા વારંવાર કામના કર્યા જ કરે છે. શૈવલિનીએ પણ ઉપર જણાવ્યા પ્રમાણે એ ઘટનાનું આદિથી અંત પર્યન્ત સંપૂર્ણ અવલોકન કરેલું હોવાથી જ્યારે સર્વ મનુષ્યો આગારમાંથી ચાલ્યાં ગયાં ત્યારે પછી સમસ્ત આગારમાં પોતાને એકાકિની અથવા એકલી જોઇને શૈવલિની પોતાની શય્યામાં બેસીને વિચારમાં નિમગ્ન થઇ ગઇ. વિચાર કરતી તે મનોગત કહેવા લાગી કેઃ—

"હવે મારે શું કરવું વારૂ ? હું એકલી છું, પણ એકલી હોવામાં ભય શો છે ? કારણ કે, મારા હૃદયમાં ભયને ઉત્પન્ન કરી શકે તેવી કોઇ વસ્તુ આ સમસ્ત પૃથ્વીતલમાં અસ્તિત્વ ધરાવતી જ નથી. અર્થાત્ આ સંસારમાં મૃત્યુ સમાન ભયાનક અન્ય કોઇ પણ વિપત્તિ છે જ નહિ અને જેના હૃદયમાં દિવસ તથા રાત્રિ કેવળ મૃત્યુ અને મૃત્યુની જ કામના રહ્યા કરતી હોય તેના હૃદયમાં અન્ય કોઇ પણ ભયાનક વસ્તુ શો ભય ઉપજાવી શકે તેમ હતું વારૂ ? આહ, મારૂં મૃત્યુ કેમ નથી થઇ જતું ? આત્મહત્યા જેવી અને જેટલી સુલભ મનાય છે તેવી અને તેટલી તે સુલભ છે ખરી કે ? મારો આટલા દિવસ જળમાં નિવાસ હોવા છતાં એક વાર પણ જળમાં ડૂબીને મરી જવાનો પ્રયત્ન મારાથી ન કરી શકાયો તે શામાટે ? અર્થાત્ રાત્રિના સમયમાં જ્યારે બજરામાં સર્વ મનુષ્યો નિદ્રાધીન થઇ જતાં હતાં તે વેળાયે ચોરી છુપીથી મારા કક્ષમાંથી નીકળીને જો હું ગંગાના પ્રવાહમાં કૂદી પડત, તો મને કોણ અટકાવી શકે તેમ હતું વારૂ ? કદાચિત્ મને કોઇ પકડી લેત અને આત્મહત્યા કરતી અટકાવી પણ દેત; કારણ કે, બજરામાં આખી રાત પહેરો રહેતો હતો; પરંતુ મેં પોતે એવો કોઇ ઉદ્યોગ કર્યો જ ન હોતો એ તો સર્વથા સત્ય છે. મારા હૃદયમાં મરી જવાની વાસના વસી રહી હતી, પરંતુ મરી જવાનો ઉદ્યોગ મારાથી કરી શકાયો ન હોતો; કારણ કે, તે સમયમાં

મારા હૃદયમાં કાંઈક આશા અવશિષ્ટ હતી અને જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં રંચમાત્ર પણ આશાનો નિવાસ હોય છે ત્યાં સુધી મનુષ્યથી મરી શકાતું જ નથી. કિન્તુ આજે શું છે ? આજનો દિવસ મારા મૃત્યુનો દિવસ હોય એમ મને જો કે સ્પષ્ટ દેખાય છે; તથાપિ શત્રુઓ પ્રતાપને પકડીને લઇ ગયેલા હોવાથી જ્યાં સુધી પ્રતાપનું પરિણામ મારા જાણવામાં નહિ આવે ત્યાં સુધી મારાથી મૃત્યુને આલિંગન આપી શકાય તેમ નથી. પરંતુ પ્રતાપનું પરિણામ જ્યાં સુધી મારા જાણવામાં ન આવે ત્યાં સુધી મારાથી મૃત્યુને આલિંગન નહિ જ આપી શકાય તેનું કાંઇ કારણ ? કારણ કે, પ્રતાપનું ગમે તે પરિણામ થાય તેની સાથે મારો હવે શો સંબંધ છે વારૂ ? પ્રતાપ મારો કોણ થાય છે ? કારણ કે, પ્રતાપની દૃષ્ટિમાં તો હું એક મહા પાપિષ્ઠા પ્રમદા હોવાથી તેની સાથે મારો શો સંબંધ અવશિષ્ટ રહ્યો છે ? શો સંબંધ છે તે જો કે હું નથી જાણતી; તથાપિ એટલું તો સત્ય છે કે તે આ શૈવલિની પતંગને પોતાપ્રતિ આકર્ષનારો પ્રજ્વલિત દીપક છે, તે મારામાટે આ સંસારકાનનમાં પ્રકટેલો દારુણ દાવાનળ છે, તે સાક્ષાત્ મારો અંતકાળ છે ! હું મારા ગૃહને ત્યાગીને એક મ્લેચ્છ સાથે શામાટે નીકળી આવી વારૂ ? અને ત્યાર પછી સુન્દરી જ્યારે મને લઈ જવામાટે મારી પાસે આવી હતી ત્યારે હું તેની સાથે પાછી ઘેર કેમ ન ગઇ ? ”

શૈવલિની પોતાના કપાલપર કરાઘાત કરીને એટલે કે કપાળ કૂટીને અશ્રુપાત કરવા લાગી. વેદગ્રામમાંનું પોતાનું ગૃહ તેના સ્મરણપટમાં તરી આવ્યું. ત્યાં પ્રાચીરના પાર્શ્વમાં તેણે પોતાના હસ્તથી જે કરવીર વૃક્ષ રોપ્યું હતું તે કરવીરની સર્વથી ઉચ્ચ શાખા પ્રાચીરની ઉચ્ચતાનો અતિક્રમ કરી, રક્તપુષ્પોને ધારણ કરી જાણે નીલ આકાશને આલિંગવાની આકાંક્ષા ધરાવતી હોયની ! તેવી દેખાતી હતી અને તેની ઉપર કોઇ વાર ભ્રમર તથા ક્ષુદ્ર પક્ષીઓ આવીને બેસતાં હતાં એ મનોહર દૃશ્યનું સ્મરણચિત્ર તેનાં નેત્રો સમક્ષ આવીને

ખડું થઇ ગયું. એ જ પ્રમાણે તુલસીવૃન્દાવન, તેની ચારે બાજૂની સ્વચ્છ તથા સુમાર્જિત ભૂમિ, ઘરમાં પાળેલી બિલાડી, પાંજરામાંનાં બોલતાં પક્ષીઓ અને ગૃહના પાર્શ્વમાં વિસ્તરેલી સ્વાદિષ્ટ ફલદાયિની આમ્રવૃક્ષરાજી એ સર્વ દૃશ્યો એક પછી એક તેના સ્મરણપટમાં ચિત્રિત થવા લાગ્યાં. નાનાવિધ સ્મૃતિયોની એક અનન્ત સૃષ્ટિ તેના મનશ્ચક્ષુ સમક્ષ આવીને વિદ્યમાન થવા લાગી. તે મનોગત કહેવા લાગી કે: " અગાસીમાં બેસીને હું સુંદર, સુનીલ તથા મેઘશૂન્ય આકાશનું નિત્ય કેવા આનન્દથી અવલોકન કરતી હતી! સુગંધમય તથા પ્રસ્ફુટિત ધવલ કુસુમોને સ્વચ્છ તથા જલસિક્ત કરીને મારા સ્વામી ચન્દ્રશેખરના પૂજાવિધિમાટે હું કેવા ભાવથી પુષ્પપાત્રમાં ભરી રાખતી હતી! ભીમા પુષ્કરિણીના તટમાં સંચરીને હું સ્નિગ્ધ, મન્દ તથા સુગંધમય સમીરનું કેટલા પ્રફુલ્લ હૃદયથી સેવન કરતી હતી! ભીમા પુષ્કરિણીના તીરપ્રાંતમાં કોકિલ પક્ષીઓ પોતાના મંજુલ ગાનથી મારા અંતઃકરણમાં કેવા અવર્ણનીય આનન્દને ઉપજાવતાં હતાં! અને ભીમાના ક્ષુદ્ર તરંગોમાં ઉદ્ભવતા સ્ફાટિક વિક્ષેપોને જોતાં મારા ચિત્તમાં કેવો ઉલ્લાસ થતો હતો!" શૈવલિનીએ એક નિઃશ્વાસ નાંખ્યો અને ત્યાર પછી પુનઃ તે આત્મગત કહેવા લાગી કે: " મારી એવી માન્યતા હતી કે ગૃહમાંથી બહિર્ગત થતાં મને પ્રતાપના દર્શનનો લાભ મળશે; મારી એવી ધારણા હતી કે કોઇ વાર હું પુરંદરપુરની કોઠીમાં પાછી જઇશ અને પ્રતાપનું નિવાસસ્થાન પુરંદરપુરના નિકટમાં હોવાથી કોઠીના વાતાયનમાં બેઠી બેઠી મારા કટાક્ષજાલને પ્રસારીને હું પ્રતાપ પક્ષીને અવશ્ય પકડી લઇશ; પલાયનનો પ્રસંગ મળતાં જ હું ફિરંગીને થાપ આપીને પલાયન કરી જઇશ અને પ્રતાપના પદતલમાં પડીને લેટી જઇશ! પરંતુ હું એક પિંજરવાસિની પક્ષિણી હોવાથી સંસારની વિલક્ષણ ગતિને લેશમાત્ર પણ જાણતી ન હોતી; મનુષ્ય જે મનોરથને નિર્માણ કરે છે તેને વિધાતા તોડી નાખે છે એ રહસ્ય મારા જાણવામાં આવી શક્યું ન હોતું અને તેથી

અંગ્રેજનું પિંજર તે લોહપિંજર છે એવી મારા મસ્તિકમાં કલ્પનામાત્ર પણ ન હોતી ઉદ્ભવી. અર્થાત્ એ લોહપિંજરને તોડી નાખવાનું સામર્થ્ય મારામાં ક્યાંથી હોઇ શકે વારુ ? ખરેખર મેં અકારણ આ કલંકને સ્વીકારી લીધો; કારણ કે, આ કલંકને સ્વીકારવાથી લાભ એ જ મળ્યો કે મારી જાતિનો કોઈ પણ કારણ વિના લોપ થયો અને મારા પારલૌકિક કલ્યાણનો માર્ગ મારા ગમનમાટે વિના કારણ સદાને માટે બંધ થઇ ગયો !" પાપિષ્ઠા શૈવલિનીના મનમાં એ વિચાર ન ઉદ્ભવ્યો કે પાપની નિરર્થકતા પણ શી તથા સાર્થકતા પણ શી હોય વારુ ? કિંબહુના પાપની નિરર્થકતા જ કલ્યાણકારિણી છે. કિન્તુ ભવિષ્યમાં એક દિવસે આ વિચાર તેના હૃદયમાં ઉદ્ભવતાં આ રહસ્યને તે નિર્વિવાદ જાણી શકશે અને આ રહસ્યને જાણતાં જ પોતાના પાપના પ્રાયશ્ચિત્તમાટે તે પોતાના અસ્થિ પર્યન્ત સમર્પવાને પણ પ્રસ્તુત થઈ જશે, એ સર્વથા અવશ્યંભાવિ છે. જો અમારા અંતઃકરણમાં આવી આશા ન હોત, તો અમો આ પાપચિત્રને અમારી લેખિનીદ્વારા આલેખવાનો પ્રયત્ન કદાપિ કરત જ નહિ. અસ્તુઃ પુનઃ તે મનોગત કહેવા લાગી કેઃ " પરલોક અને પારલૌકિક કલ્યાણ ? મારી એ બે વસ્તુઓને તો જે દિવસે પ્રતાપ પ્રથમ મારા જોવામાં આવ્યો હતો તે દિવસથી જ મેં ખોઈ દીધી છે અને તે જ દિવસે અન્તર્યામી પરમાત્માએ મારા કપાળમાં નરકવાસનો લેખ લખી નાખ્યો છે! આ જીવનમાં જ હું નરકવાસને ભોગવી રહી છું; કારણ કે, મારું મન નરકરૂપ થઇ ગયું છે ! જો એમ ન હોત, તો મને આવાં દારુણ દુઃખોની પ્રાપ્તિ શામાટે થાત વારુ ? જો મારું મન નરકરૂપ ન હોત, તો મારી દૃષ્ટિના વિષ સમાન ફિરંગીના સહવાસમાં મારાથી આટલો સમય વીતાડી શકાત ખરો કે ? મારા ભાગ્યની મંદતા એટલી તો ચરમ સીમાને પહોંચી ગઇ છે કે મારા પ્રેમ તથા કલ્યાણના પ્રત્યેક પદાર્થમાં મારો સંસર્ગ થતાંની સાથે જ પાવક પ્રજ્જ્વળી ઊઠે છે; અર્થાત્

અત્યારે પ્રતાપ પણ મારા કારણથી જ વિપત્તિમાં આવી પડયો છે, એમ સ્પષ્ટ દેખાઇ આવે છે. હાય, હું પોતે જ અત્યાર પૂર્વે કેમ ન મરી ગઇ !"

શૈવલિની પુનઃ રોવા લાગી અને કેટલાક સમય પર્યન્ત અશ્રુપાત કર્યા પછી તેણે પોતાનાં નેત્રોને લૂછી નાખ્યાં, ભૂને સંકોચી દીધી, અધરદંશનના વ્યવસાયને આરંભી દીધો અને તેથી ક્ષણમાત્રને માટે તેના પ્રફુલ્લરાજીવતુલ્ય મુખમંડળે કોપાયમાન સર્પના ચક્રની ભીખકાન્તિ શોભાને ધારણ કરી લીધી ! તે પુનઃ આત્મગત કહેવા લાગી કેઃ "હું મરી કેમ ન ગઇ વારૂ ? મારૂં મરણ આવશ્યક હોવા છતાં કેમ ન નીપજ્યું ?" આ પ્રશ્નો આત્મગત પૂછીને શૈવલિનીએ પોતાના કટિભાગમાંથી ચામડાની એક થેલીને બહાર ખેંચી લીધી અને તેમાં જે એક તીક્ષ્ણધાર છુરિકા હતી તે છુરિકાને પોતાના હસ્તમાં ધારણ કરી લીધી. ત્યારપછી તે છુરિકાની ધારાપરના કોષને દૂર કરીને તે પોતાના અંગુષ્ઠ દ્વારા તે છુરિકાની ધારા સાથે ક્રીડા કરવા લાગી. શસ્ત્ર સાથે ક્રીડા કરતી તે વળી પાછી આત્મગત બોલવા લાગી કેઃ "આ છુરિકાને મેં કારણ વિના જ મારી સાથે રાખી લીધી હતી કે શું ? આ છુરિકાને આટલા દિવસ વીતી જવા છતાં મારી છાતીમાં મેં શામાટે ન ખોસી દીધી વારૂ ? એટલામાટે કે મારા અંતઃકરણમાં એક આશા નામક ભ્રાંતિ વ્યાપેલી હતી. પરંતુ અત્યારે ?" આ પ્રશ્ન તેના મુખમાંથી નીકળતાં જ શૈવલિનીએ તે છુરિકાના અગ્રભાગને પોતાના હૃદયના ઉપરિભાગમાં સ્થાપી દીધો. છુરિકા કેટલાક સમય પર્યન્ત એ જ અવસ્થામાં અવિચલ રહી. શૈવલિની મનોગત બોલવા લાગીઃ "એક દિવસ આવી જ રીતે મેં આ છુરિકાને નિદ્રાધીન ફૉસ્ટરની છાતીપર ધરી રાખી હતી; પરંતુ મારાથી તેને મારી નાખવાનું સાહસ કરી શકાયું ન હોતું અને આજે આત્મહત્યાનું સાહસ પણ મારાથી નથી કરી શકાતું. આ છુરીના ભયથી દુષ્ટ તથા દુર્દમનીય અંગ્રેજ

પણ મારા સમક્ષ શાંત થઇ ગયો હતો; કારણ કે, 'જો હું શૈવલિ-નીના કમરામાં પ્રવેશ કરીશ, તો પોતાની છુરીથી કાં તો તે પોતે આત્મહત્યા કરી નાખશે અને કાં તો મને જ મારી નાખશે;' એ વાર્તા સારી રીતે તેના જાણવામાં આવી ગઇ હતી. અર્થાત્ આ શસ્ત્રના ભયથી દુર્દમનીય અંગ્રેજ વશ થઇ ગયો હતો, પરંતુ મારૂં આ દુરન્ત હૃદય આ શસ્ત્રના ભયથી વશ ન થયું તે ન જ થયું! ત્યારે શું હું આજે અને આ ક્ષણે જ મરી જાઉં? આજે તો હું મારા દેહને મૃત્યુનો હસ્તસ્પર્શ થવા નહિ દઉં; કારણ કે, જો હું મરવાની હઇશ, તો પણ વેદગ્રામમાં જઇને જ મરીશ. હું એક-વાર વેદગ્રામમાં જઇને સુન્દરીને કહીશ કે: "મારી જાતિને મેં જો કે ખોઇ દીધી છે તેમ જ મારા કુલમાં પણ મેં કલંક લગાડી દીધો છે; તથાપિ હું એક વિશિષ્ટ પાપના પંકથી અદ્યાપિ લિપ્ત થઇ નથી.' સુન્દરીને આ વાર્તા જણાવી દીધા પછી હું આનન્દથી મૃત્યુને સ્વીકારી લઇશ. પરંતુ તેમને, જેઓ મારા સ્વામી છે તે ભદ્ર પુરુષને મારે મારા મૃત્યુ પૂર્વે શું કહેવું વારૂ? તેમને શું કહ્યા પછી અથવા કાંઇ પણ કહ્યા વિના જ મૃત્યુને સ્વીકારવું, એનો અત્યારે જ મારાથી કશો પણ નિશ્ચય કરી શકાતો નથી. આ વિષયના વિચારને હૃદયમાં સ્થાન આપતાં જ શત સહસ્ત્ર વૃશ્ચિકો જાણે મારા હૃદયને ડંખતાં હોયની! તેમ જ મારી પ્રત્યેક શિરામાં જાણે ભયાનક અગ્નિ પ્રજળતો હોયની! એવા પ્રકારનો મને ભાસ થવા માંડે છે. તેમની સહધર્મિણી થવાની યોગ્યતા મારામાં ન હોવાથી જ મેં તેમને ત્યાગી દીધા છે એટલે એથી શું તેમના મનમાં કાંઇ પણ ક્લેશ કિંવા દુઃખજન્ય આઘાત થવાનો સંભવ છે ખરો કે? નહિ; કારણ કે, તેમનું જે કાંઇ છે તે તેમનાં પુસ્તકો જ છે અને મને તો તેઓ કશી વસ્તુ માનતા જ નથી; તો પછી મારા ગૃહત્યાગથી તેમના હૃદયમાં શોક શામાટે થાય વારૂ? ગૃહમાં મારી ઉપસ્થિતિથી તેમના શાસ્ત્રાવલોકન, મનન તથા જ્ઞાના-

ર્જનના માર્ગમાં નિરંતર બાધા થયા કરતી હતી અને પોતાના જ્ઞાનાર્જનના માર્ગમાં તેઓ મને વિઘ્નરૂપિણી કિંવા કંટકરૂપિણી જ માનતા હતા એટલે મારા ગૃહત્યાગથી તેમના જ્ઞાનાર્જનના માર્ગમાંના વિઘ્ન કિંવા કંટકનો લોપ થતાં પોતાના તે જ્ઞાનાર્જનના માર્ગને સર્વથા નિર્વિઘ્ન તથા નિષ્કંટક થયેલો જોઇને તેમના હૃદયમાં તો અવશ્ય એક પ્રકારના સર્વથા અનન્ય, અવર્ણનીય તથા બ્રહ્માનંદ સમાન આનન્દનો જ આવિર્ભાવ થયેલો હોવો જોઇએ, એવી મારી દૃઢ માન્યતા હોવા છતાં પણ કોણ જાણે શા કારણથી કિંવા કોઇ એક અજ્ઞેય આકર્ષણથી મારા મનમાં એવી તીવ્ર આકાંક્ષા રહ્યા કરે છે કે કોઇ આવે અને અત્યારે તેઓ કેવી સ્થિતિમાં છે તથા શું કરી રહ્યા છે ઇત્યાદિ તેમના સમાચાર મને તે સંભળાવે. તેમનામાં મારો પ્રેમ કદાપિ હતો પણ નહિ અને ભવિષ્યમાં હું મારા પ્રેમને તેમનામાં સ્થાપી શકું એ પણ સર્વથા અસંભવનીય છે; વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ જો તેમના હૃદયમાં મેં લેશમાત્ર પણ ક્લેશ ઉપજાવ્યો હશે તો તેના યોગે મારા પાપનો ભાર અવશ્ય વધી જશે, એ તો સર્વથા નિર્વિવાદ છે. વિશેષતઃ તેમને એક વાર્તા જણાવવામાટે મારૂં મન અતિશય અધીર થઇ રહ્યું છે અને તે વાર્તા એ છે કે, ફૉસ્ટર મરી ગયો છે. પરંતુ મારી આ વાર્તા સત્ય છે એવું પ્રમાણ કોણ આપશે અને સાક્ષી વિના મારી એ વાર્તાને કોઇ પણ સત્ય તરીકે સ્વીકારશે કે કેમ, એ શંકાસ્પદ નથી કે શું ?"

શૈવલિની શય્યાશાયિની થઇ ગઇ અને શય્યામાં પડયા પછી પણ આવા પ્રકારની ચિન્તામાં જ નિમગ્ન રહી. ઉષઃકાળમાં તેનાં નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ થયો અને નિદ્રિતાવસ્થામાં પણ તે નાનાવિધ અશુભ સ્વપ્નોનું અવલોકન કરવા લાગી. જે વેળાયે તેની નિદ્રાનો ભંગ થયો તે વેળાયે દિવસ ક્યારનોય ઊગી ગયેલો હોવાથી ઊઘાડી રખાયલી બારીમાંથી સૂર્યનો પ્રકાશ ગૃહમાં આવીને વિસ્તરી

ગયો હતો, અન્ય શબ્દોમાં કહીએ તો ઘરમાં તડકો આવી ગયો હતો. શૈવલિનીએ પોતાનાં નેત્રોને ઉઘાડયાં અને નેત્રોને ઉઘાડતાં જે એક અદ્દભુત દૃશ્ય તેના જોવામાં આવ્યું તે દૃસ્યને જોઇને તેના આશ્ચર્ય, ભય તથા દિગ્મૂઢત્વનો અવધિ જ થઇ ગયો; કારણ કે, તેનો પતિદેવ ચન્દ્રશેખર અત્યારે ગંભીર ભાવથી તેના સમક્ષ ઊભો હતો.



# ચન્દ્રશેખર

અથવા

## બંગાળાની ડગમગતી નવાબી

## તૃતીય ખણ્ડ

### પુણ્યનો સ્પર્શ

## પ્રથમ પરિચ્છેદ

## રમાનન્દ સ્વામી

" Don't say that there is no dignity higher than sovereignty,
Because there is nothing safer than the empire of darwish."
*Sadi* ( Bustan ).

મોંગીરમાંના એક મઠમાં એક પરમહંસે થોડા દિવસનેમાટે આવીને નિવાસ કર્યો હતો. તેમનું નામ રમાનન્દ સ્વામી હતું. જે બ્રહ્મચારીના દર્શનનો લાભ અમારાં પાઠકો તથા પાઠિકાઓને અતઃપૂર્વ મળી ચૂકયો છે તે બ્રહ્મચારી અત્યારે રમાનન્દ સ્વામી સાથે વિનીત ભાવથી કાંઇક વાર્તાલાપ કરી રહ્યો હતો. રમાનન્દ સ્વામીને બહુધા સર્વ જનો એક સિદ્ધ પુરુષ માનતા હતા. તેઓ એક અદ્વિતીય જ્ઞાની પુરુષ હતા એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય હતો જ નહિ. લોકમાન્યતા એવી હતી કે ભારતવર્ષના સમસ્ત લુપ્તપ્રાય દર્શનવિજ્ઞાનના તેઓ સંપૂર્ણ જ્ઞાતા હતા. તેઓ અત્યારે પૂર્વકથિત બ્રહ્મચારીને ઉપદેશ આપી રહ્યા હતા કે: " સાંભળ, વત્સ ચન્દ્રશેખર, જે સર્વ વિદ્યાઓનું તેં ઉપાર્જન કર્યું છે તે સર્વ વિદ્યાઓનો સાવધાન રહીને પ્રયોગ કરજે અને સંતાપને કદાપિ પોતાના હૃદયમાં સ્થાન આપીશ નહિ; કારણ કે, દુઃખ નામક કોઇ સ્વતંત્ર પદાર્થ અસ્તિત્વ ધરાવતો જ નથી. અર્થાત્ જ્ઞાનીની દૃષ્ટિમાં સુખ તથા દુઃખ સમાન કિંવા એક જ પદાર્થ છે; કારણ કે, જો એ ઉભય પદાર્થોને એક બીજાથી ભિન્ન તથા સ્વતંત્ર માનવામાં આવે, તો એ પ્રભેદના પરિણામે જે મનુષ્યો પુણ્યાત્મા તથા સુખી મનુષ્યો તરીકે વિખ્યાત છે તેઓ ચિરદુઃખી મનુષ્યો તરીકે જ આપણા જોવામાં આવશે. "

આવા પ્રકારના ઉપદેશામૃતનું પાન કરાવીને રમાનન્દ સ્વામીએ યયાતિ, હરિશ્ચન્દ્ર તથા દશરથ આદિ પ્રાચીન રાજાઓના

જીવનપ્રસંગોને સંક્ષેપમાં ચર્ચ્યા તેમ જ શ્રી રામચન્દ્ર, યુધિષ્ઠિર તથા નળ આદિ આદર્શ પુરુષોનો પણ કિંચિદ્ ઉલ્લેખ કરીને દૃષ્ટાન્ત પૂર્વક દર્શાવી દીધું કે એ સર્વ સાર્વભૌમ તથા મહાપુણ્યાત્મા રાજાઓ પણ ચિરદુઃખી તથા અલ્પ સુખી હતા. ત્યાર પછી પરમહંસે વશિષ્ઠ તથા વિશ્વામિત્ર આદિ મહાપ્રચંડ તપસ્વી તથા ઋષિવર્યોના ઉલ્લેખથી સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું કે તેઓ પણ દુઃખી જ હતા. ઋષિ-ઓનાં ઉદાહરણોને વર્ણવ્યા પછી તેમણે દાનવોના દારુણ અત્યાચા-રોથી પીડાયલા તથા અભિશાપથી દગ્ધ થયેલા ઇન્દ્ર આદિ દેવોનો ઉલ્લેખ કરીને દેવોને પણ દુઃખી પ્રમાણિત કરી દેખાડ્યા અને અંતે પોતાની મનોમોહિની તથા દૈવી વાણીથી અનન્ત તથા અપરિજ્ઞેય વિધાતૃહૃદયનું અનુસંધાન કરીને એ વાર્તાને પણ સિદ્ધ કરી બતાવી કે: " જે વિધાતાને સર્વજ્ઞ માનવામાં આવે છે તે સર્વજ્ઞ વિધાતા પણ આ અનન્તદુઃખમય સંસારમાં અનાદ્યનન્તકાળ અનન્ત દુઃખરાશિઓને પોતાના હૃદયમાં અનુભવતો હોવો જોઇએ; કારણ કે, જે દયામય છે તેના હૃદયમાં આ સંસારમાંનાં દુઃખોના અનુ-ભવથી દુઃખનો આઘાત ન થાય, એ કદાપિ સંભવનીય છે ખરૂં કે? જો એ સંભવનીય હોય, તો પછી તેને દયામય કેવી રીતે કહી શકાય વારૂ ? અર્થાત્ દુઃખ સાથે દયાનો શાશ્વત સંબંધ હોવાથી જો દુઃખનો અભાવ હોય, તો દયાનો ભાવ ક્યાં રહે વારૂ ? સારાંશ કે, જે દયામય હોય તે અનન્ત સંસારનાં અનન્ત દુઃખોવડે અનન્ત કાલ પર્યન્ત દુઃખી હોવો જ જોઇએ અને જો તે દુઃખી ન હોય, તો તેને દયામય માની શકાય તેમ છે જ નહિ. અહીં કદાચિત્ એવી શંકા ઉપસ્થિત કરી શકાય તેમ છે કે પરમાત્મા નિર્વિકાર હોવાથી તેમાં દુઃખ કેવી રીતે સંભવે વારૂ ? તો એનું ઉત્તર એ છે કે જે નિર્વિકાર હોય તે સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારની સ્પૃહાથી સર્વથા શૂન્ય હોવાથી તેને સ્રષ્ટા તથા વિધાતા તરીકે સ્વીકારી શકાય તેમ છે જ નહિ. અર્થાત્ જો આ સૃષ્ટિનો કોઈ પણ સ્રષ્ટા

તથા વિધાતા હોય, તો તે નિર્વિકાર હોય એ સર્વથા અશક્ય તથા અસંભવનીય છે, એટલે કે, તે નિર્વિકાર નહિ, પણ દુઃખમય જ હોવો જોઇએ. પરંતુ આ કલ્પના પણ યથાર્થ નથી; કારણ કે, પરમાત્મા નિત્યાનન્દ છે અને તેથી દુઃખ જેવો કોઇ સ્વતંત્ર પદાર્થ છે જ નહિ, એ જ અંતે નિર્વિવાદ સિદ્ધ થાય છે."

રમાનન્દ સ્વામી બે ચાર ક્ષણ મૌનનું અવલંબન કરીને વિચારમગ્ન અવસ્થામાં બેસી રહ્યા અને ત્યારપછી પુનઃ કહેવા લાગ્યા કે: "દુઃખ જેવો કોઇ સ્વતંત્ર પદાર્થ ન હોવા છતાં પણ જો આપણે વાદાર્થ દુઃખના અસ્તિત્વને સ્વીકારી લઇએ, તો એ પ્રશ્ન સ્વાભાવિક જ ઉપસ્થિત થાય છે કે એ સર્વવ્યાપક દુઃખના નિવારણનો કોઇ ઉપાય પણ છે ખરો કે નહિ? અને એ પ્રશ્નનું જે ઉત્તર છે તે એ જ કે એ સર્વવ્યાપક દુઃખના નિવારણનો કોઇ ઉપાય છે જ નહિ; તથાપિ જો સર્વ મનુષ્યો અન્ય મનુષ્યોના દુઃખને નિવારવાના કાર્યમાં નિરંતર નિમગ્ન રહ્યા કરે, તો એ દુઃખનું પણ અવશ્ય નિવારણ થઇ શકે તેમ છે. વિધાતા પોતે અહોરાત્ર પોતાની રચેલી સૃષ્ટિના દુઃખને નિવારવાના કાર્યમાં નિયુક્ત રહ્યા કરે છે એ તો તું જાણે જ છે; કારણ કે, સંસારના દુઃખનું નિવારણ થવાથી ઈશ્વરના પોતાના દુઃખનું પણ નિવારણ થઈ જાય છે. દેવો મનુષ્યોનાં દુઃખોને નિવારવાના વ્યવસાયમાં પ્રવૃત્ત રહ્યા કરે છે તેનું કારણ એ છે કે મનુષ્યો તથા અન્ય જીવોના સુખમાં જ દેવોના પોતાના સુખનો પણ સમાવેશ થયલો છે; અર્થાત્ ઇન્દ્રિયવિકાર આદિ વિકારોથી રહિત દેવોનું જો કોઇ પણ સુખ હોય તો તે એ જ છે; એ સુખ વિના તેમના માટે અન્ય કોઇ સુખ છે જ નહિ." એ પછી ઋષિજનોની લોકહિતૈષિતા તથા ભીષ્મ આદિ વીર યોદ્ધાઓની પરોપકારિતાનું રમાનન્દ સ્વામીએ ઓજસ્વિની વાણીથી વર્ણન કરીને સિદ્ધ કરી બતાવ્યું કે: જેઓ પરોપકારી પુરુષો છે તેઓ જ માત્ર સુખી છે; પરોપકારી પુરુષો વિના અન્ય કોઇ પણ

મનુષ્ય સુખી છે જ નહિ· આ સિદ્ધાન્તને દર્શાવ્યા પછી રમાનન્દ સ્વામીએ શતમુખથી પરોપકારધર્મના ગુણકીર્તનનો આરંભ કરી દીધો. અર્થાત્ ધર્મશાસ્ત્ર, વેદ, પુરાણ તથા ઈતિહાસ આદિનું મંથન કરીને પોતાના પક્ષને સિદ્ધ કરનારાં અસંખ્ય અખંડનીય પ્રમાણો આપીને, શબ્દસાગરનું મંથન કરી શતાવધિ મહાર્થ તથા શ્રવણ-મનોહર વાક્યપરંપરાનું કુસુમમાલાવત્ ગુંથન કરીને તેમ જ સાહિત્યભાંડારને લૂટી સારવતી, રસપૂર્ણા તથા સદલંકારવિશિષ્ટ કવિતાના નિચયને વિકીર્ણ કરી પોતાના અપરિમેય તથા અદ્વિતીય જ્ઞાનને તેઓ શાંતિયુક્ત ગંભીરતાથી ચન્દ્રશેખર સમક્ષ વિસ્તારવા લાગ્યા; અને એ સર્વથી વિશેષ જ્યારે તેમણે પોતાના અકૃત્રિમ ધર્માનુરાગની મોહમયી તથા પ્રતિભાન્વિતા છાયાને ત્યાં વિસ્તારી દીધી તે વેળાયે તો ચન્દ્રશેખર આશ્ચર્યથી સર્વથા સ્તંભિત જ થઇ ગયો. રમાનન્દ સ્વામીના સુકંઠસરોવરમાંથી નીકળતાં ઉચ્ચારણકૌશલ-યુક્ત તે અપૂર્વ વાક્યકમલો ચન્દ્રશેખરનાં શ્રવણોમાં તૂર્યનાદવત્ ધ્વનિત થવા લાગ્યાં. તે વાક્યકમલો કોઇ વાર મેઘગર્જના પ્રમાણે ગંભીર શબ્દવડે શબ્દાયમાન થતાં હતાં અને કોઇ વાર વીણાના ઝંકાર પ્રમાણે અત્યંત મધુરતમ ભાસતાં હતાં. બ્રહ્મચારી સર્વથા મુગ્ધ તથા આશ્ચર્યચકિત થઈ ગયો. બ્રહ્મચારીને પોતાનો દેહ કંટકિત થતો દેખાવા લાગ્યો અને તેથી તેણે તે પોતે જ્યાં બેઠો હતો ત્યાંથી ઊઠીને રમાનન્દ સ્વામીની ચરણરેણુકાને પોતાના મસ્તકપર ધારણ કરી લીધી અને ત્યાર પછી સદ્ગદિત સ્વરથી કહ્યું કે: " ગુરુદેવ, આજે હું આપના આ ગુરુમંત્રથી દીક્ષિત થઇ ચૂક્યો ! " રમાનન્દ સ્વામીએ ચન્દ્રશેખરને પોતાના દૃઢ આલિંગનપાશમાં બદ્ધ કરી લીધો.



## દ્વિતીય પરિચ્છેદ
## નૂતન પરિચય

"But what is a woman? only one of
Nature's agreeable blunders."

*Mrs. Cowley.*

બ્રહ્મચારીએ દલનીનું લખેલું જે પત્ર નબ્બાબને પહોંચાડવા-માટે મુન્શી રામગોવિન્દ રાયને આપ્યું હતું તે પત્ર યથાસમય નબ્બાબના હસ્તમાં પહોંચી ગયું અને તે પત્રના વાંચનથી દલની ક્યાં હતી એ વાર્તા નબ્બાબના જાણવામાં આવી ગઇ. એ વાર્તાને જાણ્યા પછી તરત જ દલની તથા કુલ્સૂમને લઇ આવવામાટે નબ્બાબે પ્રતાપના આગારમાં એક શિબિકા મોકલી દીધી.

એ વેળાયે પ્રભાતકાળ વીતી ગયો હતો અને પ્રતાપના આગા-રમાં શૈવલિની વિના અન્ય કોઇ પણ વ્યક્તિ ન હોવાથી નબ્બાબના અનુચરોએ તેને જ બેગમ માની લીધી. અનુચરોએ તેને કહ્યું કે: "બેગમ સાહબા, ચાલો અમારી સાથે શિબિકામાં બેસીને કિલ્લામાં." તેમના આ કથનથી શૈવલિની જાણી ગઇ કે: "મારે અહીંથી દુર્ગમાં જવું પડશે;" અને એ વાર્તા જાણવામાં આવતાં જ તેના મનમાં અકસ્માત્ એક દુર્ભાવવાનો આવિર્ભાવ થયો. કવિજનો જે આશાની પ્રશંસામાં મુગ્ધ થઇ જાય છે અને જે આશાની પ્રશંસા કરતા ધરાતા જ નથી તે આશા આ સંસારમાંનાં અનેક સુખોનું કારણ છે એ જો કે સત્ય છે; પરંતુ એ જ પ્રમાણે સર્વ દુઃખોનું મૂળ પણ આશા જ છે. અર્થાત્ આ સંસારમાં જેટલાં પાપ-કર્મો થાય છે તે સર્વ પાપકર્મો લાભની આશાથી જ કરવામાં આવે છે. માત્ર સત્કર્મો જ કોઇ પણ પ્રકારની આશાથી કરવામાં આવતાં નથી અને તેટલામાટે જેઓ સ્વર્ગપ્રાપ્તિની આશાવડે પ્રેરાઇને

સત્કર્મ કરે છે તેમનાં તે સત્કર્મોને યથાર્થ સત્કર્મો કહી શકાય તેમ નથી. અર્થાત્ આશાથી મુગ્ધા થયેલી શૈવલિની કોઇ પણ પ્રકારનો વિરોધ કિંવા નિષેધ ન દર્શાવતાં અનુચરોની પ્રાર્થનાને સ્વીકારીને તત્કાળ શિબિકામાં બેસી ગઇ. ખાજાસરા શૈવલિનીને દુર્ગમાં લાવીને અંતઃપુરમાં નવ્વાબ સમક્ષ લઇ ગયો. નવ્વાબે તેને જોતાં જ જાણી લીધું કે તે દલની ન હોતી અને તેની સાથે એ રહસ્યને પણ જાણી લીધું કે દલની પણ એ રૂપસુન્દરી યુવતી સમાન આશ્ચર્યકારિણી રૂપ-સુન્દરી ન હોતી; માત્ર એટલું જ નહિ, પણ એવી લોકવિમોહિની અન્ય કોઈ પણ લલના તેના અંતઃપુરમાં હતી જ નહિ એ વસ્તુસ્થિતિ પણ નવ્વાબથી અજ્ઞાત ન રહી.

નવ્વાબે ગંભીરતાથી શૈવલિનીને પૂછ્યું કે: “ તું કોણ છે ? ”

“ હું એક બ્રાહ્મણકન્યા છું. ” શૈવલિનીએ ઉત્તર આપ્યું.

“ તું અહીં શામાટે આવી છે ? ” નવ્વાબે જિજ્ઞાસા દર્શાવી.

“ મને આપના અનુચરો આ સ્થાનમાં લઇ આવ્યા છે. ” શૈવલિનીએ ઉત્તર આપ્યું.

“ તેઓ તને બેગમ ધારીને અહીં લઇ આવ્યા છે; પરંતુ બેગમ પોતે અહીં ન આવી તેનું શું કારણ છે વારૂ ? ” નવ્વાબે બેગમના ન આવવાનું કારણ પૂછ્યું.

“ કારણ કે, બેગમ સાહબા ત્યાં છે જ નહિ. ” શૈવલિનીએ બેગમના ન આવવાનું કારણ દર્શાવ્યું.

“ બેગમ ત્યાં નથી તો તે ક્યાં છે વારૂ ? ” નવ્વાબે આ પ્રશ્ન અધિક આતુરતાથી પૂછ્યો.

ગલ્સ્ટૉન્ તથા જૉન્સન દલની તથા કુલ્સમને પ્રતાપના આગારમાંથી લઇ ગયા હતા તે ઘટના શૈવલિનીએ જો કે પોતાનાં નેત્રોથી જોઇ હતી; પરંતુ તે ઉભય સ્ત્રીઓ કોણ હતી એ તે જાણતી ન હોતી અને તેથી તેણે તો તેમને પરિચારિકા કિંવા નર્તકી જ માની લીધી હતી; કિન્તુ જ્યારે નવ્વાબના અનુચરોએ તેને એમ જણાવ્યું કે:

"નવ્વાબની બેગમ પ્રતાપના આગારમાં હતી" અને ત્યાર પછી તેઓ તેને પોતાને જ બેગમ માનીને કિલ્લામાં લઇ આવ્યા ત્યારે જ શૈવલિનીના જાણવામાં આવ્યું કે અંગ્રેજો જેને પકડીને લઈ ગયા હતા તે નવ્વાબની બેગમ હતી. આ સમસ્ત રહસ્ય જાણવામાં આવતાં શૈવલિની એક પ્રકારની ચિન્તામાં નિમગ્ન થઇ ગઈ અને તેથી નવ્વાબના અંતિમ પ્રશ્નનું તેણે તત્કાળ ઉત્તર ન આપ્યું.

શૈવલિનીને આવી રીતે નિરુત્તર જોઇને નવ્વાબે જિજ્ઞાસા દર્શાવી કે: "તેં બેગમને જોઇ'તી ખરી કે કેમ?"

"જી હા, મેં તેમને જોયાં'તાં." શૈવલિનીએ કહ્યું.

"બેગમને તેં ક્યાં જોઇ'તી?" નવ્વાબે અધીરતાથી પૂછ્યું.

"જ્યાં અમોએ અમારી ગઇ રાત વીતાડી હતી ત્યાં." શૈવલિનીએ સંદિગ્ધ ઉત્તર આપ્યું.

"ત્યાં એટલે ક્યાં? પ્રતાપ રાયના આગારમાં જ કે નહિ?" નવ્વાબે ગંભીર સ્વરથી આ પ્રશ્ન ઉચ્ચાર્યો.

"જી હા, સરકાર!" શૈવલિનીએ જણાવ્યું.

"ઠીક; પરંતુ ત્યાંથી બેગમ ક્યાં ચાલી ગઇ છે એ તું જાણે છે ખરી કે?" નવ્વાબે ઉત્કંઠાથી પૂછ્યું.

"બે અંગ્રેજો તેમને ઉપાડીને બળાત્કારે ક્યાંક લઇ ગયા છે." શૈવલિનીએ કંપિત કંઠસ્વરથી આ ઉત્તર આપ્યું.

"તેં શું કહ્યું?" નવ્વાબે કોપાયમાન થઇને પૂછ્યું.

"એ જ કે બે અંગ્રેજો તેમને ઉપાડીને બળાત્કારે ક્યાંક લઈ ગયા છે, નામદાર!" શૈવલિનીએ પોતાના તે જ ઉત્તરનો દ્વિતીય વાર ઉચ્ચાર કર્યો.

શૈવલિનીના એ ઉત્તરને સાંભળીને નવ્વાબે મૌનનું અવલંબન કરી લીધું અને તે અધરદંશન કરતો પોતાની દાઢીના વાળોને ખેંચવા લાગ્યો. કેટલાક સમય પછી તેણે પોતાના એક અનુચરને ગુરગનખાનને બોલાવવામાટેની આજ્ઞા સંભળાવી દીધી. અનુચરના જવા

પછી નવ્વાબે શૈવલિનીને પૂછ્યું કેઃ-

"અંગ્રેજો બેગમને શામાટે બળાત્કારે ઉપાડીને લઇ ગયા એ તું જાણે છે ખરી કે ?"

"જી, નહિ." શૈવલિનીએ સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"તે વેળાયે પ્રતાપ પોતે ક્યાં હતો વારૂ ?" નવ્વાબે પૂછ્

"તેમને પણ અંગ્રેજો બેગમ સાહબા સાથે જ પકડીને લ ગયા છે." શૈવલિનીએ જણાવ્યું.

"જે વેળાયે આ ઘટના ઘટી તે વેળાયે આગારમાં અન્ય કો મનુષ્ય હતું ખરૂં કે ?" નવ્વાબે સમસ્ત વૃત્તાન્તને જાણી લેવા આશયથી પોતાની પ્રશ્નપરંપરાને આગળ લંબાવી.

"એક અનુચર હતો; પણ અંગ્રેજો તેને પણ પકડીને લ ગયા છે." શૈવલિનીએ ઉત્તર આપ્યું.

"અંગ્રેજો તે સર્વને પકડીને શામાટે લઇ ગયા છે એ તારાથ કહી શકાય તેમ છે ખરૂં કે ?" નવ્વાબે પૂછ્યું.

અત્યાર સુધી શૈવલિની જે કાંઇ બોલી હતી તે સર્વથા સ જ બોલી હતી; પરંતુ હવે તેણે અસત્યવાદનો આરંભ કરી નવ્વાબના એ અંતિમ પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું કે: "જી, નહિ, સર કાર ! મારાથી એ કહી શકાય તેમ નથી; કારણ કે, હું એના કાર ણને જાણતી જ નથી."

"પ્રતાપ કોણ છે અને તે ક્યાંનો નિવાસી છે ? નવ્વાબે પૂછ્યું.

શૈવલિનીએ નવ્વાબના એ પ્રશ્નના ઉત્તર તરીકે પ્રતાપનો નવ્વાબને યથાર્થ પરિચય કરાવી દીધો.

તેના મુખથી પ્રતાપનો વૃત્તાન્ત સાંભળી લઈને નવ્વાબે ગંભી રતાથી પૂછ્યું કે: "પ્રતાપ અહીં મોંગીરમાં શામાટે આવ્યો હતો ?"

"આપ નામદારના દરબારમાંના કોઈ આવશ્યકીય કાર્ય માટે." શૈવલિનીએ દ્વિતીય અસત્ય ઉત્તર આપ્યુ.

"પ્રતાપ તારો કોણ થાય છે વારૂ?" નબ્વાબે પૂછ્યું.

"તેઓ મારા પ્રાણેશ્વર પતિ છે." શૈવલિનીએ આ ઉત્તરથી અસત્યવાદની સીમા કરી બતાવી.

"તારૂં નામ શું છે ?" નબ્વાબે પૂછ્યું.

"મારૂં નામ રૂપસી." શૈવલિનીએ પોતાનું અસત્ય નામ દર્શાવ્યું.

શૈવલિનીએ આ સર્વ ઉત્તરો તત્કાળ તથા કોઇ પણ પ્રકારના ભય વિના જ આપ્યાં હતાં; કારણ કે, એ પાપિષ્ઠા પોતાના આ ઉદ્દેશની સિદ્ધિમાટે જ નબ્વાબ મીર કાસિમના મહાલયમાં આવી હતી.

નબ્વાબે તેનાં આ સર્વ ઉત્તરોને શાંતિ પૂર્વક સાંભળી લીધા પછી શાંત ભાવથી કહ્યું કે: "બહુ સારૂં; તો હવે તું પાછી પોતાને ઘેર ચાલી જા."

"મારૂં ઘર છે જ ક્યાં કે જ્યાં મારાથી જઇ શકાય ?" શૈવલિનીએ આ શબ્દોથી પોતાની નિરાધાર અવસ્થાનો નબ્વાબને પરિચય કરાવ્યો.

નબ્વાબે એક અથવા બે ક્ષણ જેટલો સમય વિચારમાં વીતાડ્યો અને ત્યાર પછી પૂછ્યું કે: "ત્યારે તારી હવે ક્યાં જવાની ઇચ્છા છે વારૂ ?"

"મારા સ્વામી પાસે; અર્થાત્ જ્યાં મારા પતિદેવ હોય ત્યાં." શૈવલિની અત્યંત આર્જવ તથા સદ્ગદિત સ્વરથી કહેવા લાગી: "અર્થાત્ કૃપા કરીને આપ નામદાર મને મારા પતિદેવ પાસે મોકલી આપો. આપ રાજા હોવાથી હું આપ નામદાર પાસેથી એટલી જ સહાયતા માગું છું કે મારા સ્વામીને અંગ્રેજો પકડીને લઇ ગયા છે એટલે કાં તો મારા સ્વામીને આપ શત્રુઓના પંજામાંથી મુક્ત કરાવી આપો અને કાં તો મને પોતાને તેમની પાસે મોકલી આપો. જો આપ શ્રીમાન્ મારી આ પ્રાર્થનાની અવજ્ઞા કરીને આ બેમાંનો એક ઉપાય નહિ કરો, તો હું આ સ્થાનમાં અત્યારે અને આ ક્ષણે જ આપ સમક્ષ આત્મહત્યા કરીને મરી જઇશ; કારણ કે, એટલામાટે

જ હું સાહસ કરીને અત્યારે આપના રાજમહાલયમાં આવેલી છું."

એ ક્ષણે જ અનુચરે આવીને સેનાપતિ ગુરગનખાનના આગમનના સમાચાર નવ્વાબને સંભળાવ્યા અને તેથી નવ્વાબે શૈવલિનીને આશ્વાસક ભાવથી કહ્યું કે: "વારુ ત્યારે તું અહીં જ બેસજે; હું હમણાં જ પાછો આવું છું."

નવ્વાબ આવી રીતે શૈવલિનીને આશ્વાસન આપીને અન્ય કક્ષમાં ચાલ્યો ગયો.

## તૃતીય પરિચ્છેદ

### નવીન મિત્ર

"What mighty ills have not been done by woman
Who was't betrayed the Capital? a woman!
Who lost Mark Antony the world? a woman!
Who was the cause of a long ten years' war,
And laid at last old Troy in ashes? woman!
Destructive, damnable, deceitful woman."

*Otway.*

નવ્વાબે ગુરગનખાનને કેટલાક અન્ય આવશ્યકીય રાજનૈતિક પ્રશ્નો પૂછ્યા પછી યુદ્ધ વિષયક પોતાના અભિપ્રાયને દર્શાવતાં કહ્યું કે: "હવે તો અંગ્રેજો સાથે યુદ્ધ આરંભી દેવું એ જ મને આપણા-માટે અધિક શ્રેયસ્કર જણાય છે. આમિયેટ્ મારો જાની દુશ્મન હોવાથી તેના સંબંધમાં મારો એવો અભિપ્રાય છે કે અંગ્રેજો સાથેના આ વિગ્રહનો આરંભ થવા પૂર્વે જ આમિયેટ્ને પકડી લેવો અને અટકાવી રાખવો; કારણ કે, નહિ તો તે વળી કોઈ નવીન ઉપદ્રવને ઉપસ્થિત કરી દેશે. તમારો પોતાનો અભિપ્રાય શો છે તે હવે દર્શાવો."

" હું તો આપ જ્યારે ફર્માવો ત્યારે યુદ્ધ કરવાને તૈયાર જ છું;" ગુરગનખાન પોતાના અભિપ્રાયને દર્શાવતો કહેવા લાગ્યો: " પરંતુ દૂતને કયદ કરીને અટકાવી રાખવો એ મારી માન્યતા અનુસાર યોગ્ય કાર્ય નથી; કારણ કે, દૂતપર કોઇ પણ પ્રકારનો અત્યાચાર કરવો એ રાજનીતિથી વિરુદ્ધ હોવાથી જો આપણે એ આમિયેટ્ એટલે કે અંગ્રેજોના દૂત સાથે કોઇ પણ પ્રકારનો અયોગ્ય વ્યવહાર કરીશું, તો તેથી લોકો આપણને વિશ્વાસઘાતક કહીને આપણી અવશ્ય નિન્દા કરશે; માત્ર એટલું જ નહિ, પણ—"

" આમિયેટ્ ગઇ કાલે રાત્રિના સમયમાં મારી આ રાજધાનીમાંના એક ભદ્ર પુરુષના આગારપર આક્રમણ કરીને તે ભદ્ર પુરુષને પકડીને લઇ ગયો છે. અર્થાત્ જે મનુષ્ય મારા રાજ્યમાં રહીને આવા પ્રકારના ભયાનક અપરાધો કરતો હોય તે મનુષ્યને તે દૂત હોવાથી તેના અપરાધોની યોગ્ય શિક્ષા ન આપવી એ કદાપિ યોગ્ય કહી શકાય તેમ છે ખરું કે?" નવ્વાબે ગુરગનખાનને વચ્ચે જ બોલતો અટકાવીને આમિયેટ્ના એક નવીન તથા અક્ષમ્ય અપરાધનો પરિચય કરાવ્યો.

" જો આમિયેટે આવા પ્રકારનો અપરાધ કર્યો હોય, તો તો એ અપરાધની તેને યોગ્ય શિક્ષા અવશ્ય મળવી જ જોઇએ. પરંતુ મારે તેને કેવા પ્રકારે પકડવો, તે કૃપા કરીને જણાવશો?" ગુરગનખાને નવ્વાબના મત સાથે સંમત થઇને પૂછ્યું.

" અત્યારે અને આ ક્ષણે જ તેના નિવાસસ્થાન પ્રતિ સિપાહીઓને તોપો સહિત રવાના કરી દો અને તેને તેના સમસ્ત દલ સહિત પકડીને અહીં લઇ આવો." નવ્વાબે આમિયેટ્ને પકડવાનો પ્રકાર દર્શાવતાં તિરસ્કારવ્યંજક સ્વરથી આ શબ્દો ઉચ્ચાર્યા.

" પરંતુ અત્યારે તેઓ નગરમાં નથી; કારણ કે, મધ્યાન્હ સમયે તેઓ આ નગરને ત્યાગીને ચાલ્યા ગયા છે." ગુરગનખાને નિરાશાવર્ધક સમાચાર શાંત ભાવથી સંભળાવ્યા.

"આ શું! તેઓ મારી આજ્ઞા લીધા વિના જ નગરમાંથી ચાલ્યા ગયા?" નવ્વાબે આશ્ચર્યચકિત થઈને પૂછ્યું.

"આપની આજ્ઞા લેવામાટે તેઓ હે નામક એક અંગ્રેજને અહીં રાખી ગયા છે." ગુરગનખાને કહ્યું.

"પરંતુ આવી રીતે મારી અનુમતિ વિના જ અચાનક પલાયન કરી જવાનું કાંઇ કારણ? આ તેમના હસ્તથી થયેલું આપણું સ્પષ્ટ અપમાન છે અને આપણું આ અપમાન તેમણે બુદ્ધિ પૂર્વક જ કર્યું છે." નવ્વાબ મીર કાસિમ આ શબ્દોને ઉચ્ચારતાં કોપથી લાલ પીળો થઇ ગયો.

"ગઇ કાલે રાત્રિના સમયમાં તેમની જે નૌકામાં શસ્ત્રાસ્ત્રો ભરેલાં છે તે નૌકાના અંગ્રેજ રક્ષકની કોઇએ હત્યા કરી નાખી છે અને આમિયેટ્નું કહેવું એમ છે કે તે અંગ્રેજની હત્યા આપણા મનુષ્યોએ કરેલી છે. આ કારણથી જ તે, પોતાનું જીવન આ સ્થાનમાં તેને અનિશ્ચિત ભાસવાથી, કોપાયમાન થઇને અહીંથી ચાલ્યો ગયો છે." ગુરગનખાને નવ્વાબ જે ઘટનાથી સર્વથા અજ્ઞ હતો તે ઘટનાથી નવ્વાબને વિજ્ઞ કર્યો.

"પરંતુ તે અંગ્રેજની હત્યા કોણે કરી છે એ તમારા જાણવામાં આવ્યું છે ખરૂં કે?" નવ્વાબે જિજ્ઞાસા દર્શાવી.

"પ્રતાપ રાય નામક એક પુરુષે તે અંગ્રેજની હત્યા કરી છે એવા સમાચાર મારા સાંભળવામાં આવ્યા છે." ગુરગનખાને કહ્યું.

"પ્રતાપરાયે આ એક અત્યંત યોગ્ય તથા પ્રશંસનીય કાર્ય કર્યું છે અને તેથી જ્યારે પણ પ્રતાપ રાય મને મળશે ત્યારે હું તેની આ રાજસેવાના બદલામાં તેને ખિલઅતથી જ નવાજીશ. પરંતુ પ્રતાપરાય અત્યારે ક્યાં છે વારૂ?" નવ્વાબે પ્રતાપ રાય પ્રતિ પોતાની પ્રસન્નતા દર્શાવીને તેના સમાચાર ઉત્કંઠાથી પૂછ્યા.

"પ્રતાપ રાય તથા તેના ગૃહનાં અન્ય સર્વ મનુષ્યોને અંગ્રેજો પકડીને લઇ ગયા છે; પરંતુ તે સર્વને અંગ્રેજોએ પોતાની સાથે જ

લીધા છે કે અજીમાબાદ મોકલી દીધા છે એ નિશ્ચય પૂર્વક મારા જાણવા કે સાંભળવામાં આવ્યું નથી." ગુરગનખાને ઉત્તર આપ્યું.

"આ સર્વ સમાચાર તમોએ અત્યાર પૂર્વે જ યથાસમય મારી પાસે આવીને મને કેમ ન સંભળાવ્યા વારૂ?" નવ્વાબે વક્ર દૃષ્ટિથી ગુરગનખાનને આ પ્રશ્ન પૂછ્યો.

"કારણ કે, મેં પોતે પણ આ સમાચાર અત્યારે જ સાંભળ્યા છે." ગુરગનખાને ઉત્તર આપ્યું.

પરંતુ ગુરગનખાનનો આ સર્વથા અસત્ય વાદ હતો; કારણ કે, એ સમસ્ત ઘટનાઓનો તે આદિથી અંત પર્યન્ત સમસ્ત વૃત્તાન્ત જાણતો હતો. તેની અનુમતિ વિના આમિયેટ્‌થી મોંગીરને ત્યાગીને કદાપિ અન્યત્ર જઇ શકાય તેમ હતું જ નહિ અને આમિયેટ્‌ને ત્યાંથી ચાલ્યા જવાની અનુમતિ આપવામાં તેના બે ઉદ્દેશો સમાયલા હતા. અર્થાત્ 'હલની મોંગીરથી દૂર કોઇ બાહ્ય પ્રદેશમાં હોય તો વધારે સારું,' એ તેનો પ્રથમ ઉદ્દેશ હતો અને 'જો આમિયેટ્ હસ્તમાં હશે તો ભવિષ્યમાં કોઈ વાર તે ઉપયોગી થઇ પડશે' એ તેનો દ્વિતીય ઉદ્દેશ હતો.

અસ્તુઃ નવ્વાબે તત્કાળ ગુરગનખાનને વિદાય કરી દીધો અને તે જ્યારે ચાલતો થયો તે વેળાયે નવ્વાબે તેને વક્ર દૃષ્ટિથી જોયો. નવ્વાબની તે વક્ર દૃષ્ટિમાંથી એવો અર્થ નિષ્પન્ન થતો હતો કેઃ "જ્યાં સુધી યુદ્ધની સમાપ્તિ નહિ થાય, ત્યાં સુધી તો હું તને કાંઈ પણ કહેવાનો નથી; કારણ કે, યુદ્ધના સમયમાં તું મારા પ્રધાન અસ્રરૂપ છે. પરંતુ યુદ્ધની સમાપ્તિ થઇ જવા પછી હલની બેગમના ઋણનું હું તારા શોણિતથી જ પરિશોધન કરીશ!"

ગુરગનખાનના જવા પછી નવ્વાબે પોતાના અનુચર દ્વારા મીર મુન્શીને પોતા પાસે બોલાવીને કહ્યું કેઃ "તમો મુર્શિદાબા-

દના અધિકારી મહમ્મદ શફી* ખાંના નામે એક એવા આશયનું આજ્ઞાપત્ર લખીને રવાના કરી દો કે જે વેળાયે આમિયેટ્‌ની નૌકા મુર્શિદાબાદ પાસે આવી લાગે તે વેળાયે આમિયેટ્‌ને તેના દલ સહિત કયદ કરી લેજો અને તેઓ અહીંથી જે પુરુષો તથા સ્ત્રીઓને પકડીને લઇ ગયા છે તે સર્વ બંદિજનોને બંધનમુક્ત કરીને એક પળમાત્રના પણ વિલંબ વિના અહીં હુજૂર સમક્ષ મોકલી દેજો. આજ્ઞાપત્રમાં એ સૂચના આપવાનું પણ ભૂલશો નહિ કે આ કાર્ય યથાશક્ય સ્પષ્ટ ભાવથી યુદ્ધ કર્યા વિના કળા કૌશલ્યથી જ સિદ્ધ થઇ જાય, તો વધારે સારૂં. અર્થાત્ જો કળથી કાર્ય સિદ્ધ થતું હોય, તો બળનો પ્રયોગ ન કરશો. આ આજ્ઞાપત્ર સ્થલમાર્ગથી કાસિદ માર્ફત મોકલજો એટલે તે આમિયેટ્‌ની નૌકાથી પૂર્વે જ ત્યાં પહોંચી જશે. ”

ત્યારપછી નવ્વાબે અંતઃપુરમાં આવીને શૈવલિનીને પોતા પાસે બોલાવી કહ્યું કેઃ “ અત્યારે જ તારા સ્વામીને અંગ્રેજોના બંધનમાંથી મારાથી મુક્ત કરી શકાય તેમ નથી; કારણ કે, અંગ્રેજો તેને સાથે લઇને કલકત્તાની દિશામાં પ્રયાણ કરી ગયા છે. મેં મુર્શિ-દાબાદમાંના મારા અધિકારીને એવી આજ્ઞા મોકલી આપી છે કેઃ ‘તે અંગ્રેજોને પકડી લેજો’ એટલે અંગ્રેજો મુર્શિદાબાદમાં અવશ્ય પકડાઇ જશે. તું હવે અત્યારે..............”

પરંતુ નવ્વાબ પોતાના એ વાક્યની સમાપ્ત કરે તે પૂર્વે જ શૈવલિની તેના આશયને જાણી લઇને હસ્તદ્વય જોડીને કહેવા લાગી કેઃ “ મને આશા છે કે આપ શ્રીમાન્ મારી વાચાળતાની મને ક્ષમા આપશો; કારણ કે, સ્ત્રીઓ જ્યારે બોલવા બેસે છે ત્યારે તેમને કેવળ બોલવા વિના અન્ય કોઇ પણ વિષયનો વિચાર હોતો જ

* બાબૂ બંકિમચન્દ્રના મૂલ પુસ્તકમાં આ નામ મહમ્મદ તકી ખાન છે; પરંતુ એક વિશિષ્ટ કારણથી એ નામનું પરિવર્તન કરવામાં આવ્યું છે અને તે કારણ ઉપોદ્‌ઘાતમાં વિસ્તાર પૂર્વક દર્શાવાયલું છે. અનુવાદક

નથી. અસ્તુઃ ત્યારે હું એમ પૂછવા માગું છું કે અહીંથી સૈનિકોને મોકલીને તે અંગ્રેજોને પકડી શકાય તેમ નથી જ કે શું ? ”

“ અલ્પસંખ્ય સૈનિકોથી અંગ્રેજોને પકડી શકાય તેમ નથી અને જો સૈનિકોને વધારે સંખ્યામાં મોકલવામાં આવે, તો તેમાટે એક મોટી નૌકાની આવશ્યકતા અનિવાર્ય છે. અર્થાત્ એ સર્વ પ્રબંધ કરવામાં આવે, ત્યાં સુધી તો અંગ્રેજો મુર્શિદાબાદ પહોંચી જાય એ સર્વથા નિર્વિવાદ છે; માત્ર એટલું જ નહિ, પણ અહીંથી મોકલાયલા સૈનિકોને જોવાથી યુદ્ધના પ્રસંગને ઉપસ્થિત થયેલો ધારીને જો અંગ્રેજો પોતાનાં બંદિજનોને મારી નાખે, તો તે પણ સર્વથા સંભવનીય છે અને તેથી જ અહીંથી સૈનિકોને મોકલવાનું મેં યોગ્ય નથી ધાર્યુંઃ અર્થાત્ મુર્શિદાબાદમાંના મારા રાજકર્મચારીઓ ચતુર અને બુદ્ધિમાન્ હોવાથી તેઓ ધૂર્તતાથી જ તે અંગ્રેજોને પકડી લેશે અને આપણું કાર્ય સિદ્ધ થઇ જશે. ” નબ્વાબે તત્કાળ મોંગીરમાંથી જ અંગ્રેજોને પકડવામાટે સૈનિકોને ન મોકલવાનાં ઉચિત કારણો શાંત ભાવથી દર્શાવ્યાં.

શૈવલિનીએ તેના પોતાના મનોહર મુખમંડળે નબ્વાબના હૃદયમાં જે અનુકૂળ પરિણામ નિપજાવ્યું હતું તેના ભેદને જાણી લીધો અને તેથી તે મનોગત કહેવા લાગી કેઃ “ નબ્વાબે મારા આ મહામનોહર મુખમંડળને જોઇને મારી સમસ્ત કથાને શ્રદ્ધા પૂર્વક સત્ય માની લીધી છે અને તેથી જ તે મારા પ્રતિ આટલી સીમા પર્યન્ત દયા તથા અનુકંપા દર્શાવી રહ્યો છે; કારણ કે, જો એમ ન હોય, તો અહીંથી સૈનિકોને ન મોકલવાનાં કારણો તે આટલા વિસ્તારથી મને શામાટે દર્શાવે વારૂ ? ” આવી માન્યતાથી શૈવલિનીના સાહસની વૃદ્ધિ થતાં તે પુનઃ હસ્તદ્વય જોડીને પ્રાર્થનાના સ્વરૂપમાં કહેવા લાગી કે. “ હું મારા સાહસ તથા અવિનયની પુનઃ ક્ષમા માગીને આપ શ્રીમાન્નાં ચરણોમાં પ્રાર્થના કરૂં છું કે આ અનાથા અબળાપર જ્યારે આપ શ્રીમાને આટલી

સીમા પર્યન્ત દયા કરી છે, તો એક અન્ય ભિક્ષા આપવાની પણ ઉદારતા દર્શાવો. મારા પતિદેવ એક અનન્ય વીરપુરુષ હોવાથી તેમનો ઉદ્ધાર સહજ ઉપાયથી થઇ શકે તેમ છે. જો તે વેળાયે તેમના હસ્તમાં કોઈ શસ્ત્ર કિંવા અસ્ત્ર હોત તો અંગ્રેજો તેમને પકડીને કદાપિ લઇ જઇ શકત નહિ, એવો મારો દૃઢ વિશ્વાસ છે; માત્ર એટલું જ નહિ, પણ અત્યારે પણ જો તેમના હસ્તમાં એક શસ્ત્ર કિંવા અસ્ત્ર હોય, તો અંગ્રેજોથી એક પળમાત્રને માટે પણ તેમને પોતાના બંધનમાં રાખી શકાય તેમ નથી અને તેટલામાટે આપ શ્રીમાન્‌નાં ચરણોમાં મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે જો કોઇ મનુષ્ય તેમને એકાદ બંદૂક કોઇ પણ પ્રકારે આપી આવે, તો તેઓ પોતાની મુક્તિને પોતે જ મેળવી લેશે; માત્ર એટલું જ નહિ, પણ અન્ય બંદિજનોને પણ નિમેષમાત્રમાં જ મુક્ત કરી દેશે. ”

શૈવલિનીના આ ભાષણને સાંભળીને નવ્વાબ પ્રથમ તો હસ્યો અને ત્યારપછી તેણે કહ્યું કેઃ “ તું અદ્યાપિ એક બાલિકા હોવાથી અંગ્રેજોને તેમના યથાર્થ સ્વરૂપમાં ઓળખતી નથી અને તેથી જ તારા મુખમાંથી આવા બાલિશ ઉદ્‌ગારો નીકળી રહ્યા છે. અંગ્રેજોની નૌકામાં જઇને તારા પતિ પ્રતાપ રાયને બંદૂક આપી આવવાનું સાહસ કોનાથી કરી શકાય તેમ છે વારૂ ? પોતાના પ્રાણોને જાણી જોઇને મૃત્યુના મુખમાં સમર્પવાને તૈયાર થાય એવો મૂર્ખ તે કોણ હોય વારૂ ? ”

શૈવલિનીએ પોતાના મુખને અવનત કરીને અસ્ફુટ સ્વરથી કહ્યું કેઃ “જો આપ શ્રીમાન્‌ની આજ્ઞા હોય અને જો મને એક નૌકા આપવામાં આવે, તો હું પોતે જ મારા પતિના હસ્તમાં બંદૂક સમર્પી આવવાને તૈયાર છું. ”

નવ્વાબ એના ઉત્તરમાં અતિશય હસ્યો અને કાંઇ પણ ન બોલ્યો. નવ્વાબના એ હાસ્યને જોઇને શૈવલિની ભ્રૂને સંકોચીને ગંભીરતાથી કહેવા લાગી કેઃ “ ગરીબપરવર, જો આ કાર્ય મારા

હસ્તથી સિદ્ધ નહિ થાય, તો હું મૃત્યુના મુખમાં મારા પોતાના પ્રાણોની આહુતિ આપી દઇશ અને મારા મૃત્યુથી કોઇની કશી પણ ક્ષતિ કિંવા હાનિ થવાની નથી; અને જો મારા હસ્તથી આ કાર્ય સિદ્ધ થઈ જશે તો તેથી મારા કાર્યની સિદ્ધિ સાથે આપ શ્રીમાન્‌ના કાર્યની પણ સિદ્ધિ થઇ જશે એટલે મારી આ પ્રાર્થના કોઇ પણ પ્રકારે ઉપેક્ષણીય નથી એ વિચારાંતે આપ શ્રીમાન્‌ના જાણવામાં પણ આવી શકે તેમ છે. "

શૈવલિનીના કુંચિત ભ્રૂવિલસિત મુખમંડળના નિરીક્ષણથી નવ્વાબનો એવો દૃઢ નિશ્ચય થઈ ગયો કે: " આ સ્ત્રી અન્ય સ્ત્રીઓ સમાન સામાન્ય સ્ત્રી નથી ! " અને તે સાથે તેના મનમાં એવો વિચાર પણ આવ્યો કે: " એ મરવાની હોય, તો ભલે મરી જતી; કારણ કે, એના મરણથી મારી કશી પણ હાનિ થવાની નથી. અર્થાત્ જો એના હસ્તથી આ કાર્ય સિદ્ધ થઇ જાય, તો તેથી લાભ જ થવાનો છે અને નહિ તો પછી મુર્શિદાબાદમાં મહમ્મદ શરી ખાનના હસ્તથી તો કાર્યસિદ્ધિ અવશ્ય થવાની જ છે. " આવી ધારણાથી નવ્વાબે શૈવલિનીને કહ્યું કે: " તું એકલી જ જઇશ કે કેમ ? "

" હું ગમે તેવી પણ એક અબળા હોવાથી મારાથી એકાકિની અવસ્થામાં જઈ શકાય તેમ નથી અને તેથી આપ શ્રીમાને જ્યારે આટલી દયા દર્શાવી છે તો એટલી અધિક દયા દર્શાવો કે જેથી એક દાસી તથા એક રક્ષક અહીંથી મારી સાથે આવવાને તૈયાર થઇ જાય. " શૈવલિનીએ કહ્યું.

નવ્વાબે કેટલોક સમય વિચારમાં વીતાડ્યા પછી મસીરુદ્દીન નામક પોતાના એક વિશ્વાસપાત્ર, બલિષ્ઠ તથા સાહસી ખાજાસરાને પોતા સમક્ષ બોલાવ્યો અને ખાજાસરા કોર્નિશ કરીને નવ્વાબ સમક્ષ આવીને ઊભો રહ્યો એટલે નવ્વાબ તેને સંબોધીને કહેવા લાગ્યો કે: " એક હિન્દુ દાસી અથવા બાંદીને લઇને તું આ બાનૂ સાથે જવાને તૈયાર થા. આ બાનૂ જે શસ્ત્રાસ્ત્ર લેવાનું કહે

તે પણ તું લઇ લેજે. અહીંના એ કાર્યની સમાપ્તિ કરીને તું નૌકાના દારોગા પાસે જઇને તેની પાસેથી એક દ્રુતગામિની લઘુ નૌકા લઇ લેજે અને તેમાં બેસી તમો ત્રણે જણ નૌકાને મુર્શિદાબાદની દિશામાં હંકારી જજો. આ કાર્યમાં ક્ષણમાત્રનો પણ વિલંબ થવો ન જોઇએ એ તારે લક્ષમાં રાખવાનું છે. "

" મારે અન્ય શું કાર્ય કરવાનું છે, બન્દાપરવર ? " ખ્વાજાસરા મસીરુદ્દીને વિવેકથી પૂછ્યું.

" આ બાનૂ જે કાંઇ પણ કહે તે જ કાર્ય તારે કરવાનું છે. તું પોતે અને બાંદી બન્ને બેગમ પ્રમાણે આ બાનૂના માનને જાળવજો અને જો દલની બેગમ મળી જાય, તો તેને પણ સાથે લેતાં આવજો. " નવ્વાબે ઉત્તર આપ્યું.

ત્યારપછી શૈવલિની તથા ખ્વાજાસરા બન્ને નવ્વાબનું યથારીતિ અભિવાદન કરીને ત્યાંથી જવાને તૈયાર થઇ ગયાં. અર્થાત્ ખ્વાજાસરાએ જેવી રીતે નવ્વાબને નમન કર્યું તેવી જ રીતે તેના નમનને જોઇને શૈવલિનીએ પણ ભૂમિ પર્યન્ત નમી, ભૂમિને હસ્ત સ્પર્શ કરીને નવ્વાબને નમન કર્યું અને તેના એ નમનને જોઇને નવ્વાબ હસવા લાગ્યો.

શૈવલિનીને ત્યાંથી ગમન કરી જવામાટે તૈયાર થયેલી જોઇને નવ્વાબે તેને આશ્વાસક ભાવથી કહ્યું કેઃ " બીબી, જ્યારે પણ તને વિપત્તિના સમયમાં મારા સમક્ષ આવવાની આવશ્યકતા જણાય ત્યારે કોઇ પણ પ્રકારના સંકોચ વિના આ મીર કાસિમ સમક્ષ આવજે અને મારા આ શબ્દોને નિરંતર સ્મરણમાં રાખજે કે નવ્વાબ મીર કાસિમ તારી વિપત્તિમાં તારો સહાયક થવાને નિરંતર કટિબદ્ધ છે. "

શૈવલિનીએ નવ્વાબને પુનઃ નમન કર્યું અને ત્યાર પછી તે આત્મગત કહેવા લાગી કેઃ " નવ્વાબ સાહબ, હું અવશ્ય પાછી આપ સમક્ષ આવીશ; અને તે વેળાયે રૂપસીને મારી સાથે લાવીને પ્રતા-

પની પત્ની થવાનો અધિકાર કોનો છે, રૂપસીનો કે મારો ? એ વિવાદનો હું આપના શ્રીમુખથી જ યથાર્થ નિર્ણય કરાવીશ !"

ખાજાસરા મસીરુદ્દીને એક હિન્દુ દાસીને પણ સાથે લઇ લીધી અને નૌકાને પણ મેળવી લીધી. શૈવલિનીની આજ્ઞા અનુસાર તેણે બંદૂકો, બંદૂકમાં નાખવાની ગોળીઓ, દારૂ એટલે કે બારૂદ, પિસ્તોલ, તલ્વાર તથા છુરી ઇત્યાદિ યુદ્ધસામગ્રી પણ એકત્ર કરી લીધી અને ત્યાર પછી 'એ સર્વ યુદ્ધસામગ્રીનો શો ઉપયોગ કરવાનો છે ?' એ પ્રશ્ન શૈવલિનીને પૂછવાનું સાહસ ન કરી શકવાથી તે મનોગત એટલું જ બોલ્યો કે: "આ તો બીજી ચાંદ સુલ્તાના* જ દેખાય છે ને શું !"

તે રાત્રે જ તેઓ નૌકામાં આરોહણ કરીને મુર્શિદાબાદની દિશામાં જલપ્રવાસ કરવા લાગ્યાં.



* ચાંદ સુલ્તાના ચાંદ બીબીના નામથી પણ ઇતિહાસમાં પ્રખ્યાત છે. ચાંદ સુલ્તાના અહમદનગરના સુલ્તાન હુસેન નિઝામી શાહની પુત્રી તથા બીજાપુરના અલી આદિલ શાહની વિધવા બેગમ હતી. એ ચાંદ સુલ્તાના એક વીર રમણી તરીકે વિશ્વવિખ્યાત છે; કારણ કે, જ્યારે ઈ.સ. ૧૫૯૫ માં મુગલ સમ્રાટ્ અકબરની સેનાએ અહમદનગર-પર આક્રમણ કર્યું હતું તે વેળાયે ચાંદ બીબીએ પોતાના અપૂર્વ વીરત્વનો શત્રુઓને રણભૂમિમાં સાક્ષાત્કાર કરાવ્યો હતો; ચાંદ બીબી પોતાના શરીરપર કવચ-બખ્તર-ને ધારણ કરી, પોતાના મુખપર નકાબ નાખી લઇ અને પોતાના હસ્તમાં નગ્ન અસિને ધારી નિર્ભયતાથી રણભૂમિમાં આવીને રણચંડીના સ્વરૂપમાં ઊભી રહી હતી; રણમાં વીરતાથી ઝૂંઝી હતી અને અંતે સંગ્રામક્ષેત્રમાં શત્રુઓને સંહારતી જ વીરગતિને પ્રાપ્ત થઇ હતી. ધન્ય છે એવી દેવીતુલ્ય વીરા રમણીઓની સ્વાતંત્ર્યપ્રિયતા તથા અપૂર્વ વીરતાને ! અનુવાદક

## ચતુર્થ પરિચ્છેદ

### રોદન

"O Father! what a hell of witchcraft lies;
In the small orb of one particular tear!"
*Shakespeare.*

ચન્દ્રિકા ચમકી રહી હતી; ગંગાના ઉભય તીરપ્રાંતોમાં બહુ દૂર પર્યન્ત વાલુકારાશિ વિસ્તરેલા હતા; ચન્દ્રનાં કિરણોનો તે વાલુકારાશિઓ સાથે સંયોગ થતાં તેમણે અધિકતર ધવલતાને ધારી લીધી હતી અને ગંગાના જળમાં ચન્દ્રરશ્મિના યોગે પ્રગાઢતર નીલિમાનો આવિર્ભાવ થયો હતો. ગંગાનું જળ ઘન નીલ હતું, તીરપ્રાંતમાં વિસ્તરેલી વનરાજી ઘનશ્યામ હતી અને ઉપરિભાગમાં રત્નખચિત નીલ નભોમંડળ વિસ્તરેલું હતું; અર્થાત્ નીલવર્ણનો આ અદ્ભુત સંયોગ થયો હતો એમ જ કહી શકાય. આવા સમયમાં પ્રકૃતિની વિસ્તૃતિના અવલોકનથી મનુષ્યનું મન સ્વાભાવિક જ કોઇ કોઈ વાર ચંચળ થઇ જાય છે; કારણ કે, નદી અનન્ત દેખાય છે એટલે કે આપણી દૃષ્ટિને આપણે ગમે તેટલી દૂર દોડાવીએ તો પણ નદીનો અંત આપણા જોવામા આવી શકતો નથી અને તે જાણે મનુષ્યના ભાગ્ય પ્રમાણે અસ્પષ્ટ દેખાતા ભવિષ્યમાં લીન થઇ જતી હોયની ! એવો જ આપણને ભાસ થયા કરે છે. અર્થાત્ નીચે નદી અનન્ત, ઉભય પ્રાશ્વર્માં વાલુકાભૂમિ અનન્ત, તીરપ્રાંતોમાં વૃક્ષશ્રેણી અનન્ત, ઉપર આકાશ અનન્ત અને તે આકાશમાંની નક્ષત્રમાલા પણ અનન્તસંખ્યક એટલે આવી અનન્તતાને સર્વત્ર અનુભવતો મનુષ્ય પોતાની તે શી ગણના કરી શકે વારૂ ? નદીની જે વાલુકામય તીરભૂમિમાં નૌકાઓની એક દીર્ઘ પંક્તિ દોરડાથી બંધાયલી જોવામાં આવતી હતી તે વાલુકાભૂમિમાંની વાલુકાના કણોથી મનુષ્યનું ગૌરવ લેશમાત્ર પણ અધિક છે

ખરું કે ? નહિ, કદાપિ નહિ.

નૌકાઓની એ દીર્ઘ પંક્તિમાં એક મોટો બજરો પણ હતો અને તેમાં સિપાહીઓનો સખ્ત પહેરો જોવામાં આવતો હતો. બે સિપાહીઓ પોતાના સ્કંધભાગોમાં બન્દૂકોને ધારણ કરીને પાષાણ-પ્રતિમા સમાન નિશ્ચેષ્ટ કિંવા સ્થિર ભાવથી ઊભા હતા. આભ્યંતર ભાગમાં સ્નિગ્ધ સ્ફટિકદીપના પ્રકાશથી બહુમૂલ્ય આસનો, શય્યાઓ, ચિત્રો તથા પુત્તલ–પૂતળાં–ઇત્યાદિ વસ્તુઓ પોતાની શોભાને વિસ્તારતી દૃષ્ટિગોચર થતી હતી અને ત્યાં કેટલાક સાહેબ લોકો નાનાવિધ મનોરંજક વ્યવસાયમાં નિમગ્ન થયેલા હતા. બે ગોરા શતરંજ ખેલતા બેઠા હતા, એક ગોરો મદિરાપાન કરતો તથા વાંચતો બેઠો હતો અને ચોથો સાહેબ એક વાદ્યને વગાડવામાં આત્મ-વિસ્મૃત થઈ ગયો હતો.

આચનક એ સર્વ સાહેબ લોકો ચમકીને બેઠા થઇ ગયા. એ નિશાકાલિક ભીષણ નીરવતાને વિદારીને અચાનક એક વિકટ રોદનધ્વનિ તેમનાં શ્રવણોમાં આવીને અથડાયો હતો અને તેણે જ તેમને આવી રીતે ચમકાવી દીધા હતા.

આમિયેટ્ સાહેબે જૉન્સનને શતરંજની બાજીમાં કિસ્ત આપતાં કહ્યું કે: "આ શું છે વારુ ?

જૉન્સને એના ઉત્તરમાં કહ્યું કે: "મારા પ્યાદાએ તમારા રાજાને પકડ્યો છે કે તમારા પ્યાદાએ મારા રાજાને પકડી પાડ્યો છે ?"

જે રોદનધ્વનિ સંભળાયો હતો તે ક્ષણે ક્ષણે વિકટતર થવા લાગ્યો. વસ્તુતઃ ધ્વનિ પોતે વિકટ ન હોતો; કિન્તુ તે જલભૂમિના નીરવ પ્રાન્તરમાં એ નિશાકાલિક રોદનધ્વનિ વિકટ રૂપમાં સંભળાતો હતો અને તેથી જ વિકટ ભાસતો હતો.

આમિયેટ્ શતરંજની બાજીને છોડી બાહ્ય ભાગમાં આવીને ચતુર્દિશામાં દૃષ્ટિપાત કરવા લાગ્યો; પરંતુ ત્યાં કોઇ પણ મનુષ્ય

વ્યક્તિ તેના જોવામાં આવી નહિ. નિકટમાં કોઇ સ્મશાનભૂમિ પણ ન હોતી. અર્થાત્ ' એ ધ્વનિ વાલુકાભૂમિના મધ્યભાગમાંથી આવતો હોવો જોઇએ ' એવું આમિયેટે અનુમાન કર્યું.

આમિયેટ્ બજરામાંથી નીચે ઊતર્યો અને જે દિશામાંથી તે રોદનધ્વનિ આવતો હતો તે દિશામાં ચાલવા લાગ્યો. તે હજી તો બહુ દૂર ગયો ન હોતો એટલામાં તે વાલુકાપ્રાન્તરમાં કોઇ એક માનવ વ્યક્તિ એકાકિની બેઠેલી તેના જોવામાં આવી. આમિયેટ્ નિકટમાં ગયો અને જોયું તો એક અબળા ઉચ્ચ સ્વરથી રુદન કરતી તેના જોવામાં આવી. આમિયેટ્ હિન્દુસ્તાની ભાષા બરાબર જાણતો ન હોતો એટલે તેણે ભાગી તૂટી હિન્દુસ્તાની ભાષામાં તેને પૂછ્યું કે: " તું કોણ છે ? અને અહીં શામાટે રડતી બેઠી છે ? "

તે અબળા આમિયેટ્ની હિન્દુસ્તાની ભાષા જરા પણ સમજી શકી નહિ અને તેથી તેણે પોતાના રોદનવ્યવસાયને ચાલતો જ રાખ્યો. પોતાના અનેક પ્રશ્નોમાંના એક પણ પ્રશ્નનું તે અબળાએ ઉત્તર ન આપવાથી તેના મુખથી ઉત્તરને મેળવવાની આશાને ત્યાગી દઇને આમિયેટે હસ્તસંકેતદ્વારા તેને પોતા સાથે આવવાનો આશય દર્શાવ્યો. આમિયેટ્ના એ હસ્તસંકેતને જોતાં જ તે રુદન કરતી રમણી તત્કાળ જ્યાં બેઠી હતી ત્યાંથી ઊઠીને ઊભી થઈ ગઇ અને આમિયેટ્ના મુખમંડળને સ્થિર તથા તીવ્ર દૃષ્ટિથી જોઇ રહી. તેના એ તીવ્ર અવલોકનમાં એક વિશિષ્ટ આશય સમાયલો હતો, પણ તેના તે આશયને જાણી લેવાની શક્તિ આમિયેટ્ની બુદ્ધિમાં ન હોતી. અસ્તુઃ ક્ષણમાત્રમાં જ આમિયેટ્ આગળ ચાલ્યો અને તે રમણી પણ રડતી રડતી તેની પાછળ પાછળ ચાલવા લાગી. એ રમણી અન્ય કોઈ નહિ, પણ આપણી પૂર્ણ પરિચિતા પાપિષ્ઠા શૈવલિની પોતે જ હતી.

---

## પંચમ પરિચ્છેદ

### હાસ્ય

" they laugh that win. "
*Shakespeare.*

ઝુંજરામાં આવી જવા પછી આમિયેટે ગલ્સ્ટૉનને કહ્યું કેઃ " આ અબળા વાલુકાભૂમિમાં એકલી જ રડતી બેઠી હતી. એ મારી ભાષાને સમજી શકતી નથી અને હું એની ભાષાને સમજી શકતો નથી એટલે એને હવે તમો પૂછી જુઓ કે એ કોણ છે અને એના રડવાનું કારણ શું છે? "

ગલ્સ્ટૉનનું હિન્દુસ્તાની ભાષા વિષયક પાંડિત્ય પણ આમિયેટના પાંડિત્ય જેવું જ હોવાથી વસ્તુતઃ તે જો કે હિન્દુસ્તાની ભાષા નહિવત્ જ જાણતો હતો; તથાપિ ' निरस्तपादपे देशे एरंडोऽपि द्रुमायते ' એ કિંવદન્તી અનુસાર અંગ્રેજોનાં સમુદાયમાં તેની હિન્દુસ્તાની ભાષા વિષયક વિદ્વત્તા અપૂર્વ મનાતી હતી એટલે ગલ્સ્ટૉને ગંભીરતાથી શૈવલિનીને પૂછ્યું કેઃ " તું કોણ છે ? "

પરંતુ શૈવલિની તેના એ પ્રશ્નનું કાંઈ પણ ઉત્તર ન આપતાં વધારે રોવા લાગી.

" તું રડે છે શામાટે ? " ગલ્સ્ટૉને બીજો પ્રશ્ન પૂછ્યો.

શૈવલિનીના મૌનનો ભંગ ન થયો. તે રોતી જ ઊભી રહી.

" તારૂં ઘર ક્યાં છે ? " ગલ્સ્ટૉને ત્રીજો સવાલ રજૂ કર્યો.

શૈવલિનીની સ્થિતિમાં કાંઇ પણ પરિવર્તન ન થયું.

" તું આ સ્થાનમાં શામાટે આવી છે ? " ગલ્સ્ટૉને ચોથી વાર માથાફોડ કરી.

પરંતુ તેના એ ચોથી વારના પ્રશ્નનું પણ શૈવલિનીના મુખથી કાંઇ પણ ઉત્તર ન મળ્યું તે ન જ મળ્યું.

ગલ્સ્ટૉને શૈવલિની સમક્ષ પોતાના પરાજયને સ્વીકારી લીધો અને તેના મુખમાંથી કાંઈ પણ ઉત્તર ન મળતું જોઇને અંગ્રેજોએ શૈવલિનીને ત્યાંથી વિદાય થઇ જવાની આજ્ઞા સંભળાવી દીધી; પરંતુ તે તેમની એ આજ્ઞાને પણ સમજી શકી નહિ અને તેથી ત્યાંથી એક તસુ પણ ન ખસતાં જેમ ઊભી હતી તેમની તેમ જ ઊભી રહી.

"આ અબળા આપણા શબ્દોને સમજતી નથી અને આપણે એના શબ્દોને સમજતા નથી; પરંતુ એના પોશાકને જોઇને એ કોઇ બંગાલી અબળા હોવી જોઇએ એવું અનુમાન કરી શકાય છે. અર્થાત્ કોઈ બંગાલીને બોલાવીને તે બંગાલી દ્વારા એને જે પૂછવાનું હોય તે પૂછાવો." આમિયેટે શૈવલિનીના ઉત્તરને મેળવવાનો એક નવીન ઉપાય દર્શાવ્યો.

સાહેબ લોકોના ખાન્સામા બહુધા બંગાલી મુસલ્માનો હોવાથી આમિયેટે તેમનામાંના એક ખાન્સામાને બોલાવીને શૈવલિનીને અમુક પ્રશ્નો પૂછવાની સૂચના આપી દીધી.

આમિયેટ્‌ની સૂચના અનુસાર ખાન્સામાએ શૈવલિનીને પૂછ્યું કે: "તું રડે છે શામાટે વારુ?"

શૈવલિની કોઇ એક પાગલ પ્રમાણે અચાનક હસવા લાગી અને તેથી ખાન્સામાએ આમિયેટ્‌ને કહ્યું કે: "સાહેબ, આ તો કોઈ પાગલ ઔરત છે."

"એને પૂછી જો કે એને શું જોઇએ છે?" અંગ્રેજોએ ખાન્સામાને હુકમ સંભળાવ્યો.

"તને શું જોઇએ છે?" ખાન્સામાએ શૈવલિનીને પૂછ્યું.

"હું ભૂખી છું." શૈવલિનીએ પ્રથમ વાર ઉત્તર આપ્યું.

ખાન્સામાએ અંગ્રેજોને જણાવ્યું કે: "એ બિચારી ભૂખી છે;" એટલે આમિયેટે ખાન્સામાને હુકમ ફર્માવ્યો કે: "જો એમ જ હોય, તો એને કાંઇક ખાવાનું આપો."

ખાન્સામા અતિશય આનંદપુલકિત હૃદયથી શૈવલિનીને બાવર્ચીખાના તરીકે વપરાતી નૌકામાં લઇ ગયો. તે આનંદપુલકિત હૃદયથી શૈવલિનીને લઈ ગયો એમ કહેવાનું કારણ એ કે શૈવલિની એક અનન્યસુંદરી યુવતી હોવાથી તેના સૌન્દર્યને જોતાં જ તે ખાન્સામા લટ્ટુ બની ગયો હતો. પરંતુ તે નૌકામાં આવ્યા પછી શૈવલિનીએ કાંઇ પણ ખાધું નહિ અને ખાન્સામાએ જ્યારે "કેમ કાંઈ ખાતી નથી; કાંઇક તો ખા;" એવા પ્રકારનો આગ્રહ કર્યો એટલે શૈવલિનીએ જણાવ્યું કે: "હું બ્રાહ્મણી હોવાથી તમારૂં અડકેલું અન્ન મારાથી આરોગી શકાય તેમ નથી." ખાન્સામાએ જઇને આ સમાચાર સાહેબ લોકોને સંભળાવ્યા એટલે આમિયેટ્ સાહેબે તેને પૂછ્યું કે: "આપણી કોઈ નૌકામાં કોઇ બ્રાહ્મણ નથી કે શું?"

"એક બ્રાહ્મણ સિપાહી પણ છે અને એક બ્રાહ્મણ કયદી પણ છે." ખાન્સામાએ ઉત્તર આપ્યું.

"જો તેમનામાંના કોઈની પાસે પણ ભાત હોય, તો એ અબળાને આપવાનું જણાવી દે." આમિયેટે કહ્યું.

ખાન્સામા શૈવલિનીને પ્રથમ બ્રાહ્મણ સિપાહી પાસે લઈ ગયો, પરંતુ તે સિપાહી પાસે શૈવલિનીને આપવામાટે ભાત વધેલો ન હોવાથી ખાન્સામા શૈવલિનીને જે નૌકામાં બ્રાહ્મણ કયદીને રાખવામાં આવ્યો હતો તે નૌકામાં લઇ આવ્યો. તે કયદી કોઇ નહિ, પણ પ્રતાપ રાય જ હતો. એક લઘુ નૌકામાં પ્રતાપને એકલાને જ કયદી તરીકે રાખવામાં આવ્યો હતો અને તે નૌકાના બાહ્ય ભાગમાં, અગ્ર ભાગમાં તથા પશ્ચાદ્ ભાગમાં પ્રહરીઓને રાખવામાં આવ્યા હતા. નૌકાના આભ્યંતર ભાગમાં અંધકાર વ્યાપેલો હતો.

"કેમ ઠાકુર! છો કે?" ખાન્સામાએ પૂછ્યું.

"કેમ, શું કામ છે?" પ્રતાપે સામો પ્રશ્ન પૂછ્યો.

"તમારા હૉડામાં ભાત છે કે ?" ખાન્સામાએ ભાતની પૃચ્છા કરી.

"કેમ, અત્યારે ભાત કોને જોઇએ છે ?" પ્રતાપે પૂછ્યું.

"એક બ્રાહ્મણી આખા દિવસની ભુખી છે એટલે જો થોડો ભાત હોય, તો તેને આપો." ખાન્સામાએ જણાવ્યું.

પ્રતાપના હૉડામાં પણ જો કે ભાત તો હતો જ નહિ; પરંતુ તેણે એ વાર્તાને પ્રકાશિત ન કરતાં ખાન્સામાને કહ્યું કે: "કોઇને મારા હાથમાંથી હાથકડીઓ કાઢી લેવાનું કહો એટલે મારાથી ભાત આપી શકાય; કારણ કે, ભાત તો ઘણો ય વધી પડયો છે."

ખાન્સામાએ એક પ્રહરીને પ્રતાપના હાથમાંથી હાથકડીઓ કાઢી લેવાનું કહ્યું એટલે પ્રહરીએ પોતાનો વિરોધ દર્શાવીને કહ્યું કે: "પ્રથમ સાહેબ પાસેથી મને એના હાથમાંથી હાથકડીઓ કાઢવાનો હુકમ લાવી આપો."

ખાન્સામા સાહેબની આવશ્યકીય આજ્ઞા લઈ આવવામાટે ત્યાંથી ચાલતો થઈ ગયો. કોઈ એક અજ્ઞાત મનુષ્યમાટે આટલી સીમા પર્યન્તના પરિશ્રમને કોઈ ભાગ્યેજ સહન કરી શકે છે અને આ પીરબખ્શ તો વળી અંગ્રેજનો ખાન્સામા હોવાથી પોતાની ઇચ્છાથી કદાપિ પરોપકાર કરવાની ઉદારતા દર્શાવે તેવો હતો જ નહિ. આ સંસારમાં જે પરસ્પર ભિન્ન ભિન્ન પ્રકારના અનેકવિધ મનુષ્યો અસ્તિત્વ ધરાવે છે, તેમનામાં અંગ્રેજોના મુસલ્માન ખાન્સામાઓ અન્ય સર્વ મનુષ્યોથી અધમ હોય છે. પરંતુ અત્યારે આટલા પરિશ્રમને સહન કરવામાં પીરબખ્શનો એક વિશિષ્ટ સ્વાર્થ સમાયલો હતો. તેના મનમાં એવી આશાનો ઉદ્દ્ભવ થયો હતો કે: "આ ઔરત ખાઈ પીને નવરી થઈ જશે એટલે હું એને અમારી બાવર્ચીખાના તરીકે વપરાતી નૌકામાં લઇ જઇશ." આવી આશા-થીજ પીરબખ્શ શૈવલિનીને જમાડીને તેની પ્રસન્નતાને પ્રાપ્ત કરવા-માટે આટલીબધી હાંફલ ફાંફલ કરી રહ્યો હતો. પ્રતાપની નૌકામાં શૈવલિની બાહ્ય ભાગમાં જ ઊભી રહી અને પીરબખ્શ પ્રતાપના

હાથમાંથી હાથકડીઓને કાઢી લેવામાટેનો હુકમ મેળવવાને આમિયેટ્ સાહેબ પાસે ચાલ્યો ગયો. એ વેળાયે શૈવલિની પોતાના મુખમંડળ પર અવગુંઠનને ધારણ કરીને ઊભી હતી એ અહીં અવશ્ય લક્ષમાં રાખી લેવાની આવશ્યકતા છે.

સુન્દર મુખમંડળનો બહુધા સર્વત્ર વિજય થાય છે; અને તેમાં પણ જો તે સુંદરમુખમંડળધારિણી કોઈ મનોહારિણી યુવતી હોય, તો તો તેનું તે મુખમંડળ એક અમોઘ અસ્ત્રના સ્વરૂપને જ ધારી લે છે. એતો આમિયેટ્ના જાણવામાં આવી ગયું હતું કે 'એ જેન્ટૂ સ્ત્રી એક નિરુપમા રૂપવતી યુવતી હતી' અને તેથી તે પાગલ હોવાની વાર્તા જ્યારે તેના સાંભળવામાં આવી ત્યારે તેના સંબંધમાં આમિયેટ્ના હૃદયમાં દયાનો પણ ઉદ્ભવ થયો હતો. આ દયાના કારણથી આમિયેટે પોતાના એક જમાદાર માર્ફત પ્રતાપના હાથમાંથી હાથકડીઓને કાઢી નાખવાનો અને શૈવલિનીને પ્રતાપની નૌકાના આભ્યંતર ભાગમાં પ્રવેશ કરવા દેવાનો હુકમ તત્કાળ મોકલી આપ્યો. ખાન્સામા એક દીવો લઈ આવ્યો અને પ્રહરીએ તે દીપકના પ્રકાશમાં પ્રતાપના હાથમાંથી હાથકડીઓને કાઢી લીધી. પ્રતાપે ખાન્સામાને પોતાની નૌકામાં આવવાની ના પાડી દીધી અને ત્યાર પછી પત્રાવળીમાં ભાતને પીરસવાના કૃત્રિમ અભિનયને આરંભી દીધો; કારણ કે, તેનો વાસ્તવિક ઉદ્દેશ તો નૌકામાંથી પલાયન કરી જવાનો જ હતો એ તો ચાણક્ષ પાઠકો તથા પાઠિકાઓના લક્ષમાં આવી ગયેલું હોવું જ જોઈએ.

શૈવલિનીએ નૌકાના આભ્યન્તર ભાગમાં પ્રવેશ કર્યો. સંત્રીઓ ઊભા ઊભા પહેરો ભરતા હોવાથી આભ્યંતર ભાગમાં ચાલતી ઘટના તેમના જોવામાં આવી શકે તેમ હતું જ નહિ; કારણ કે, તેઓ બાહ્ય ભાગમાં હતા. શૈવલિની નૌકાના આભ્યંતર ભાગમાં પ્રવેશ કર્યા પછી પોતાના અવગુંઠનને પોતાના મુખમંડળપરથી ઊતારી નાખીને પ્રતાપ સમક્ષ બેસી ગઈ.

શૈવલિનીના આવા પ્રસંગમાં થયેલા દર્શનથી પ્રતાપના હૃદયમાં આશ્ચર્યનો જે પ્રબલતમ આઘાત થયો તે આઘાતના પ્રાબલ્યની કાંઇક ન્યૂનતા થવા પછી શૈવલિની અધરદંશન કરી રહી હતી, તેના મુખમંડળમાં કાંઇક પ્રફુલ્લતા વ્યાપેલી હતી અને તે પ્રફુલ્લતામાં સ્થિર પ્રતિજ્ઞાનાં ચિહ્નો પણ વિસ્તરેલાં હતાં એવું એક અદ્ભુત દૃશ્ય શૈવલિની પ્રતિ દૃષ્ટિપાત કરતાં પ્રતાપના જોવામાં આવ્યું. પ્રતાપે તેને એક વ્યાધ્રા જ માની લીધી.

શૈવલિનીએ પોતાના મુખને પ્રતાપના શ્રવણ પાસે લઇ જઇને મંદતમ સ્વરથી કહ્યું કેઃ " હાથ ધોઈ નાખો; કારણ કે, હું અત્યારે કાંઇ અહીં ભીખ માગીને ભાત ખાવામાટે આવી નથી, સમજ્યા ? "

પ્રતાપે હાથ ધોઇ નાખ્યા એટલે શૈવલિનીએ પુનઃ મંદતમ સ્વરથી તેને કહ્યું કેઃ " હવે અહીંથી પલાયન કરો; કારણ કે, પ્રવાહના વાંક પાસે જે નૌકા છે તે આપના પલાયનમાટે જ તૈયાર રાખવામાં આવી છે. "

" પરંતુ તું અહીંથી પ્રથમ ચાલતી થઇ જા; કારણ કે, નહિ તો તું વિના કારણ વિપત્તિમાં આવી પડીશ." પ્રતાપે મંદતમ સ્વરથી શૈવલિનીને ત્યાંથી પ્રયાણ કરી જવાનો ઉપદેશ આપ્યો.

" પલાયનનો જે પ્રસંગ પ્રાપ્ત થયો છે તેનો સત્વર ઉપયોગ કરી લ્યો અને અકારણ વિલંબ ન કરો; કારણ કે, આપના હાથોમાં જો પાછી હાથકડીઓ પડી જશે, તો પછી આપ પલાયન કરી શકશો જ નહિ. આ ક્ષણે જ જળના પ્રવાહમાં કૂદી પડો; સમયને ન વીતવા દો. આજે એક જ વાર મારા ઉપદેશને માની લ્યો. અંગ્રેજો તથા તેમના અનુચરોએ તો મને પાગલ અથવા ગાંડી માની લીધી છે એટલે પ્રથમ હું પોતે જ જળપ્રવાહમાં કૂદી પડું છું અને આપ મને બચાવી લેવાના નિમિત્તથી જળપ્રવાહમાં કૂદી પડો. " શૈવલિનીએ પ્રતાપને સંબોધીને સમયાનુસાર યોગ્ય ઉપદેશ આપ્યો.

આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ શૈવલિનીએ અટ્ટહાસ

સમાન એક પ્રકારનું ચીત્કારયુક્ત વિકટ હાસ્ય કર્યું અને ઉચ્ચ સ્વરથી બોલવા માંડયું કેઃ " હું ભાત નથી ખાવાની, હું ભાત નથી ખાવાની ! " અને ત્યાર પછી અન્ય ક્ષણે જ તે રોતી રોતી બાહ્ય ભાગમાં નીકળી આવીને કહેવા લાગી કેઃ "હાય હાય રે ! આમણે તો મને મુસલમાનનો અડકેલો ભાત ખવડાવી દીધો; મારી જાતિનો લોપ થયો અને હું તો ક્યાંયની યે ન રહી, એટલે હવે હે ગંગા મૈયા, તું મને પોતાના ગર્ભમાં જ સંઘરી લે." આ શબ્દો ઉચ્ચારીને શૈવલિની તત્કાળ ગંગાના પ્રવાહમાં કૂદી પડી.

" શું થયું ? શું થયું ? " એ પ્રમાણે પૃચ્છા કરતો પ્રતાપ નૌકાના આભ્યંતર ભાગમાંથી બાહ્ય ભાગમાં આવી લાગ્યો અને સંત્રીએ તેને અટકાવવાનો પ્રયત્ન કરતાં તે સંત્રીને ગાલિપ્રદાન કરતો કહેવા લાગ્યો કેઃ " હરામજાદા, એક અસહાય અબળા ડૂબી મરે છે અને તું ઊભો ઊભો જોયા કરે છે ? ધિક્કાર છે, તને અને તારાં માતાપિતાને ! " આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ પ્રતાપે તે સંત્રીને એક એવી તો મજબૂત લાત જડી દીધી કે તેના યોગે તે સિપાહી નૌકામાંથી ઊછળી પડયો અર્થાત્ સિપાહી તીરપ્રાંતની દિશામાં પડયો અને બીજી બાજુ " ડૂબતી અબળાને બચાવો, ડૂબતી અબળાને બચાવો " એવા પ્રકારનો કોલાહલ કરતો પ્રતાપ ગંગાના જળપ્રવાહમાં કૂદી પડયો. જલસંતરણની કળામાં પૂર્ણ પ્રવીણા શૈવલિની અગ્ર ભાગમાં તરતી આગળ વધવા લાગી અને પ્રતાપ તેની પાછળ પાછળ તરતો આગળ વધવા લાગ્યો. " કયદી નાઠો ! " એવા પ્રકારનો પોકાર કરીને નૌકાના પશ્ચાદ્ ભાગમાં ઊભેલા સંત્રીએ પ્રતાપને લક્ષ્ય કરીને પોતાની બંદૂકને તાકી. પ્રતાપ એ વેળાયે જળપ્રવાહમાં તરતો તરતો આગળ વધતો જતો હતો.

પ્રતાપે તેને સંબોધીને કહ્યું કેઃ " તું ભયભીત થઇશ નહિ; હું કાંઇ પલાયન કરી જતો નથી. મારાં નેત્રો સમક્ષ બતી

સ્ત્રીહત્યા મારાથી જોઇ શકાય તેમ ન હોવાથી હું આ ડૂબી મરતી પાગલ સ્ત્રીને બહાર કાઢી લાવવામાટે જ પ્રવાહમાં પડયો છું. તું પણ એક હિન્દુ છે અને હિન્દુ હોવા છતાં અકારણ બ્રહ્મ-હત્યા કરવાને શામાટે તૈયાર થયો છે ? ”

પ્રતાપનાં આ વાક્યોને સાંભળીને તે સંત્રીએ પોતાની બંદૂકને નીચી નમાવી દીધી.

પ્રતાપ જે વેળાયે સંત્રીને સંબોધીને આ પ્રમાણે બોલી રહ્યો હતો તે વેળાયે શૈવલિની સર્વ નૌકાઓથી પાછળની નૌકા પાસેથી જળમાં તરતી આગળ વધતી જતી હતી; પરંતુ એ નૌકાને જોઇને શૈવલિની અકસ્માત્ ચમકી ગઇ; કારણ કે, જે બજરામાં શૈવલિ-નીએ લૉરેન્સ્ ફૉસ્ટર્ સાથે નિવાસ કર્યો હતો તે બજરો એ જ હતો, એ વાર્તા તત્કાળ શૈવલિનીના જાણવામાં આવી ગઇ હતી. શૈવલિની ક્ષણ કિંવા બે ક્ષણ પોતાના એ પરિચિત બજરાને સ્થિર દૃષ્ટિથી જોઇ રહી અને એવી રીતે જોતાં તે બજરાની છતપર જ્યોત્સ્નાના પ્રકાશમાં એક લઘુ પર્યંકમાં અર્ધનિદ્રિતાવસ્થામાં પડેલો એક સાહેબ તેના જોવામાં આવ્યો. તે સાહેબના મુખમંડળમાં ઉજ્જવલ ચન્દ્રરશ્મિઓનો પાત થતો હોવાથી તેને ઓળખતાં જ શૈવલિનીના મુખમાંથી શારીરિક કંપયુક્ત ચીત્કાર નીકળી ગયો; કારણ કે, તે અન્ય કોઇ નહિ, પણ લૉરેન્સ ફૉસ્ટર્ પોતે જ હતો.

ફૉસ્ટર્ પણ કેટલાક સમય પર્યન્ત એ જળપ્રવાહમાં તરતી અબળાને જોઇ રહ્યો અને ત્યાર પછી તેણે એ અબળાને શૈવલિની તરીકે ઓળખી લીધી. શૈવલિનીને ઓળખતાં જ ફૉસ્ટરે “ પકડો, એને પકડો; એ જ મારી બીબી છે.” એવા આશયનો હિન્દુસ્તાની ભાષામાં પોકાર કરવા માંડયો. ફૉસ્ટર્ એ વેળાયે શીર્ણ, રુગ્ણ તથા દુર્બલ હોવાથી શય્યાગત અવસ્થામાં હતો અને તેનામાં ઉઠવા જેટલી શક્તિ પણ ન હોતી.

ફૉસ્ટર્ના પોકારને સાંભળતાં જ ચાર કિંવા પાંચ મનુષ્યો

શૈવલિનીને પકડવામાટે તત્કાળ ગંગાના જલપ્રવાહમાં કૂદી પડયા. પ્રતાપ એ વેળાયે શૈવલિનીથી બહુ જ આગળ નીકળી ગયો હતો એટલે તે મનુષ્યો પ્રતાપને સંબોધીને કહેવા લાગ્યા કે: “ પકડો, પકડો; ફૉસ્ટર સાહેબ ઇનામ દેગા ! ” પ્રતાપ તેમની એ વાર્તાને સાંભળીને મનોગત કહેવા લાગ્યો કે: “ ફૉસ્ટર્ સાહેબને હું પોતે એક વાર તો ઇનામ આપી ચૂક્યો છું અને હજી એક વાર ઇનામ આપવાની મારી ઇચ્છા થયા કરે છે ! ” અને ત્યાર પછી તેણે પ્રકાશ ભાવથી કહ્યું કે: “ હું એને પકડું છું; તમો પાછા નૌકામાં અથવા તીરપ્રાંતમાં ચાલ્યા જાઓ. ”

પ્રતાપના આ કથનમાં વિશ્વાસ રાખીને તે મનુષ્યો પાછા વળી ગયા. ફૉસ્ટરના મનમાં એ કલ્પનામાત્ર પણ ન હોતી કે તે અગ્રવર્તી પુરુષ પ્રતાપ પોતે જ હતો; કારણ કે, અદ્યાપિ તેનું મસ્તિષ્ક નીરોગ થયું ન હોતું.



## ષષ્ઠ પરિચ્છેદ
## અગાધ જલસંતરણ

“ None without hope e'er loved the brightest fair,
But love can hope where reason would despair.”

*Lyttelton.*

“Had we never loved sae kindly,
Had we never loved sae blindly,
Never met or never parted,
We had ne'er been broken-hearted.”

*Burns.*

પ્રતાપ તથા શૈવલિની ઉભય તરતાં તરતાં બહુ જ દૂર નીકળી ગયાં. કેવું મનોહર દૃશ્ય ! તેઓ અત્યારે કેવા સુખસાગરમાં સંતરણ કરી રહ્યાં હતાં એ કેવળ તેમનાં પોતાનાં અંતઃકરણો જ જાણતાં

હતાં. અનન્તદેશવ્યાપિની, વિશાલહૃદયા, ક્ષુદ્રવીચિમાલિની તથા નીલિમામયી સરિતાના વક્ષદેશમાં તથા ચન્દ્રકિરણોના મહાસાગરમાં તરતાં તરતાં પ્રતાપની દૃષ્ટિ અચાનક ઉપરિ ભાગમાં વિસ્તરેલા નભોમંડળ નામક અનન્ત નીલસાગરમાં જઈ પડી અને તેથી તે વિચાર કરતો મનોગત કહેવા લાગ્યો કે: "મનુષ્યના ભાગ્યમાં આ આકાશ નામક મહાસાગરમાં તરવાનો યોગ કેમ નહિ લખાયો હોય વારૂ? આ મેઘના તરંગોને માનવ વ્યક્તિ કેમ નથી ભેદી શકતી? કયું પુણ્ય કરવાથી આ આકાશસાગરમાં સંતરણ કરવાની શક્તિ માનવ વ્યક્તિને પ્રાપ્ત થતી હશે વારૂ? આ તે કાંઈ સંતરણ છે? એક પૃથ્વીપથગામિની સરિતામાં સંતરણ કરવું એટલે શું વારૂ? જ્યારથી મારો આ સંસારમાં જન્મ થયો છે ત્યારથી હું આ દુરન્ત કાલસમુદ્રમાં તર્યા કરૂં છું; આ કાલસમુદ્રમાં ઉદ્દભવતા તરંગો મને ઉછાળીને અન્ય તરંગો ઉપર ફેંક્યા કરે છે અને તે તરંગોમાં હું તૃણ પ્રમાણે આમથી તેમ તણાયા કરૂં છું; એટલે એથી વિશેષ અન્ય સંતરણ શું હોઇ શકે તેમ છે વારૂ?" એ જ વેળાયે શૈવલિની એવા વિચારમાં નિમગ્ન થયેલી હતી કે: "આ જલનો તો તલ નામક અંત અસ્તિત્વ ધરાવે છે; પરંતુ હું તો અતલ જલપ્રવાહમાં અત્યારે નિમજ્જન કરી રહી છું!"

તમો પોતે સ્વીકારો કિંવા ન સ્વીકારો, પરંતુ તમારા સ્વીકાર કિંવા અસ્વીકારથી જડ પ્રકૃતિ તમને છોડી દેતી નથી અને સૌન્દર્ય પોતાના પ્રભાવને વિસ્તાર્યા વિના રહેતું જ નથી. તમો ભલે કોઇ પણ સમુદ્રમાં સંતરણ કરો, પરંતુ જલની નીલિમાનું માધુર્ય કદાપિ વિકૃત થતું નથી, ક્ષુદ્ર તરંગોની માલા ટૂટતી નથી, આકાશમાં તારાઓ યથાસ્થિત ચમકતી રહે છે, તીરપ્રાંતમાં તરુવરો જેમના તેમ જ ડોલતા રહે છે અને જળમાં ચન્દ્રનો પ્રકાશ પણ જેમનો તેમ જ ખેલતો રહે છે. હાય, જડ પ્રકૃતિનું આ કેવું અને કેટલું દૌરાત્મ્ય! કારણ કે, તે સ્નેહમયી માતા પ્રમાણે સર્વ સમયમાં તમારો

વાત્સલ્યયુક્ત આદર કરવાને તત્પર જ રહ્યા કરે છે.

આ સર્વ ભાવો પ્રતાપના હૃદયમાં રમી રહ્યા હતા; શૈવલિનીના હૃદયમાં એ ભાવોનો અંશમાત્ર પણ ન હોતો; કારણ કે, શૈવલિનીના હૃદયમાં તો બજરામાં દૃષ્ટિગોચર થયેલી તે રુગ્ણ તથા શીર્ણ શ્વેત મુખમુદ્રા જ અત્યારે પોતાના અધિકારને વિસ્તારી રહી હતી. અર્થાત્ શૈવલિની કોઈ એક યાંત્રિક પુત્તલિકા પ્રમાણે જલપ્રવાહમાં જો કે સંતરણ કરી રહી હતી, તથાપિ તેના અંતઃકરણમાં શાંતિનો સર્વથા અભાવ હતો. પ્રતાપ તથા શૈવલિની ઉભય જલસંતરણકળામાં અત્યંત પ્રવીણ હતાં અને અત્યારના સંતરણથી પ્રતાપના હૃદયમાં આનન્દનો સાગર ઉછાળા મારી રહ્યો હતો.

" શૈવલિની–શૈ," પ્રતાપે આ શબ્દોથી શૈવલિનીને બોલાવી.

શૈવલિની ચમકી ગઈ અને તેના હૃદયમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો; કારણ કે, બાલ્ય કાલમાં પ્રતાપ તેને શૈ અથવા સઇ એવા સંક્ષિપ્ત નામથી જ બોલાવતો હતો અને અત્યારે પણ તેણે તેને એ પ્રિય સંબોધનથી જ બોલાવી હતી. પરંતુ તેના મુખનો આ શબ્દ કેટલા કાળ પછી શૈવલિનીના સાંભળવામાં આવ્યો હતો ? બહુ વર્ષ પછી. પરંતુ વર્ષોથી કાંઇ કાળનો માપ કરી શકાતો નથી; કારણ કે, કાળના માપનો આધાર તો કેવળ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કિંવા અપ્રાપ્તિપર જ રહેલો હોય છે. શૈવલિનીએ જેટલાં વર્ષ પર્યન્ત પ્રતાપના મુખથી સઇ શબ્દ સાંભળ્યો ન હોતો તેટલાં વર્ષ તેના માટે એક મન્વન્તર સમાન થઇ પડયાં હતાં અને અત્યારે તે શબ્દના શ્રવણથી તેણે અનન્ત જલરાશિમાં પોતાનાં નેત્રોને મીચી લીધાં અને ત્યારપછી મનમાં જ ચન્દ્ર તથા તારાઓને પોતાનાં સાક્ષી સ્થાપીને તેણે મીચેલાં નેત્રોથી પ્રતાપને પૂછ્યું કે: " પ્રતાપ, આજે આ મૃત ગંગામાં સૂર્ય પોતાના પ્રકાશને શામાટે વિસ્તારી રહ્યો છે વારુ ? "

આ વાક્યને ઉચ્ચારવામાં શૈવલિનીનો એવો આશય હતો

કેઃ " પ્રતાપ, તમે અત્યારે મારા નિરાશાના તાપથી શુષ્ક તથા નીરસ થયેલા હૃદયમાં બાલ્ય કાલની મધુર સ્મૃતિઓને આજે નવીનતાથી શામાટે જગાડી રહ્યા છો ? " પરંતુ પ્રતાપે એમ ધાર્યું કેઃ " આકાશમાં ઉગેલા ચન્દ્રને સૂર્ય માની લેવામાં શૈવલિનીનો પ્રમાદ થયો છે," અને તેથી તે કહેવા લાગ્યો કેઃ–

" આ પ્રકાશ સૂર્યનો નથીઃ કારણ કે, આકાશમાં ચન્દ્રનો ઉદય થયેલો હોવાથી આ પ્રકાશ ચન્દ્રનો છે. શૈ, આપણે હવે સર્વથા નિર્ભય છીએ; કારણ કે, આપણી પાછળ આપણને પકડવા-માટે કોઇ પણ મનુષ્ય આવતું હોય એમ દેખાતું નથી."

" ત્યારે ચાલો, આપણે તીરપ્રાંતમાં જઇએ. " શૈવલિનીએ કહ્યું

" શૈ ! " પ્રતાપે શૈવલિનીનું આવ્હાન કર્યું.

" શું કહો છો ? " શૈવલિનીએ જિજ્ઞાસા દર્શાવી.

" મારા મનમાં અત્યારે........" પ્રતાપ આટલું બોલીને અટકી ગયો.

" તમારા મનમાં અત્યારે શું થયું છે ? " શૈવલિનીએ અધીરતાથી પૂછ્યું.

" આવી જ રીતે એક વાર આપણે ગંગાના પ્રવાહમાં પડયાં હતાં તે ઘટનાનું અત્યારે મારા મનમાં તીવ્ર સ્મરણ થાય છે. " પ્રતાપે કહ્યું.

શૈવલિની કાંઇ પણ ન બોલી. એ ક્ષણે જ એક વિશાળ કાષ્ઠ-ખંડ જલપ્રવાહમાં તણાતો જતો શૈવલિનીના જોવામાં આવતાં તે કાષ્ઠખંડને તેણે પકડી લીધો અને પ્રતાપને સંબોધીને કહ્યું કેઃ "તમો પણ આ કાષ્ઠખંડને પકડી લ્યો અને કિંચદ્ વિશ્રાંતિ લ્યો; કારણ કે, આ કાષ્ઠખંડ આપણા બન્નેના ભારને સહન કરી શકે તેમ છે. " પ્રતાપે તે કાષ્ઠખંડને પકડયા પછી તરત જ કહ્યું કેઃ " તું ડૂબી શકી નહિ અને હું ડૂબી ગયો હતો એ વાર્તાનું તને સ્મરણ છે ખરૂં કે ? " એના ઉત્તરમાં શૈવલિનીએ કહ્યું કેઃ " હા, એ વાર્તાનું

મને સંપૂર્ણ સ્મરણ છે અને જો આજે તમોએ મને શૈ નામથી ન બોલાવી હોત, તો મારા તે દિવસના અપરાધનું હું આજે માર્જન કરી નાખત અને આજે અવશ્ય હું આ ભાગીરથીના જલપ્રવાહમાં ડૂબીને મરી જાત; પ્રતાપ, આજે તમોએ મને મારા પ્રિય શૈ નામથી શામાટે બોલાવી વારૂ ?"

"ત્યારે એ તો નવીનતાથી તને દર્શાવવું પડે તેમ છે જ નહિ કે જો મારી ઇચ્છા હોય, તો અત્યારે અને આ ક્ષણે જ આ ગંગાના જલપ્રવાહમાં ડૂબીને મારાથી મારા જીવનનું વિસર્જન કરી શકાય તેમ છે." પ્રતાપે ગંભીર ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

પ્રતાપના આ શબ્દોના શ્રવણથી ભયભીત થઈને શૈવલિનીએ કહ્યું કે: "પ્રતાપ, ચાલો, આપણે સત્વર તીરપ્રાન્તમાં જઇએ."

"હું તીરપ્રાંતમાં ચાલવાનો નથી; કારણ કે, હું તો આજે અહીં મરવાનો છું." પ્રતાપે પોતાના ભયંકર વિચારનો પ્રકાશ કર્યો અને તે સાથે તેણે કાષ્ઠખંડને પણ છોડી દીધો.

"પ્રતાપ, આમ કરવાનું કાંઇ કારણ ?" શૈવલિનીએ પૂછ્યું.

"મારા આ કથનને તું વિનોદ ન માનીશ; કારણ કે, હું આજે અવશ્ય ડૂબી મરવાનો છું. અર્થાત્ મારૂં જીવન કિંવા મૃત્યુ અત્યારે તારા જ હસ્તમાં છે." પ્રતાપે ઉત્તર આપ્યું.

"પ્રતાપ, તમો શું ઇચ્છો છો ? તમો પોતાની જે ઇચ્છા હોય, તે મને જણાવી દો; કારણ કે, હું તમારી ઇચ્છા અનુસાર વર્તવાને તૈયાર છું." શૈવલિનીએ આધીનતાદર્શક શબ્દો ઉચ્ચાર્યા.

"જો એમ જ હોય, તો એક શપથ લઇ લે એટલે હું તીરપ્રાંતમાં આવું." પ્રતાપે કહ્યું.

"શપથ શાના, પ્રતાપ ? શૈવલિનીએ આશ્ચર્યથી પૂછ્યું.

"આ પ્રશ્ન પૂછતાંની સાથે જ શૈવલિનીએ કાષ્ઠખંડના આધારને ત્યાગી દીધો. તેની દૃષ્ટિમાં નક્ષત્રોનું નિર્વાણ થઇ ગયું, ચન્દ્રમાએ કપિશવર્ણને ધારણ કરી લીધો, નીલ જલ અગ્નિ પ્રમાણે

પ્રજ્વલિત થવા લાગ્યું અને શસ્ત્રપાણિ ફૉસ્ટર્ જાણે તેના સમક્ષ આવીને ઉભો હોયની ! એવો જ તેને ભાસ થવા લાગ્યો. રુદ્ધ નિઃશ્વાસથી શૈવલિનીએ પ્રતાપને પુનઃ પૂછ્યું કે: "શપથ શાના, પ્રતાપ ?"

એ વેળાયે પ્રતાપ તથા શૈવલિની બન્ને કાષ્ઠના આધારને ત્યાગી દઇને પુનઃ જળમાં સંતરણ કરી રહ્યાં હતાં અને તેથી ગંગાના કલકલનાદયુક્ત જલપ્રવાહના મધ્યમાં તેમનો આ ભયાનક વાર્તાલાપ ચાલી રહ્યો હતો. ચતુર્દિશામાં પ્રક્ષિપ્ત વારિકણામાં ચન્દ્ર હાસ્ય કરી રહ્યો હતો. જડ પ્રકૃતિની આ કેવી અને કેટલી દુરાત્મતા ! નિર્દયતા !! કિંવા હૃદયહીનતા !!!

"શપથ શાના, પ્રતાપ ?" શૈવલિનીએ તૃતીય વાર પૂછ્યું.

"ગંગાના જળને હસ્તમાં લઇને શપથ લે કે......" પ્રતાપ આગળ બોલવા જતો હતો એટલામાં શૈવલિનીએ વચ્ચે જ કહ્યું કે:—

"મારો હવે ગંગા સાથે શો સંબંધ રહ્યો છે વારૂ ?"

"જો ગંગાને તું પવિત્ર ન માનતી હોય, તો ધર્મની સાક્ષીથી કહે કે:—"

"મારામાં હવે ધર્મ પણ ક્યાં રહ્યો છે કે હું તેની સાક્ષીથી શપથ લઉં ?" શૈવલિનીએ પોતામાં ધર્મનો અભાવ દર્શાવ્યો.

"જો તારામાં ધર્મનો પણ અભાવ હોય, તો તું મારા પોતાના શપથ પૂર્વક એવી પ્રતિજ્ઞા કરી લે કે:......"

પ્રતાપને પુનઃ વચ્ચે જ બોલતો અટકાવીને શૈવલિનીએ કહ્યું કે: "તમો, નિકટમાં આવો અને પોતાના હસ્તને મારા હસ્તમાં આપો."

પ્રતાપ શૈવલિનીના નિકટમાં ગયો અને આજે બહુ દીર્ઘ સમય પછી શૈવલિનીના હસ્તને પોતાના હસ્તમાં ધારણ કર્યો. આવી રીતે પરસ્પર હસ્તધારણથી જળમાં તરવાનું તેમનામાટે અશક્ય

થઇ પડયું અને તેથી પુનઃ તેમણે કાષ્ઠખંડના આધારને સ્વીકારી
લીધો. કાષ્ઠખંડને પકડી લીધા પછી શૈવલિનીએ કહ્યું કેઃ—

"હવે તમારે જે કાંઇ પણ કહેવાનું હોય તે કહો; કારણ કે,
હવે હું આપની ઇચ્છા અનુસાર શપથ લેવાને તૈયાર છું. આહ,
પ્રતાપ, આજે કેટલા કાળ પછી મારા હસ્તને આપના હસ્તસ્પર્શનો
અલભ્ય યોગ પ્રાપ્ત થયો છે!"

"મારા સોગન્દ ખા અને નહિ તો હું ડુબી મરૂં છું તે જોતી
રહે; કારણ કે, આ જીવનની રક્ષા કોના માટે કરવાની છે અને આ
પાપમય જીવનના ભારને મસ્તકપર ઉપાડવાના ત્રાસને સહન કરવો
તે કયા અને શા સુખની આશાથી? અર્થાત્ જો આ ચન્દ્રના
પ્રકાશમાં આ સ્થિર ગંગાના પ્રવાહમાં એ પાપમય જીવનના ભારને
નાખી દઇ શકાય, તો એના જેવું બીજું સુખ શું હોઇ શકે તેમ છે
વારૂ?" પ્રતાપ બોલ્યો.

એ વેળાયે ઉપર નભોમંડળમાં ચન્દ્રમા હાસ્યની છટાને
વિસ્તારી રહ્યો હતો.

"હું તમારા શપથ પૂર્વક કહું છું કે હું તમારી આજ્ઞા અનુ-
સાર પ્રતિજ્ઞા કરવાને તૈયાર છું. ત્યારે હવે કહો કે તમો મારા મુખથી
શી પ્રતિજ્ઞા કરાવવા ઇચ્છો છો?" શૈવલિનીએ અંતે પોતાની આધી-
નતા દર્શાવી દીધી.

"મારા શપથ પૂર્વક અને મને સ્પર્શ કરીને એવી પ્રતિજ્ઞા
કર કેઃ 'તમારા હવે પછીના અવશિષ્ટ જીવનમાં તમારા જીવન તથા
મરણ તેમ જ તમારા શુભ તથા અશુભ આદિની નિયામિકા હું જ
છું.' કેમ, આ પ્રતિજ્ઞા કરી શકાય તેમ છે ખરૂં કે નહિ?" પ્રતાપે
પોતાની ઇચ્છાનુસાર પ્રતિજ્ઞાનો પરિચય કરાવ્યો.

"હું તમારા શપથ લઇને કહું છું કે અત્યારપછી તમારા અવ
શિષ્ટ જીવનકાળમાં તમારા જીવન તથા મરણ તેમ જ સુખ તથા દુઃખ
આદિની એકમાત્ર નિયામિકા હું જ રહીશ. તમારી આ આજ્ઞા મને

શિરોધાર્ય છે." શૈવલિનીએ પ્રતાપની આજ્ઞા અનુસાર તત્કાળ પ્રતિજ્ઞા કરી બતાવી.

શૈવલિનીએ આ પ્રતિજ્ઞા કર્યા પછી પ્રતાપે તેને એક ભયંકર શપથ લેવાનું સૂચવ્યું; પરંતુ શૈવલિનીમાટે તે શપથ અતિશય કઠોર, અતિશય રુક્ષ, જેનું પાલન ન કરી શકાય તેવો પ્રાણહારક હોવાથી શૈવલિની તે શપથને પોતાના મુખથી ઉચ્ચારી શકી નહિ અને તેથી પ્રતાપને સંબોધીને તેણે અત્યંત નિરાશાદર્શક સ્વરથી કહ્યું કેઃ—

"પ્રતાપ, આ સંસારમાં મારા જેવી દુઃખિની કોઇ અન્ય માનવવ્યક્તિ પણ છે ખરી કે ?"

"હા, તારા સમાન દુઃખી હું પોતે જ છું." પ્રતાપે પોતાનો દુઃખી પુરુષ તરીકે પરિચય કરાવ્યો.

"તમારા ગૃહમાં ઐશ્વર્ય છે, તમારા બાહુમાં બળ છે, સંસારમાં તમારી કીર્તિ છે, તમારા બન્ધુ તથા મિત્રો અસંખ્ય છે, તમારૂં હૃદય આશાપૂર્ણ છે અને રૂપસી સમાન ગૃહલક્ષ્મી તમારા આગારને શોભાવી રહી છે; એટલે તમો દુઃખી શાના, પ્રતાપ ? દુઃખિની તો હું જ; કારણ કે, મારી પાસે એમાંની એક પણ વસ્તુ છે ખરી કે ?" શૈવલિનીએ પોતાના આ ઉદ્દગારોથી પ્રતાપને પોતાની અત્યંત ભયંકર નિરાશાનો સાક્ષાત્કાર કરાવ્યો.

"એ તો સર્વથા સત્ય જ છે કે તારી પાસે એમાંની એક પણ વસ્તુ નથી અને જ્યારે એમ જ છે તો આવ, આજે આપણે બંગાના જળપ્રવાહમાં ડૂબીને મરી જઇએ એટલે આ સમસ્ત દુઃખનો અંત આવી જાય." પ્રતાપે પુનઃ મરવાની ઇચ્છા દર્શાવી.

શૈવલિની કેટલાક સમય પર્યન્ત વિચારમગ્ન રહી અને એ વિચારના પરિણામે તેની જીવનસરિતાનો પ્રથમ વિપરીત તરંગ વિક્ષિપ્ત થઇ ગયો. તેણે પોતાના મનને પ્રશ્ન પૂછ્યો કેઃ "મારા મૃત્યુથી શી હાનિ થવાની છે વારૂ ? પરંતુ મારામાટે પ્રતાપે પોતાના જીવનનું



" પ્રતાપ, આ સંસારમાં મારા જેવી દુઃખિની કોઇ અન્ય માનવવ્યક્તિ પણ છે ખરી કે ! ' પૃષ્ઠ ૧૭૮.

વિસર્જન શામાટે કરવું જોઇએ ?" એ પછી તેણે પ્રતાપને સંબોધીને કહ્યું કે: "ચાલો, ત્યારે હવે તીરપ્રાંતમાં ચાલો."

પ્રતાપ કાષ્ઠખંડને છોડી દઇને જલપ્રવાહમાં ડૂબી ગયો; પરંતુ એ વેળાયે પણ પ્રતાપનો હસ્ત તો શૈવલિનીના હસ્તમાં જ હતો એટલે શૈવલિનીએ તેના હસ્તને ખેંચતાં જ તે પાછો જળની સપાટીપર આવી લાગ્યો.

શૈવલિની પ્રતાપને ઉદ્દેશીને કહેવા લાગી કે: "હું તમારી ઇચ્છા પ્રમાણે પ્રતિજ્ઞા તો કરીશ; પરંતુ તમો મારા સર્વસ્વને મારી પાસેથી હરી લ્યો છો અથવા છીનવી લ્યો છો એનો વિચાર તમારે અવશ્ય કરવાનો છે. હવે તમારી પોતાની પ્રાપ્તિને તો હું નથી ઇચ્છતી; પરંતુ તમારા વિચાર તથા સ્મરણનો પણ મારા હૃદયમાંથી બળાત્કારે બહિષ્કાર શામાટે કરાવો છો વારુ ?"

પ્રતાપે શૈવલિનીના હસ્તમાંથી પોતાના હસ્તને છોડાવી લીધો; પરંતુ શૈવલિનીએ પુનઃ તેના હસ્તને પકડી લીધો અને ત્યાર પછી તે અતિશય ગંભીર, સ્પષ્ટ શ્રુત તથા બાષ્પવિકૃત સ્વરથી કહેવા લાગી કે: "પ્રતાપ, મારા હસ્તને બરાબર પકડી રાખો. પ્રતાપ, સાંભળો, હું અત્યારે તમારા શરીરને સ્પર્શ કરીને પ્રતિજ્ઞા કરું છું કે અત્યાર પછી તમારા જીવન તથા મરણ તેમ જ કલ્યાણ તથા અકલ્યાણની ઉત્તરદાત્રી હું છું. સાંભળો, તમારા શપથ! આજથી હું તમને ભૂલી જઇશ અને મારા મર્મસુખને જલાંજલિ આપી દઇશ. આજથી હું મારા મનનું દમન કરીશ અને આજથી આ શૈવલિની મરી ગયેલી થઇ જશે!"

શૈવલિનીએ પ્રતાપના હસ્તને પણ છોડી દીધો અને કાષ્ઠખંડને પણ છોડી દીધો. પ્રતાપે ગદ્ગદ કંઠથી કહ્યું કે: "ચાલ, ત્યારે આપણે હવે તીરપ્રાંતમાં ચાલીએ."

પ્રતાપ તથા શૈવલિની જળમાંથી નીકળીને તીરપ્રાંતમાં આવી લાગ્યાં.

તેઓ પગે ચાલતાં નદીના વાંક પાસે આવી લાગ્યાં. ત્યાં નિકટમાં જ નૌકા બાંધેલી હોવાથી તેમાં બન્નેએ આરોહણ કરીને નૌકાને છોડી દીધી. રમાનન્દ સ્વામી તેમને ગુપ્ત ભાવથી અત્યંત લક્ષ પૂર્વક અવલોકી રહ્યા હતા એ વાર્તા પ્રતાપ કિંવા શૈવલિની કોઇના પણ જાણુવામાં આવી શકી ન હોતી.

કયદી પ્રતાપના પલાયનની વાર્તા જ્યારે અંગ્રેજોના જાણુવામાં આવી એટલે તેઓ તેની પૂઠે પડયા; પરંતુ પ્રતાપ તથા શૈવલિનીની નૌકા શીઘ્ર અદશ્ય થઇ ગઈ.

રૂપસી વિરુદ્ધ અભિયોગને ઉપસ્થિત કરવા પૂર્વે જ શૈવલિનીનો પરાજય થઈ ગયો.

## સપ્તમ પરિચ્છેદ

### રામચરણની મુક્તિ

> "I am not only witty myself, but the cause
> that wit is in other men." *Shakespeare.*

પ્રતાપને તો પલાયન કરવું પડયું; પરંતુ રામચરણની મુક્તિ તો સહજમાં જ થઇ ગઇ; કારણ કે, રામચરણ અંગ્રેજોની નૌકામાં બંદિજન કિંવા કયદી તરીકે રહ્યો ન હોતો. તેની જ બંદૂકની ગોળીથી ફૉસ્ટર્ મરણ તુલ્ય ઘવાયો હતો અને સંત્રી સ્વર્ગમાં પ્રયાણ કરી ગયો હતો એ ભેદ કોઇના પણ જાણુવામાં આવી શકયો ન હોતો એટલે તેને એક સાધારણ સેવક અથવા અનુચર માની લઇને આમિયેટ મોંગીરથી પ્રયાણ કરતી વેળાયે છોડી દીધો હતો અને તે વેળાયે તેને કહ્યું હતું કે: "તારો માલિક બડો બદમાશ હોવાથી અમો તેને બરાબર સજા આપીશું; પરંતુ તારી સાથે અમારે કાંઇ પણ લેવા દેવા ન હોવાથી તું જ્યાં જવાની તારી મરજી હોય ત્યાં ખુશીથી ચાલ્યો જા; અમો તને છોડી દઇએ છીએ." કિન્તુ રામ-

આમિયેટ્ સાહેબને સલામ કરી બન્ને હાથ જોડીને એવી
કરી હતી કે: " હું એક ગામડિયો ગોવાળ હોવાથી મને
] બોલતાં નથી આવડતું તેની ક્ષમા આપશો. હું આપને
પૂછવા માગું છું કે મારી સાથે આપનો કોઇ પણ પ્રકારનો
છે કે ? જો તેવો કોઇ સંબંધ હોય, તો તે કૃપા કરીને
શો કે ? "

આમિયેટ્‌ને તેના કથનનો આશય કોઇએ સમજાવી દેવાથી
પેટે પૂછ્યું કે: " સંબંધ અથવા સગપણ તારી સાથે શું
ારૂ ? "

" જો મારી સાથે તમારૂં કાંઇ પણ સગપણ ન હોય, તો મારી
ઠઠ્ઠામશ્કરી આપ કરો ખરા કે ? " રામચરણે વક્ર દૃષ્ટિથી કહ્યું.
" અમોએ તારી ઠઠ્ઠામશ્કરી તે વળી શી કરી વારૂ ? "
પેટે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

એના ઉત્તરમાં રામચરણ ગંભીર મુખ તથા ગંભીર સ્વરથી
લાગ્યો કે: " મારા પગને ભાંગી નાખીને હવે આપ મને
જ્યાં જવાની ઇચ્છા હોય ત્યાં ચાલ્યા જવાનું કહો છો એથી
જણાઇ આવે છે કે મેં અવશ્ય આપના ગૃહમાં લગ્નસંબંધ
હોવો જોઇએ. પરંતુ હું એક હિન્દુ ગોવાળનો કુળદીપક હોવાથી
ની ભગિની સાથે લગ્નસંબંધ કરવાથી મારી જાતિનો લોપ
ય તેમ છે, એ આપ કદાચિત્ નહિ જાણતા હો. "

દુભાષિયાએ રામચરણના આ ભાષણનો આશય સમજાવવા
ણ આમિયેટ્ તેના આશયને સમજી શક્યો નહિ અને તેથી
ના મનમાં એમ જ માનવા લાગ્યો કે: " હિન્દુસ્તાનના
. ખુશામદ કરવાનો આ પણ એક તરીકો હોવો જોઇએ; કારણ
ી રીતે નેટિવ્ લોકો કોઇની ખુશામદ કરતી વેળાએ માબાપ
ાઇ વગેરે સંબંધસૂચક શબ્દોનો વ્યવહાર કર્યા કરે છે તેવી જ
ારી ખુશામદ કરવામાટે જ આ રામચરણે મને પોતાનો

સંબંધી કહેલો હોવો જોઇએ." અર્થાત્ આવા પ્રકારની આમિયેટ્‌ની અનુકૂલ માન્યતા થવાથી તે રામચરણપર કોપાયમાન ન થયો અને તેણે તેને પૂછ્યું કે: "હવે તારી શી ઇચ્છા છે ?"

"એ જ કે મારા પગને દુરુસ્ત કરી આપવાનો હુકમ થવો જોઇએ." રામચરણે પોતાની જે ઇચ્છા હતી તે દર્શાવી.

આમિયેટે હસીને કહ્યું કે: "વારુ ત્યારે તું થોડા દિવસ અમારી સાથે રહે એટલે હું તારા પગનો ઇલાજ કરીશ અને તને દવા આપીશ."

રામચરણને તો એટલું જ જોઇતું'તું; કારણ કે, પ્રતાપને અંગ્રેજોએ બંદિ તરીકે પોતાની સાથે લીધેલો હોવાથી રામચરણની તેની સાથે રહેવાની પરમ ઇચ્છા હતી. અર્થાત્ રામચરણ પોતાની ઇચ્છાથી જ આમિયેટ્‌ની સાથે પ્રવાસ કરતો હતો; તે પોતે અંગ્રેજોનો બંદિ અથવા કેદી ન હોતો.

જે રાત્રે પ્રતાપ પલાયન કરી ગયો તે જ રાત્રે રામચરણ પણ કોઇને કાંઇ પણ ન જણાવતાં નૌકામાંથી ઊતરીને ધીમે ધીમે ચાલતો થઇ ગયો. નૌકાને ત્યાગતી વેળાયે રામચરણે અસ્ફુટ સ્વરથી ઇંડિલમિડલનાં માતા, પિતા તથા ભગિની આદિના સંબંધમાં અનેક નિન્દાસૂચક વાક્યો ઉચ્ચાર્યાં હતાં અને માર્ગમાં પણ તે એવાં જ વાક્યો ઉચ્ચારતો રહ્યો હતો. રામચરણનો પગ પાછો જોડાઇને સાજો થઇ ગયો હતો.

---

## અષ્ટમ પરિચ્છેદ
## શૈલના શિખરે

"O suffering sad humanity!
O ye afflicted ones, who lie,
Steeped to the lips in misery;
Longing, and yet, afraid to die;
Patient, though sorely tried!" *Longfellow.*

આજે રાત્રિના સમયમાં આકાશમાં ચંદ્રનો ઉદય થયો હોતો; કારણ કે મેઘોએ આવીને ચન્દ્ર, તારા, નીહારિકા તથા લનભોમંડળને સર્વથા આચ્છાદિત કરી દીધાં હતાં. મેઘો છિદ્ર હેત, અનન્તવિસ્તારી તથા જલપૂર્ણતાના યોગે ધૂમ્રવર્ણ હોવાથી મેઘોના તલભાગમાં અનન્ત અંધકાર ગાઢ સ્વરૂપમાં વ્યાપેલો હતો ાને તે અનન્ત ગાઢ અંધકારના વિશાળતમ આવરણથી નદી, ૬ત, ઉપકૂલ તથા ઉપકૂલસ્થ ગિરિશ્રેણી આદિ સર્વ ઢંકાઇ ગયાં ાં અથવા અંધકારમય થઇ ગયાં હતાં. આવા પ્રકારના પ્રગાઢ ધકારમાં શૈવલિની એક શૈલ કિંવા પર્વતની ઉપત્યકાભુમિમ: કાકિની વિચરતી જોવામાં આવતી હતી.

રાત્રિનો અંત થતાં શૈવલિની તથા પ્રતાપ જે નૌકામાં બેસીને ાાયન કરી ગયાં હતાં તે નૌકા તેમની પૂઠે પડેલા અંગ્રેજોના અનુ-રોને બહુ જ પાછળ રાખીને તીરપ્રાંતમાં આવીને ઊભી રહી હતી. શાળ નદીઓના તીરપ્રાંતમાં એકાંતિક સ્થાનોનો બહુધા અભાવ ી હોતો એટલે તેમણે પોતાની નૌકાને એવા જ એક એકાંતિક થવા ગુપ્ત સ્થાનમાં ઊભી રાખી હતી. નૌકા તીરપ્રાંતમાં ાવીને સ્થિર થતાં જ શવલિની તત્કાળ નૌકામાંથી પલાયન કરી ઇ હતી; પરંતુ આ વેળાયે તેણે કોઇ પણ પ્રકારના અસદ્ ભાવ થવા વિકૃત વિચારથી પલાયન કર્યું ન હોતું એ વાર્તા અહીં ાવશ્ય લક્ષમાં રાખી લેવાની છે. દાવાનળના મુખમાં સપડાયલા ારણ્યમાંથી જેવા પ્રકારના ભયને આધીન થઇને અરણ્યના જીવો લાયન કરી જાય છે તેવા પ્રકારના ભયવડે જ તેણે પ્રતાપના સર્ગને ત્યાગીને પલાયન કર્યું હતું. પ્રાણભયથી શૈવલિની સુખ, ૌન્દર્ય તથા પ્રણય આદિથી પરિપૂર્ણ સંસારમાંથી પલાયન કરી ઇ હતી; કારણ કે, એ સુખ, સૌન્દર્ય, પ્રણય તથા પ્રતાપ આદિ ર્વ વસ્તુઓમાં શૈવલિનીનો હવે કશો પણ અધિકાર રહ્યો જ હોતો, તેના સર્વ આશાઓનો અસ્ત થઇ ગયો હતો અને તેના

આકાંક્ષા પરિહાર્ય થઇ પડી હતી. પોતાની પ્રિય તથા ઇષ્ટ વસ્તુના નિકટમાં રહેવાથી તે વસ્તુના ઉપભોગની આકાંક્ષાનું ભાગ્યે જ દમન કરી શકાય છે, એ રહસ્યને શૈવલિની સારી રીતે જાણતી હતી; મરુભૂમિમાં પ્રવાસ કરતો કોઇ તૃષાતુર પ્રવાસી સુશીતલ, સ્વચ્છ તથા સુવાસિત જળને પોતાનાં નેત્રોવડે જોવા છતાં તેનું પાન કરવામાટે અગ્રેસર ન થાય એ કદાપિ સંભવનીય છે ખરૂં કે ? અર્થાત્ વિક્ટર્ હ્યૂગોએ જે સમુદ્રતલવાસી અને રાક્ષસસ્વભાવ બહુભુજ દૈત્યરૂપ મત્સ્યનું વર્ણન કરેલું છે તે દૈત્યરૂપ મત્સ્યનો સ્વભાવ લોભ અથવા આકાંક્ષામાં પણ રહેલો છે એમાં લેશમાત્ર પણ સંશય નથી; કારણ, તે દૈત્યરૂપ મત્સ્ય સ્વચ્છ તથા સ્ફટિકનિન્દિત જળમાં વસતો હોવા છતાં, તેના આગારમાં અસંખ્ય મહામૂલ્ય મુક્તા તથા પ્રવાલ આદિ પદાર્થો પોતાનાં કિરણોને વિસ્તારતા હોવા છતાં અને તેના નિવાસસ્થાનના તલભાગમાં મૃદુલ જ્યોતિપ્રફુલ્લ ચારુ ગૈરિક આદિ ઈષદ્ જ્વલિત હોવા છતાં તે તો મનુષ્યના શોણિતનું જ પાન કરે છે અને તેથી તેના ગૃહસૌન્દર્યથી વિમુગ્ધ થઇને જે કોઇ પણ તેના ગૃહમાં પ્રવેશ કરે છે તેને તે શતબાહુ રાક્ષસમત્સ્ય પોતાના એક એક બાહુને પ્રસારીને પકડવા માંડે છે અને જે કોઇ પણ તેના પંજામાં એક વાર સપડાઇ જાય છે તેને પછી તેના પંજામાંથી કોઇ પણ છોડાવી શકતું નથી; અર્થાત્ તેના આગારમાં જનારને તે રાક્ષસમત્સ્ય પોતાના શત હસ્તો તથા સહસ્રાવધિ ગ્રંથિઓમાં જકડીને પકડી લે છે અને ત્યાર પછી તે હતભાગ્ય મનુષ્યના શરીરમાં પોતાનાં શોણિતપોષક સહસ્ર મુખોને સ્થાપીને તેના શોણિતને પીવાના વ્યવસાયને આનન્દથી આરંભી દે છે.

પોતામાં યુદ્ધશક્તિના અભાવને જોઇને શૈવલિની યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કરી ગઇ હતી અને 'કદાચિત્ મારા પલાયનની વાર્તા પ્રતાપના જાણવામાં આવશે તો તે અવશ્ય મને શોધી કાઢવાનો પ્રયત્ન કરશે;' એવી તેના હૃદયમાં ભીતિ હોવાથી તે નિકટમાં ક્યાંય

પણ ન રોકાતાં પોતાથી જેટલા પરિમાણમાં અધિક દૂર જઇ શકાય તેટલા પરિમાણમાં અધિક દૂર નીકળી જવાનો પણ તેણે પ્રયત્ન કર્યો હતો. ચાલતાં ચાલતાં જે ગિરિશ્રેણી ભારતવર્ષની કટિબંધસ્વરૂપિણી મનાય છે તે પર્વતશ્રેણી નિટકમાં જ તેના જોવામાં આવી. ' જો હું પર્વતપર આરોહણ કરીશ, તો મને શોધવામાટે નીકળેલા મનુષ્યોમાંનો કોઇ પણ મનુષ્ય અવશ્ય મને જોઇ જશે; ' એવી આશંકાથી દિવસના સમયમાં તેણે પર્વતપર આરોહણ ન કર્યું અને તે અરણ્યમાં જ ક્યાંક છુપાઇને બેસી રહી. તેનો સમસ્ત દિવસ અનાહાર અવસ્થામાં જ વીતી ગયો. સાયાન્હકાળ વીત્યો એટલે ' પ્રથમ અંધકાર વ્યાપશે અને ત્યારપછી જ્યોત્સ્નાનો અધિકાર થશે ' એ શૈવલિનીના જાણવામાં હોવાથી અંધકારમાં જ તેણે પર્વતપર ચઢવાનો આરંભ કરી દીધો. અંધકારમાં શિલાખંડોના આઘાતથી તેનાં સુકોમળ ચરણો ક્ષતવિક્ષત થવા લાગ્યાં; ક્ષુદ્ર લતાગુલ્મમાં માર્ગ દેખાતો ન હોતો તેમ જ એ લતાગુલ્મમાંના કાંટા ચરણોમાં ભોકાઇ જવાથી તથા કંટકવૃક્ષોની શાખાઓ સાથે હસ્ત અથડાઇ જવાથી તેનાં ચરણો તથા હસ્તો વીંધાઈ જતાં તેમાંથી રક્તનું વહન થવા લાગ્યું. અર્થાત્ શૈવલિનીના પ્રાયશ્ચિત્તનો પ્રારંભ થઇ ચૂક્યો.

પરંતુ શૈવલિની પોતાની ઇચ્છાથી જ આ પ્રાયશ્ચિત્તમાં પ્રવૃત્ત થયેલી હોવાથી આ સંકટોથી તેના અંતઃકરણમાં દુઃખનો લેશમાત્ર પણ આઘાત ન થયો. અર્થાત્ પોતાની ઇચ્છાથી જ સુખમય સંસારને ત્યાગીને તેણે આ ભીષણ, કંટકમય તથા હિંસ્રજન્તુપરિપૂર્ણ પાર્વતીય અરણ્યમાં પ્રવેશ કર્યો હતો એટલે તેના હૃદયમાં દુઃખ કિંવા શોકનો આઘાત શાનો થાય વારૂ ? અત્યાર સુધી શૈવલિની ઘોર પાપના પંકમાં નિમગ્ન હતી એટલે હવે આ દુઃખોને ભોગવવાથી શું તેના પાપનો કાંઇ પણ ઉપશમ થશે ખરો કે ?

પ્રાયશ્ચિત્તથી પાપનો પરિહાર થાય છે એવી શૈવલિનીની શ્રદ્ધા

કિંવા માન્યતા હોવાથી તે અત્યારે ક્ષુધા તથા પિપાસાવડે પીડાતી હોવા છતાં અને તેનાં છિન્નવિચ્છિન્ન ચરણો તથા શરીરમાંથી રક્તપાત થતો હોવા છતાં પણ પર્વતપર આરોહણ કરી રહી હતી. લતાગુલ્મ તથા શિલારાશિના મધ્યમાં જ્યાં દિવસના સમયમાં પણ માર્ગ દૃષ્ટિગોચર થવાનો અલ્પ સંભવ હતો ત્યાં ભીષણ અંધકારમયી રાત્રિના સમયમાં માર્ગ ન મળી શકે એ સર્વથા સ્વાભાવિક હોવાથી શૈવલિની અત્યંત કષ્ટ પૂર્વક પર્વતના અમુક અલ્પ ભાગ પર્યન્ત જેમ તેમ કરીને આરોહણ કરી શકી.

એ ક્ષણે જ મેઘોનો ઘોરતર આડંબર થયેલો તેના જોવામાં આવ્યો. મેઘોના રંધ્રશૂન્ય, છેદશૂન્ય, અનન્ત તથા વિસ્તૃત કૃષ્ણવર્ણ આવરણવડે આકાશનું મુખ સર્વથા આવૃત્ત થઇ ગયું. અંધકારપર અંધકારનો પાત થતાં ગિરિશ્રેણી, ગિરિતલમાં વિસ્તરેલી વનરાજી તથા દૂરવર્તિની સરિતા આદિ તે અંધકારમાં ઢંકાઇને અદૃશ્યવત્ થઇ ગયાં. અર્થાત્ વિશ્વ કેવળ અંધકારાત્મક જ હોયની ! એવો જ એ વેળાયે ભાસ થવા લાગ્યો અને તેથી શૈવલિની પોતાના મનમાં ધારવા લાગી કે: " આ વિશ્વમાં પાષાણ, કંટક તથા અંધકાર વિના અન્ય કોઇ વસ્તુ અસ્તિત્વ ધરાવતી જ નથી ! " આવી પરિસ્થિતિમાં પર્વતપર ચઢવાનો પ્રયત્ન સફળ થઇ શકે તેમ ન હોવાથી શૈવલિની હતાશ થઇને તે કંટકવનમાં જ બેસી રહી.

આકાશના મધ્યભાગથી આરંભીને આકાશની સીમા પર્યન્ત અને આકાશની સીમાથી આકાશના મધ્યભાગ પર્યન્ત ચપલા કિંવા વીજળી ચમકવા લાગી અને તેનો તે ચમકાટ અતિશય ભયંકર હતો. ચપળાના ચમકાટ સાથે અત્યંત ભયાનક મેઘગર્જનાનો પણ આરંભ થઇ ગયો. શૈવલિનીએ જાણ્યું કે: " હવે નિદાઘકાલિક ભીષણ ઝંઝાવાતનો પણ આરંભ થશે અને તે ઝંઝાવાત સર્વનાશને ઉપસ્થિત કરી દેશે; એટલે કે, તે ઝંઝાવાતના આઘાતથી આ પર્વતપ્રદેશમાંનાં અનેક વૃક્ષો, શાખાપત્રો તથા પુષ્પ આદિ પોતાના

સ્થાનથી ભ્રષ્ટ તથા નષ્ટ થઇ જશે. શું આ અભાગિની શૈવ-લિનીના ભાગ્યમાં એ સુખના સાક્ષાત્કારનો યોગ નથી લખાયો ? "

શૈવલિની આવા વિલક્ષણ વિચારમાં નિમગ્ન થયેલી હતી એટલામાં અચાનક તેના શરીરને કોઇ શીતલ વસ્તુનો સ્પર્શ થયો. જે શીતલ વસ્તુનો તેના શરીરને સ્પર્શ થયો હતો તે જલવૃષ્ટિનો એક બિન્દુ હતો. પ્રથમ થોડી વાર ઝરમર ઝરમર વર્ષાદ વર્ષવા લાગ્યો અને ત્યારપછી દિગન્તવ્યાપિની ગર્જના કર્ણગોચર થવા લાગી. એ વૃષ્ટિ, વાયુ તથા મેઘની એકત્ર ગર્જના હતી અને તેમાં વૃક્ષોના પાતનો ધ્વનિ, ભયભીત પશુઓના ચીત્કાર અને પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઇને નીચે પડતા પાષાણોનો ધ્વનિ ઇત્યાદિ ધ્વનિઓ આવી મળતાં જાણે સાક્ષાત્ ભયંકરતા જ ચીત્કાર કરી રહી હોયની ! એવો જ ભાસ થતો હતો. દૂર ગંગાની ક્ષિપ્ત તરંગ-માલાનો કોલાહલ પણ સંભળાતો હતો. આવા મહાભયાનક અવસરે શૈવલિની પોતાના મસ્તકને અવનત કરીને એક પાર્વતીય પાષણપર બેઠી હતી. તેના શિરપર શીતલ પર્જન્યધારાનો પાત થયા કરતો હતો; વૃક્ષ, લતા તથા ગુલ્મ આદિની શાખાઓ વાયુના આઘાતથી ઉડીને તેના શરીર સાથે અથડાતી હતી, પાછી નીચે પડી જતી હતી તથા પાછી તેના દેહપર જઇ પડતી હતી અને પર્વતના શિખરપ્રાંતમાંથી નીચે ઊતરતો જલપ્રવાહ વિષમ વેગથી આવીને શૈવલિનીના ઊરુદેશ પર્યન્તના શરીર ભાગને ડૂબાવતો આગળ ધસી રહ્યો હતો.

હે જડ પ્રકૃતિ દેવિ ! તારાં ચરણોમાં અમારા કોટિ કોટિ પ્રણામ; કારણ કે, તારામાં દયા નથી, સમતા નથી, સ્નેહ નથી અને જીવોના પ્રાણનાશનો સંકોચ નથી; તું અશેષ ક્લેશની જનની હોવા છતાં તારી પાસેથી જ સર્વ વસ્તુઓની પ્રાપ્તિ થતી હોવાથી તું સર્વ સુખોનું મૂળ છે, સર્વમંગલમયી છે, સર્વાર્થસાધિકા છે, સર્વકામનાપૂર્ણકારિણી છે તથા સર્વાંગસુન્દરી છે અને એટલામાટે

તારાં ચરણોમાં અમો મસ્તક નમાવીએ છીએ. હે મહાભયંકરી અને નાનારૂપરંગિણી કાલિકે ! ગત રાત્રિના સમયમાં તેં પોતાના લલાટને ચંદ્રતિલકવડે વિભૂષિત કરીને તથા પોતાના મસ્તકને નક્ષત્રકિરીટવડે શોભાવીને પોતાના ભુવનમોહન હાસ્યથી વિશ્વને વિમુગ્ધ કરી દીધું હતું; ગંગાની ક્ષુદ્ર ઊર્મિઓની પુષ્પમાળા ગુંથીને પ્રત્યેક પુષ્પમાં ચન્દ્રને ઝૂલાવ્યો હતો, સૈકત વાલુકામાં કોટિ કોટિ હીરકોને પ્રજ્વલિત કરી દીધા હતા અને ગંગાના હૃદયમાં નીલિમાને રેડી દઇને તેમાં કેટલા આનન્દથી યુવકો તથા યુવતીઓને વિહરાવ્યાં હતાં. અર્થાત્ ગત રાત્રિના સમયમાં તેં પોતાના આદરજ્ઞાન તથા આદરદાનનો સૃષ્ટિને પૂર્ણ પરિચય કરાવ્યો હતો અને આજે આ શું વારૂ ? તારા અવતારનું આવું ભીષણ પરિવર્તન કેમ થઇ ગયું અને તું અવિશ્વાસયોગ્ય સર્વનાશિની કેમ થઇ ગઈ વારૂ ? જીવસંહારરૂપ ક્રીડામાં તું આટલી સીમા પર્યન્ત આનન્દને શા કારણથી અનુભવી રહી છે, એની અમારાથી કલ્પના કરી શકાતી નથી. તારામાં બુદ્ધિ, જ્ઞાન તથા ચેતના એ ત્રણે વસ્તુઓનો અભાવ હોવા છતાં પણ તું સર્વમયી, સર્વકર્ત્રી, સર્વનાશિની તથા સર્વશક્તિમયી છે, એ તો સર્વથા નિર્વિવાદ છે. તું ઐશી માયા છે, ઇશ્વરની કીર્તિ છે અને તેથી સર્વથા અજ્ઞેયા હોવાથી તારાં શ્રીચરણોમાં અમારા કોટિ કોટિ પ્રણામ છે !

પુષ્કળ સમય વીત્યા પછી વૃષ્ટિ વિરામી ગઇ; પરંતુ અવરુંદ કિંવા ભયાનક ઝંઝાવાતનો અવરોધ ન થયો. માત્ર ઝંઝાવાતની તીવ્રતા કાંઇક ન્યૂન થઇ ગઇ હતી અને અંધકાર ગાઢતર થવા લાગ્યો હતો. શૈવલિનીએ જાણી લીધું કે: "અત્યારની પરિસ્થિતિમાં જેમ પર્વતપર ચઢી શકાય તેમ નથી તેમ જ પર્વતપરથી હવે નીચે પણ ઊતરી શકાય તેમ નથી." અર્થાત્ આવી પરિસ્થિતિમાં શૈવલિની ત્યાં જ બેઠી બેઠી અસહ્ય શીતલતાના આઘાતથી કંપવા લાગી. એ વેળાયે વેદગ્રામમાંના પોતાના ગાર્હસ્થ્ય-

સુખપૂર્ણ પતિગૃહનું તેના મનમાં સ્મરણ થયા કરતું હતું અને તેથી તે મનોગત કહેવા લાગી કેઃ " જો એક વાર મારા પતિદેવના પૂજાગૃહના દર્શનથી મારાં નેત્રો કૃતાર્થ થયા પછી મારું મરણ આવે, તો હું આનન્દથી મરીશ; પરંતુ અત્યારની પરિસ્થિતિને જોતાં તો એમ જ જણાય છે કે મારી આશા પૂર્ણ થવાની વાત તો દૂર રહી, પણ આવતી કાલના સૂર્યનો ઉદય પણ મારા જોવામાં આવશે કે કેમ, એ પણ સર્વથા શંકાસ્પદ છે. અર્થાત્ હું વારંવાર જે મૃત્યુનું આવ્હાન કર્યાં કરતી હતી તે મૃત્યુદેવ કિંવા યમરાજ અત્યારે મારાં નેત્રો સમક્ષ આવીને ઊભો રહ્યો છે ! " તે જે સમયે આવા પ્રકારના વિચારોમાં તલ્લીન થયેલી હતી તે સમયે એ માનવશૂન્ય પર્વતપ્રદેશમાં, એ અગમ્ય વનવિભાગમાં અને એ મહાઘોર અંધકારમાં એક મનુષ્યે શૈવલિનીના શરીરને હસ્તસ્પર્શ કર્યો.

શૈવલિનીએ પ્રથમ તો તે મનુષ્યને કોઇ વન્ય પશુ માની લીધો અને તેથી તે જ્યાં બેઠી હતી ત્યાંથી લગાર દૂર ખસી ગઇ. પરંતુ વળી પાછો જ્યારે બીજી વાર તેના શરીરને તે મનુષ્યના હસ્તનો સ્પર્શ થયો, ત્યારે તેને તેણે મનુષ્યના હસ્તસ્પર્શ તરીકે ઓળખી લીધો; કિંતુ અંધકારમાં તે મનુષ્યને શૈવલિની જોઇ શકી નહિ અને તેથી તે ભયવિકૃત સ્વરથી કહેવા લાગી કેઃ " તમો કોણ છો ? કોઇ દેવ છો કે મનુષ્ય છો ? જો તમો મનુષ્ય હો, તો તો આ શૈવલિની તમારાથી ભયભીત થાય તેમ નથી; પરંતુ જો તમો કોઇ દેવ, હો, તો પછી મારે તમારાથી ભયભીત થવું જ જોઇએ; કારણ કે, દેવ દંડવિધાતા હોય છે અને પાપી મનુષ્ય દંડવિધાતાના દર્શનથી સ્વાભાવિક જ મર્જગલિત થઇ જાય છે ! "

શૈવલિનીના આ ભાષણનું કોઇએ કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ; કિન્તુ શૈવલિનીએ એટલું તો અવશ્ય જાણી લીધું કે તે મનુષ્ય

હોય કે દેવ હોય, પણ તે તેને પોતાના ઉભય હસ્તોમાં પકડવાનો પ્રયત્ન કરી રહ્યો હતો; કારણ કે, તે મનુષ્યના ઉષ્ણ નિઃશ્વાસનો શૈવલિનીના સ્કંધભાગને વારંવાર સ્પર્શ થયા કરતો હતો. અંતે તે મનુષ્યે પોતાના એક હસ્તને શૈવલિનીના પૃષ્ઠદેશમાં સ્થાપી દીધો અને એક હસ્તથી શૈવલિનીનાં બન્ને ચરણોને એકત્ર કરીને પકડી લીધાં. હવે તે મનુષ્ય પોતાને ઊપાડી રહ્યો હતો એ રહસ્ય શૈવલિનીના જાણુવામાં આવી ગયું અને તેથી તેણે એક ચીત્કાર કર્યો; કારણ કે, તે દેવ હોય કિંવા મનુષ્ય હોય, પણ અત્યારે તે તેને પોતાની ભુજાઓપર ઉપાડીને ક્યાંક લઇ જતો હતો એ તેનું કાર્ય શૈવલિનીથી અજ્ઞાત રહ્યું ન હોતું અને એ જ તેના ચીત્કારનું કારણ હતું. કેટલાક સમય પછી શૈવલિનીને એવો અનુભવ થયો કે તે મનુષ્ય તેને પોતાની ભુજાઓપર ઉપાડીને અત્યંત સાવધાનતા પૂર્વક પર્વતના શિખરભાગમાં જવામાટે આરોહણ કરી રહ્યો હતો. શૈવલિનીએ મનોગત કહ્યું કેઃ “ આ અન્ય ગમે તે પુરુષ હોય, પરંતુ લૉરેન્સ્ ફૉસ્ટર તો નથી જ ! ”



## પ્રથમ પરિચ્છેદ

### પ્રતાપે શું કર્યું ?

"How far that little candle throws its beams!
So shines a good deed in a naughty world."
*Shakespeare.*

પ્રતાપ એક જમીનદાર પણ હતો અને પ્રતાપ એક લુટારો અથવા દસ્યુ પણ હતો. અમો અત્યારે જે સમયનું નિરૂપણ કરી રહ્યા છીએ તે સમયના અનેક જમીનદારોનો દસ્યુવર્ગમાં જ સમાવેશ થતો હતો, અર્થાત્ તેઓ જમીનદારના નામથી ઓળખાતા એક પ્રકારના લુટારા જ હતા એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય છે જ નહિ. ડાર્વિન્ કહે છે કે, માનવજાતિનો ઉદ્ભવ વાનરજાતિમાંથી થયેલો છે અને અત્યારનાં માનવસંતાનો વાનરનાં પ્રપૌત્ર છે. જ્યારે ડાર્વિનના આ કથનથી કોઈ મનુષ્યના મનમાં કોપનો આવિર્ભાવ નથી થતો એટલે એથી અમો આશા રાખીએ છીએ કે અમોએ જમીનદારોને અહીં લુટારાના વંશજો તરીકે ઓળખાવ્યા છે, તેથી જમીનદારોના મનમા પણ કોપનો આવિર્ભાવ નહિ જ થાય; કારણ કે, જો વાસ્તવિકતાથી જોવામાં આવે, તો દસ્યુ અથવા લુટારાનાઃ વંશમાં અવતાર લેવો એ કાંઈ મનુષ્યના ગૌરવને ઘટાડી નાખનારી ઘટના નથી. અર્થાત્ ઇતિહાસમાં દૃષ્ટિપાત કરતાં આપણને સ્પષ્ટ જણાઈ આવે છે કે જેઓ આ સંસારમાં પોતાના શાશ્વત ગૌરવસ્તંભને સ્થાપી ગયા છે તે પુરુષોમાંના અનેક પુરુષો દસ્યુવંશમાં જ જન્મેલા હતા. તૈમુર લંગ નામક વિખ્યાત દસ્યુના બહુધા સર્વ વંશજો પોતાની વંશમર્યાદાની રક્ષામાં આ પૃથ્વીમાં સર્વશ્રેષ્ઠ પદવીના અધિકારી થયા હતા; ઇંગ્લૅંડમાં પણ જે પુરુષો પોતાના વંશમર્યાદા વિષયક ગર્વને વિશેષ ભાવથી દર્શાવ્યા કરે છે તેઓ પણ નૉર્મન્ કિંવા સ્કેન્ડિનેવિયન્ નાવિક

દસ્યુ કિંવા ચાંચિયાના વંશજો તરીકે જ પોતાનો પરિચય કરાવે છે અને એવી જ રીતે જે કુરુનામક વંશની પ્રાચીન ભારતમાં અતિશય પ્રતિષ્ઠા હતી તે કુરુવંશના પુરુષો પણ ગોચોર હતા; કારણ કે, તેઓ વિરાટની ઉત્તર ગોશાળામાંથી ગાયોને ચોરી લાવ્યા હતા. સારાંશ કે, આ સર્વે ઉદાહરણોને જોતાં આપણા બંગાળી જમીનદારોમાંના કેટલાક જમીનદારો જો આવા પ્રકારની કિંચિદ્ વંશમર્યાદા ધરાવતા હોય, તો તે જેવી રીતે આશ્ચર્યકારિણી ઘટના નથી તેવી જ રીતે એથી તેમના ગૌરવની ન્યૂનતા થવાનો પણ સંભવ નથી

પરંતુ અન્યાન્ય પ્રાચીન જમીનદારોની દસ્યુતાથી પ્રતાપની દસ્યુતા કાંઇક ભિન્ન પ્રકારની હતી; કારણ કે, પ્રતાપ કેવળ પોતાની સંપત્તિની સંરક્ષામાટે કિંવા પ્રબળ શત્રુના દમનમાટે જ લુટારાની સહાયતા લેતો હતો; અન્યાયથી અન્ય જનોની સંપત્તિને હરી લેવામાટે કિંવા અન્ય મનુષ્યોને પીડવામાટે તે દસ્યુઓની સહાયતાને કદાપિ સ્વીકારતો ન હોતો; માત્ર એટલું જ નહિ, પણ એથી સર્વથા વિરુદ્ધ ભાવથી એટલે કે, દુર્બળ કિંવા પીડિત મનુષ્યોની રક્ષા કરીને પરોપકારજન્ય પુણ્યની પ્રાપ્તિમાટે જ તે દસ્યુતા કરતો હતો એમ જ આપણે કહેવું જોઇએ. પ્રતાપ અત્યારે પણ એ જ પરોપકારના માર્ગમાં અગ્રેસર થવામાટે કટિબદ્ધ થઇ ગયો હતો.

જે રાત્રે શૈવલિની નૌકામાંથી પલાયન કરી ગઇ તે રાત્રિનો અંત થતાં દ્વિતીય દિવસના પ્રભાતકાળમાં પ્રતાપ જ્યારે તેની નિદ્રાનો ભંગ થયો ત્યારે રામચરણને ત્યાં આવેલો જોઇને જેવી રીતે આનન્દમગ્ન થયો તેવો જ રીતે શૈવલિનીને ત્યાં ન જોવાથી અતિશય શોકમગ્ન થઈ ગયો. કેટલોક સમય પ્રતીક્ષામાં વીતાડવા છતાં પણ જ્યારે શૈવલિની તેના જોવામાં ન આવી એટલે પછી તેણે શૈવલિનીના અનુસંધાનનો આરંભ કરી દીધો. તેણે ગંગાના તીરપ્રાંતમાં શૈવલિનીને શોધી, પરંતુ તે ત્યાં તેને ન મળી. ત્યાર પછી કેટલોક સમય વીતી ગયો અને અંતે પ્રતાપે નિરાશ થઇને એવો સિદ્ધાન્ત

કરી લીધો કે: " શૈવલિની ગંગાના જળપ્રવાહમાં ડૂબીને મરી ગયેલી હોવી જોઇએ; " કારણ કે, શૈવલિની ડૂબીને મરી જાય એ અસંભવનીય ઘટના ન હોતી, એ રહસ્યને તે સારી રીતે જાણતો હતો.

આવા પ્રકારના નિશ્ચયપર આવીને પ્રતાપ વિચાર કરતો મનોગત કહેવા લાગ્યો કે: " વસ્તુતઃ શૈવલિનીના અકાળ મૃત્યુનું કારણ તો હું પોતે જ છું. " પરંતુ એ સાથે તેના મનમાં એવા વિચારો પણ આવવા લાગ્યા કે: " એમાં મારો શો દોષ છે વારૂ ? કારણ કે, હું ધર્મથી વિરુદ્ધ વર્તીને અધર્મના માર્ગમાં કદાપિ અગ્રેસર થતો જ નથી અને તેથી શૈવલિની જે કારણથી આત્મહત્યા કરીને મરી ગઇ છે તે કારણનું મારાથી નિવારણ કરી શકાય તેમ હતું જ નહિ. " અર્થાત્ પ્રતાપને પોતાપર કોપાયમાન થવાનું કોઇ પણ કારણ ન દેખાયું અને તેથી ચન્દ્રશેખરપર કિંચિત્ કોપાયમાન થઇને તે બોલ્યો કે : " ચન્દ્રશેખરે શૈવલિની સાથે લગ્નસંબંધ શામાટે કર્યો વારૂ ? " ત્યારપછી પોતાની પત્ની રૂપસી પ્રતિ કિંચિત્ કોપ દર્શાવીને તે મનોગત કહેવા લાગ્યો કે: " મારો શરીરસંબંધ શૈવલિની સાથે ન થતાં રૂપસી સાથે શામાટે થયો ? " અંતે તેનો કોપ સુન્દરીપર જઇ પડતાં તેણે કહેવા માંડ્યું કે: " જો સુન્દરીએ મારી પાસે આવી મને ઉત્તેજિત કરીને શૈવલિનીના શોધમાં પ્રવૃત્ત ન કર્યો હોત, તો શૈવલિની સાથે ગંગાના જળમાં સંતરણનો જે પ્રસંગ ઉપસ્થિત થયો તે પ્રસંગ ઉપસ્થિત થાત નહિ અને જો એ પ્રસંગ ઉપસ્થિત ન થાત, તો શૈવલિની ગંગામાં ડૂબીને મરી પણ ન જાત ! " પ્રતાપનો એ સર્વથી અધિક કોપ લૉરેન્સ ફૉસ્ટરના શિરપર ઊતર્યો અને તેથી તે અત્યંત ગંભીર ભાવથી વિચાર કરતો આત્મગત કહેવા લાગ્યો કે: ' જો લૉરેન્સ્ ફૉસ્ટર્ શૈવલિનીને તેના ગૃહમાંથી રાત્રિના સમયમાં બળાત્કારે ઉપાડી લાવ્યો ન હોત, તો આ સર્વ ઘટનાઓમાંની એક પણ ઘટના ઘટત નહિ અને જો અંગ્રેજો બંગાળામાં ન આવ્યા હોત, તો શૈવલિની લૉરેન્સ ફૉસ્ટ-

રૂના પંજામાં સપડાત નહિ.” આવી રીતે કારણપરંપરાનો વિચાર કરતાં પ્રતાપના હૃદયમાં અંગ્રેજજાતિ વિષયક અનિવાર્ય ક્રોપનો આવિર્ભાવ થયો અને તેથી તેણે પોતાના હૃદયમાં એવો દૃઢ નિશ્ચય કરી લીધો કે: “ ફૉસ્ટરને પકડીને મારી નાખવો અને ત્યારપછી તેના મૃત શરીરનો અગ્નિ સંસ્કાર કરી નાખવો, એ જ શ્રેયસ્કર છે; કારણ કે, નહિ તો વળી પાછો તે જીવતો થઈ જશે અને જો તેના મૃત દેહને કબ્રમાં દાટવામાં આવશે તો કબ્રમાંથી પણ તે માટીને ખસેડીને પાછો બહાર નીકળી આવશે.” એ ઉપરાંત પ્રતાપે જે એક અન્ય સિદ્ધાન્ત કર્યો તે એ કે: “ અંગ્રેજજાતિનો બંગાળામાંથી સર્વથા ઉચ્છેદ કરી નાખવો એ અન્ય સર્વ કાર્યોથી અત્યંત આવશ્યક તથા પ્રધાન કાર્ય છે; કારણ કે, અંગ્રેજોના સમુદાયમાં અનેક લૉરેન્સ ફૉસ્ટરોનો સમાવેશ થયેલો છે.”

આવા પ્રકારના વિચારોમાં નિમગ્ન થયેલો પ્રતાપ તે જ નૌકામાં બેસીને પાછો મોંગીરમાં આવી લાગ્યો. મોંગીરમાં પહોંચ્યા પછી પ્રતાપ કિલ્લામાં ગયો અને ત્યાં અંગ્રેજો સાથે નવ્વાબનો જે વિગ્રહ કિંવા સંગ્રામ થવાનો હતો તે સંગ્રામની ધુમધડાકાથી ચાલી રહેલી તૈયારીઓ તેના જોવામાં આવી. અંગ્રેજો સાથે આરંભાનારા યુદ્ધની તૈયારીઓને જોઇને પ્રતાપના હૃદયમાં અત્યંત આહ્લાદ થયો અને તેથી તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે: “ નવ્વાબ આ અંગ્રેજ નામધારી રાક્ષસોને શું બંગાળામાથી નહિ જ હાંકી કાઢી શકે? અને લૉરેન્સ્ ફૉસ્ટર નહિ જ પકડાય?” ત્યારપછી તે આત્મગત એવા વિચારમાં તલ્લીન થયો કે: “અત્યારનો અવસર એવો છે કે જે મનુષ્યમાં જેટલી શક્તિ હોય તે મનુષ્યે પોતાની શક્તિ અનુસાર આ કાર્યમાં નવ્વાબને અવશ્ય સહાયતા આપવી જ જોઇએ; કારણ કે, ખિસકોલી પણ સમુદ્રને સેતુબદ્ધ કરી શકે છે;* તો પછી મનુષ્ય

* આ પ્રસંગ રામાયણમાં વર્ણવાયલો છે. શ્રી રામચંદ્ર રામેશ્વરથી સમુદ્રને ઉલ્લંઘીને રાવણને સંહારવામાટે લંકામાં નિર્વિઘ્ન પહોંચી જાય

ધારે તો શું ન કરી શકે વારૂ ? " આ વિચારની લગોલગ તેના
માં એવા વિચારો ઉદ્દભવ્યા કે: " ત્યારે મારાથી નવ્વાબને આ
માં કાંઇ પણ સહાયતા આપી શકાય તેમ નથી જ કે શું ?
ાથી શું કરી શકાય તેમ છે ? કારણ કે, મારા અધિકારમાં
વેદ્યાનિપુણ સેના નથી; મારી સેનામાં તો કેવળ લાઠીવાળા
લુટારા જ ભરેલા છે; પરંતુ મારા એ લાઠીવાળા તથા લુટારા
ાટનું કામ તો અવશ્ય કરી શકશે અને તેથી જે ગ્રામના લોકો
ંગ્રેજોને સહાયતા આપતા દેખાય તે ગ્રામને મારાથી તત્કાળ લુટી
શે એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ; માત્ર
તું જ નહિ, પણ જે સ્થાનમાં કોઇ પણ લોકો અંગ્રેજોમાટે રસદ
જતા મારા જોવામાં આવશે તે સ્થાનમાં હું રસદની લૂટ કરીશ
અંગ્રેજોનો ખજાનો મારા જોવામા આવતાં તે ખજાનાને પણ
લઇશ. મારા આ વ્યવસાયથી પણ નવ્વાબને તેના દેશોદ્ધારના
માં બહુ જ સહાયતા મળી શકે તેમ છે; કારણ કે, સંમુખ
ામમાં જે વિજય થાય છે તે તો શત્રુના વિનાશનો માત્ર એક
ાન્ય ઉપાય મનાય છે અને તેથી રાજનીતિજ્ઞ પુરુષોએ શત્રુ
ના પ્રથરોધ તથા ખાદ્ય સામગ્રીના અવરોધને જ શત્રુવિના-
પ્રધાન ઉપાયો માનેલા છે. અર્થાત્ મારાથી જેટલા પરિમા-
યોજી શકાશે તેટલા પરિમાણમાં હું એ ઉપાયોને જ યોજતો
ા ! "

એ પછી કેટલોક સમય વિચારમાં વીતાડીને પ્રતાપ પુનઃ
મગત કહેવા લાગ્યો કે: " પરંતુ હું આ વ્યાધિને મારા શિરપર
ી લેવાને તૈયાર થયો છું તેનું કારણ શું છે વારૂ ? એનાં
ો અનેક છે અને તેથી આ સર્વ ઉત્પાતો મારે કરવા જ
એ. પ્રથમ કારણ તો એ છે કે અંગ્રેજોએ ચન્દ્રશેખરનો

ઉદ્દેશથી એક ખિસકોલીએ પોતાની શક્તિ અનુસાર સેતુ બાંધવાનો
કર્યો હતો અને એ તેની શુભ ભાવનાનું જ પરિણામ હતું. અનુવાદક

સર્વનાશ કર્યો છે; દ્વિતીય કારણ એ છે કે, શૈવલિની આત્મહત્યા કરીને મરી ગઈ છે; તૃતીય કારણ એ છે કે, અંગ્રેજોએ મને કયદ કરી રાખ્યો હતો; ચતુર્થ કારણ એ છે કે, અંગ્રેજોએ અન્ય જનોપર પણ આવા અત્યાચારો કરેલા છે અને હજી પણ તેઓ આવા અત્યાચારો કરે એ સર્વથા સંભવનીય છે અને પંચમ કારણ એ છે કે જો મારાથી અત્યારના અવસરે નવ્વાબને કોઈ પણ ઉપકારના ભારથી દબાવી શકાશે, તો નવ્વાબનો વિજય થતાં ઇનામ તરીકે મને એકાદ બે મોટાં પ્રગણાં પણ મળી જશે. અર્થાત્ આ સર્વ કારણો એક એકથી બલવત્તર હોવાથી હું આ કાર્ય કર્યા વિના નથી જ રહેવાનો. "

આવા પ્રકારના દૃઢ નિશ્ચયપર આવ્યા પછી અમાત્યવર્ગની ખુશામદ કરીને પ્રતાપ નવ્વાબને મળ્યો; પરંતુ નવ્વાબ સાથે થયેલો તેનો વાર્તાલાપ પ્રકાશમાં ન આવ્યો. નવ્વાબને મળ્યા પછી તે પોતાના ગ્રામ પ્રતિ જવાને મોંગીરમાંથી પ્રયાણ કરી ગયો.

બહુ દિવસ પછી પોતાના પતિદેવના આગમનથી રૂપસીની ચિન્તાનો લોપ થયો; પરંતુ શૈવલિનીના મૃત્યુના સમાચાર સાંભળીને રૂપસીના હૃદયમાં અવશ્ય દુઃખનો આઘાત થયો. પ્રતાપના પ્રત્યાગમનના સમાચાર સાંભળીને સુન્દરી તેને મળવામાટે આવી અને શૈવલિનીના મૃત્યુના સમાચાર સાંભળતાં તેના હૃદયમાં પણ જો કે શોક તો થયો જ; તથાપિ તે કહેવા લાગી કે: " જે થવાનું હતું તે થઇ ગયું છે; કિન્તુ શૈવલિની અત્યારે હવે સુખિની થઇ છે એ તો સર્વથા નિર્વિવાદ છે; કારણ કે, તેનામાટે જીવન કરતાં મરણ જ અધિક શ્રેયસ્કર ન હોતું એમ કોઇથી કહી શકાય તેમ છે ખરૂં કે ? નહિ, કદાપિ નહિ. "

પ્રતાપ આવી રીતે રૂપસી તથા સુન્દરીને મળીને વળી પાછો ગૃહને ત્યાગીને ચાલ્યો ગયો. એ ઘટના પછી અલ્પ સમયમાં જ એટલે કે, થોડા દિવસમાં જ સર્વત્ર એ વાર્તા ચર્ચાવા લાગી કે:

"મોંગીરથી આરંભીને કાટવા પર્યન્ત લાઠિયાલ તથા લુટારા દલબદ્ધ થતા જાય છે અને પ્રતાપ રાય તેમને એકત્ર કરી રહ્યો છે." આ વાર્તા સાંભળીને ગુરગનખાન ચિન્તામાં પડી ગયો.

---

## દ્વિતીય પરિચ્છેદ
## શૈવલિનીએ શું કર્યું ?

> "'Tis not the many oaths that make the truth;
> But the plain single vow that is vowed true."
>
> *Shakespeare.*

એક મહાન્ધકારમયી પર્વતગુહામાં પૃષ્ઠભાગને છેદી નાખનારી પાષાણશય્યામાં શૈવલિની પડેલી હતી; કારણ કે, તે મહાકાય પુરુષ શૈવલિનીને એ સ્થાનમાં લાવીને મૂકી ગયો હતો. જો કે ઝંઝાવાત તથા જલવૃષ્ટિની સમાપ્તિ થઇ ગઇ હતી; પરંતુ ગુહામાં અંધકાર, અંધકાર અને કેવળ અંધકાર જ વ્યાપેલો હતો અને તે અંધકારમાં ઘોરતર નિઃશબ્દતાનો આધિકાર હોવાથી અંધકારની ભયંકરતા અવર્ણનીય થઇ ગઇ હતી. અર્થાત્ નેત્રોને મીચી રાખતાં પણ અંધકારનો સાક્ષાત્કાર થતો હતો અને નેત્રોને ઊઘાડતાં પણ તેવો જ અંધકાર દૃષ્ટિગોચર થતો હતો. માત્ર કોઇ કોઇ સ્થાનમાં પર્વતના રંધ્રમાર્ગમાંથી જળના બિન્દુઓ ગુહાતલસ્થ શિલાપર પડતાં તેમનો ક્ષણે ક્ષણે જે ટપ્‌ટપ્ એ પ્રમાણેનો ધ્વનિ થતો હતો તે ધ્વનિને વર્જ્ય કરવામાં આવે, તો ત્યાં ભયાનક નિઃશબ્દતા વ્યાપેલી હતી. હા, કોઇ એક જીવ એટલે કે મનુષ્ય કિંવા પશુ એ ગુહામાં શ્વાસોચ્છ્વાસના વ્યવસાયને જાણે ચલાવી રહ્યો હોયની ! એવો ભાસ પણ થતો હતો અને એ શ્વાસોચ્છ્વાસની ક્રિયાને પણ જો ધ્વનિ માનવામાં આવે, તો એ ધ્વનિ ત્યાં અવશ્ય વર્તમાન હતો એમ અમારે સ્વીકારવું જ જોઇએ.

આટલા સમય પછી શૈવલિની અત્યારે હવે ભયને વશ થઈ ગઇ. શું ભય ? નહિ, તેના મનમાં ઉદ્દ્ભવેલા એ ભાવને વાસ્તવિક ભય કહી શકાય તેમ ન હોતું; કારણ કે, મનુષ્યની સ્થિર બુદ્ધિની જે એક સીમા હોય છે તે સીમાનું શૈવલિની ઉલ્લંઘન કરી ગઈ હતી એટલે તેના મનમાં ભયનો ઉદ્દ્ભવ થાય એ સર્વથા અસંભવનીય હતું. શૈવલિનીને તેનું પોતાનું જીવન અવહનીય તથા અસહનીય ભારરૂપ થઇ પડેલું હોવાથી તે પોતાના જીવનને જો ત્યાગી શકાય તો તેમાં જ પોતાનું કલ્યાણ માનતી હતી અને તેનું કારણ એ હતું કે તેનાં સુખ, ધર્મ, જાતિ, કુલ તથા માન આદિ સર્વસ્વનો લોપ થઈ ગયો હતો એટલે પછી તેના મનમાં ભય શાનો હોય વારુ ?

પરંતુ શૈવલિનીએ પોતાના શૈશવકાળથી પોતાના હૃદયમાં જે આશાનું યત્ન તથા સંગોપન પૂર્વક પાલન કર્યું હતું, તે આશાનો તેણે તે દિવસે જ અથવા તેથી પૂર્વે જ પોતાના હૃદયમાંથી ઉચ્છેદ કરી નાખ્યો હતો; જેનામાટે તેણે પોતાના સર્વસ્વનો ત્યાગ કરી દીધો હતો તે પ્રતાપને પણ અત્યારે તે ત્યાગી બેઠી હતી અને તેથી તેનું ચિત્ત અત્યારે અત્યંત વિકલ તથા નિર્બળ થઇ ગયું હતું. એ ઉપરાંત છેલ્લા બે દિવસ શૈવલિનીએ સર્વથા નિરાહાર અવસ્થામાં વીતાડયા હતા, પ્રવાસનો પરિશ્રમ વેઠયો હતો, પર્વતારોહણની શ્રાંતિને સહન કરી હતી અને ઝંઝાવાત તથા જલવૃષ્ટિની પીડાને પણ ભોગવી હતી અને તેથી જેવી રીતે તેનું ચિત્ત વિકલ તથા નિર્બળ થઇ ગયું હતું તેવી જ રીતે તેના શરીરમાં પણ અત્યંત વિકળતા તથા નિર્બળતાનો આવિર્ભાવ થયો હતો. આવી પરિસ્થિતિમાં ઉપર્યુક્ત ઘટના તેને દૈવી ઘટના તરીકે જ ભાસવા લાગી; કારણ કે, માનવનું દુર્બળ ચિત્ત કેટલાક સમય પર્યન્ત પ્રકૃતિસ્થ કિંવા સ્વસ્થ રહી શકે વારુ ? અર્થાત્ શૈવલિનીના દેહ તથા મન ઉભયનો ભંગ થઇ જતાં તે જાણે સર્વથા ચેતનહીન થઈ ગઇ હોયની ! તેવી રીતે અર્દ્ધનિદ્રાભિભૂત તથા અર્દ્ધ જાગ્રદવસ્થાને

અનુભવવા લાગી અને ગુહાતલમાંના તીવ્રધાર પાષાણખંડો ખૂંચવાથી તેના પૃષ્ઠભાગમાં અસહ્ય વ્યથા પણ થવા લાગી.

જ્યારે શૈવલિનીના ચૈતન્યનો સંપૂર્ણ ભાવથી લોપ થઇ ગયો તે વેળાયે એક વિલક્ષણ સ્વપ્ન તેના જોવામાં આવ્યું. સ્વપ્નમાં તેણે જોયું કે તેના સમક્ષ એક મહાભયંકર અનન્ત સરિતા વિસ્તરેલી હતી અને તેમાં જળનો નહિ, કિન્તુ ઉભય તીરપ્રાન્તોને પ્લાવિત કરતો રુધિરનો પ્રવાહ વેગપૂર્વક વહન કરી રહ્યો હતો; તે રુધિરપ્રવાહમાં અસ્થિગલિત નરદેહો, નરમુંડો તથા કંકાલ આદિ તણાતાં જતાં હતાં અને જેમનાં શરીરોમાં ચર્મ તથા માંસ આદિનો સર્વથા અભાવ હતો અને જેમનાં શરીરોમાં કેવળ અસ્થિ તથા બે વિશાળ, ભીષણ તથા ઉજ્જવલ નેત્રોનાં જ દર્શન થતાં હતાં તેવા કુંભીરાકૃતિ જીવો ઇતસ્તતઃ વિચરતા તે ગલિત શબોને પકડી પકડીને ખાઇ જવાનો વ્યાપાર ચલાવી રહ્યા હતા. શૈવલિનીએ જોયું કે જે મહાકાય પુરુષ તેને પર્વતપરથી ઉપાડી આવ્યો હતો તે જ મહાકાય પુરુષે અત્યારે તેને ઉપાડી લાવીને એ શોણિતસરિતાના તીરપ્રાંતમાં બેસાડી દીધી હતી. તે પ્રદેશમાં સૂર્યનો પ્રકાશ ન હોતો, જ્યોત્સના દષ્ટિગોચર થતી ન હોતી, તારાઓનો સર્વથા અભાવ હતો અને મેઘોનો પણ ભયાનક દુષ્કાળ જ જોવામાં આવતો હતો; અર્થાત્ ત્યાં કોઇ પણ પ્રકારના પ્રકાશનું અસ્તિત્વ હતું જ નહિ તેમ જ અંધકારનો પણ અભાવ હતો. સર્વ વસ્તુઓ જો કે દૃષ્ટિગોચર થતી હતી; પરન્તુ અસ્પષ્ટ સ્વરૂપમાં. રુધિરપૂર્ણ સરિતા, ગલિત શબ, સ્રોતમાં તણાતી કંકાલમાલા તથા અસ્થિમય કુંભીર જીવો એ સર્વ પદાર્થો ભીષણ અંધકારમાં પણ દષ્ટિગોચર થતા હતા. સરિતાના તીરપ્રાંતમાં જો કે વાલુકાનો અભાવ હતો; પરંતુ લોહાની સુઇઓ પોતાના અગ્રભાગોને ઊર્ધ્વ કરીને ત્યાં પડેલી હતી. શૈવલિનીને તે મહાકાય પુરુષે એ સુઇઓના અગ્રભાગોની ઉપર બેસાડીને એ શોણિતસરિતામાંથી પાર થઇ જવાની આજ્ઞા આપી દીધી; પરંતુ ત્યાં

પાર થવાનું નૌકા કિંવા સેતુ જેવું કોઈ પણ સાધન ન હોવાથી તે મહાકાય પુરુષે શૈવલિનીને સંબોધીને કહ્યું કે: "તું સંતરણકળામાં અત્યંત પ્રવીણ હોવાથી આ શોણિતસરિતામાં તરીને પરતીરે પહોંચી જા; કારણ કે, તેં ગંગા નદીમાં પ્રતાપ સાથે તરીને સંતરણકળા વિષયક પોતાના કૌશલ્યનો એકથી વિશેષ વાર પરિચય કરાવ્યો છે." પરંતુ એ શોણિતની સરિતામાં શૈવલિનીથી સંતરણ કરી શકાય તેમ હતું ખરું કે ? નહિ જ. અર્થાત્ પોતાની આજ્ઞા અનુસાર તેને સંતરણમાટે તત્પર ન જોઇને તે મહાકાય પુરુષે તેના શરીરપર પ્રહાર કરવામાટે એક વેત્રયષ્ટિકાને ઉગામી અને શૈવલિનીનું હૃદય ભયભીત થયેલું હોવાથી તે યષ્ટિકા તેને ધગધગતી લોહયષ્ટિકા સમાન દેખાવા લાગી. શૈવલિનીના હસ્તથી પોતાની આજ્ઞાના પાલનમાં વિલંબ થતો જોઇને તે મહાકાય પુરુષે શૈવલિનીના પૃષ્ઠભાગમાં વેત્રાઘાત કરવાના વ્યવસાયને આરંભી દીધો અને તે વેત્રાઘાતથી શૈવલિની દગ્ધ થવા લાગી. અંતે તે વેત્રનો પ્રહાર અસહ્ય થઇ પડતાં શૈવલિની નિરુપાય થઇને રુધિરસરિતામાં કૂદી પડી. તેને રુધિરસરિતામાં પડેલી જોતાં જ સર્વ કુંભીરો અથવા શોણિતસરિતામાંના મગરમચ્છો જો કે તેને પકડવામાટે તેની પાસે આવી લાગ્યાં, પરંતુ તેમણે તેને પકડી નહિ. શૈવલિની રુધિરસરિતામાં તરતી આગળ વધવા લાગી અને રુધિરનો પ્રવાહ તેના મુખમાં પ્રવેશ કરવા લાગ્યો. મહાકાય પુરુષ પણ તેની સાથે સાથે રુધિરપ્રવાહની ઉપર જાણે ભૂમિપર ચાલતો હોયની ! તેવી રીતે ચાલવા લાગ્યો; પરંતુ તે રુધિરપ્રવાહમાં લેશમાત્ર પણ ડૂબ્યો નહિ. વચ્ચે વચ્ચે પૂતિગંધ–વિશિષ્ટ ગલિત શબો તણાઇ આવીને શૈવલિનીના શરીર સાથે અથડાવા લાગ્યાં. આવી રીતે અંતે શૈવલિની રુધિરસરિતાના પરતીરમાં પહોંચી ગઇ. ત્યાં તીરપ્રાંતમાં જતાં જ આસપાસ દૃષ્ટિપાત કરીને તે "રક્ષા કરો, રક્ષા કરો !" એ પ્રમાણેનો ભયાનક ચીત્કાર કરવા લાગી. તેણે પોતાની દૃષ્ટિ સમક્ષ જે દૃશ્યને વિસ્તરેલું જોયું તેની

સીમા પણ ન હોતી, તેનો આકાર પણ ન હોતો, તેનો વર્ણ પણ ન હોતો અને તેનું કાંઇ નામ પણ ન હોતું. ત્યાંનો પ્રકાશ અત્યંત ક્ષીણ હોવા છતાં એવો અને એટલો તો ઉત્તમ હતો કે તેનો નેત્રોમાં પ્રવેશ થતાંની સાથે જ શૈવલિનીનાં લોચનો વિદીર્ણ થવા લાગ્યાં અને વિષના સંયોગથી જેવી રીતે જ્વાલાનો ઉદ્‌ભવ થાય છે તેવી રીતે તેનાં ચક્ષુઓમાં જ્વાલાનો આવિર્ભાવ થવા લાગ્યો. તેની નાસિકામાં એક પ્રકારના એવા તીવ્ર તથા ભયાનક પૂતિગંધે પ્રવેશ કર્યો કે તેના યોગે, પોતાની નાસિકાને બંધ કરવા છતાં પણ, શૈવલિનીની દશા કોઇ એક ઉન્માદિની સમાન થઇ ગઇ. તેનાં શ્રવણોમાં એકસમયાવચ્છેદે કઠોર, કર્કશ તથા ભયાવહ શબ્દો પ્રવેશવા લાગ્યા; અર્થાત્ હૃદયવિદારક આર્તનાદ, પૈશાચિક હાસ્ય, વિકટ હુંકાર, પર્વતવિદારણ, પાષાણખંડપતન, શિલાઘર્ષણ, જલકલ્લોલ, અગ્નિગર્જન તથા મુમુર્ષુઓનું ક્રંદન આદિ એકસમયાવચ્છેદે તેનાં શ્રવણોને વિદીર્ણ કરવા લાગ્યાં. તેની દૃષ્ટિના સંમુખ ભાગમાં ક્ષણે ક્ષણે પ્રચંડ વાયુ એવા તો ભીષણનાદથી વહન કરવા લાગ્યો કે તેના આઘાતથી ક્ષણમાં શૈવલિની અગ્નિશિખાના સ્પર્શને અનુભવતી દગ્ધ થવા લાગી અને અન્ય ક્ષણે અસહ્ય શૈત્યના સ્પર્શનો અનુભવ થતાં જાણે શતસહસ્ર ક્ષુરિકાઓના આઘાતથી તેનાં અંગો છિન્નવિચ્છિન્ન થતાં હોયની ! એવો તેને વિલક્ષણ ભાસ થવા લાગ્યો. શૈવલિની પુનઃ " મારા પ્રાણ જાય છે; રક્ષા કરો ! " એવા પ્રકારનો ચીત્કાર કરવા લાગી. ત્યારપછી અસહ્ય પૂતિગંધવિશિષ્ટ એક વિશાળ તથા વિદ્રૂપ કીટ આવીને શૈવલિનીના મુખમાં પ્રવેશવાની ચેષ્ટા કરવા લાગ્યો અને તેને જોઇને શૈવલિની વળી પણ ચીત્કાર કરતી બોલવા લાગી કે: " મારી રક્ષા કરો ! આ નરક છે ! આ નરકમાંથી જેના યોગે મારો ઉદ્ધાર થાય તેવો કોઇ પણ ઉપાય નથી જ કે શું ? "

તેના એ પ્રશ્નના ઉત્તરમાં તે મહાકાય પુરુષે પોતાની ગંભીર

વાણીથી કહ્યું કે: " જેના યેગે આ નરકમાંથી તારો ઉદ્ધાર થાય તેવો ઉપાય અવશ્ય અસ્તિત્વ ધરાવે છે; પરંતુ તે ઉપાય એક જ છે."

શૈવલિનીની મોહનિદ્રાનો સ્વપ્નાવસ્થામાં તેના પોતાના મુખમાંથી નીકળેલા ચીત્કારના યેગે ભંગ થઇ ગયો; પરંતુ મોહનિદ્રાનો ભંગ થવા છતાં પણ તેની ભ્રાન્તિનો ભંગ થયો ન હોતો અને તેના પૃષ્ઠભાગમાં પ્રસ્તરો ખૂંચ્યા કરતા હતા. અર્થાત્ શૈવલિની સંપૂર્ણ જાગ્રત હોવા છતાં પણ ભ્રાન્તિવશતાથી કહેવા લાગી કે: " ત્યારે મારી હવે શી દશા થશે ? મારા ઉદ્ધારનો કોઇ પણ ઉપાય નથી જ કે શું ? "

" તારા ઉદ્ધારનો ઉપાય છે. " ગુહામાંથી ગંભીર ધ્વનિ સંભળાયો.

આ શું? વસ્તુતઃ શૈવલિની નરકમાં જ હતી કે શું ? શૈવલિનીએ વિસ્મય, વિમુગ્ધતા તથા ભયભીત ચિત્તથી પૂછ્યું કે: " તે શો ઉપાય છે ? "

" દ્વાદશવાર્ષિક વ્રતનું અવલંબન કરી લે. " ગુહામાંથી ઉત્તર મળ્યું.

શું એ દેવવાણી હતી ? શૈવલિનીએ કાતરતા પૂર્વક જિજ્ઞાસા દર્શાવી કે: " તે વ્રત શું છે ? અને તે વ્રતની દીક્ષા મને કોણ આપશે વારૂ ? "

" હું તને એ વ્રતની દીક્ષા આપીશ. " ઉત્તર મળ્યું.

" આપ કોણ છો ?" શૈવલિનીએ આતુરતાથી પૂછ્યું.

" વ્રતને સ્વીકારી લે. " ઉત્તર સંભળાયું.

" એ વ્રતને સ્વીકારતાં મારે શો વિધિ કરવો પડશે ? " શૈવલિનીએ ગંભીરતાથી પૂછ્યું.

" તારા આ ચીરને ત્યાગી દે અને હું તને જે વસ્ત્ર આપું તે વસ્ત્રને પોતાના શરીરપર પરિધાન કરી લે. લે, હસ્તને લંબાવ. " શૈવલિનીને તેના પ્રશ્નનું તેવું જ ગંભીરસ્વરાત્મક ઉત્તર મળ્યું.

શૈવલિનીએ પોતાના હસ્તને લંબાવ્યો અને તેના પ્રસારેલા હસ્તમાં એક વસ્ત્ર કોઇએ રાખી દીધું, શૈવલિનીએ એ વસ્ત્ર પરિધાન કરીને પોતાના ચીરને ત્યાગી દીધું અને ત્યારપછી પૂછ્યું કે: " હવે મારે અન્ય શો વિધિ કરવાનો છે ? "

" તારૂં શ્વસુરગૃહ ક્યાં છે વારૂ ? " પ્રશ્ન પૂછાયો.

" વેદગ્રામમાં; પરંતુ મારે શું ત્યાં જવું પડશે ?" શૈવલિનીએ ભયકંપિત હૃદયથી પૂછ્યું.

" હા, તું વેદગ્રામમાં જજે અને ત્યાં ગ્રામના એક પ્રાન્તરમાં એક પર્ણકુટીને નિર્માણ કરીને તે પર્ણકુટીમાં નિવાસ કરજે." ગુહામાંથી તેને આ પ્રમાણેની આજ્ઞા મળી.

" એથી વિશેષ કોઇ અન્ય કર્તવ્ય ? " શૈવલિનીએ પૂછ્યું.

" ભૂમિને જ પોતાની શય્યા માનીને નિરંતર ભૂશય્યામાં જ શયન કરતી રહેજે. " બીજી આજ્ઞા મળી.

" અસ્તુ: અને બીજું ? " શૈવલિનીએ પૂછ્યું.

" ફળ, મૂળ તથા કન્દ વિના અન્ય કોઇ પણ વસ્તુનો આહાર કરીશ નહિ અને એ આહાર પણ દિવસમાં કેવળ એક જ વાર કરજે." તૃતીય આજ્ઞા શૈવલિનીના સાંભળવામાં આવી.

"બહુ સારૂં; હજી કાંઇ વિશેષ આજ્ઞા છે ?" શૈવલિનીએ તેની આજ્ઞાને સ્વીકારીને પ્રશ્ન પૂછ્યો.

" મસ્તકપર જટાને ધારણ કરી લેજે. " ચતુર્થ આજ્ઞા શ્રવણગોચર થઇ.

" જેવી આજ્ઞા; અન્ય કાંઇ આદેશ ? " શૈવલિનીએ પૂછ્યું.

" દિવસમાં કેવળ એક જ વાર અને તે પણ સંધ્યાસમયે ભિક્ષામાટે ગ્રામમાં જજે અને ભિક્ષાને સ્વીકારતાં પ્રત્યેક ગ્રામવાસી તું પોતાના પાપનું નિરંતર કીર્તન કરતી રહેજે. " પંચમ આદેશ સાંભળવામાં આવ્યો.

આ પંચમ આદેશ શૈવલિનીને વજ્રાઘાત સમાન ભાસ્યો અને

તેથી તેણે દીનતાદર્શક સ્વરથી પૂછ્યું કે: "મારાં પાપો મુખથી ઉચ્ચારવા યોગ્ય ન હોવાથી આ પાપના પ્રાયશ્ચિત્તનો કોઇ અન્ય માર્ગ નથી કે શું ?"

"અન્ય માર્ગ પણ છે." ગુહામાંથી ઉત્તર મળ્યું.

"તે કયો માર્ગ છે ?" શૈવલિનીએ અધીર થઇને પૂછ્યું.

"મૃત્યુ !" ગંભીરતાયુક્ત ઉત્તર મળ્યું.

"હું આ વ્રતને આનન્દથી અંગીકારૂં છું; પરંતુ આપ પોતે કોણ છો વારૂ ?" શૈવલિનીએ વ્રતને સ્વીકારીને તે વક્તાના પરિચયની જિજ્ઞાસા દર્શાવી.

શૈવલિનીને તેના આ પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર ન મળ્યું એટલે તેણે કાતર થઇને પુનઃ પૂછ્યું કે: "આપ ગમે તે હો; હું આપના પરિચયની ઇચ્છા નથી ધરાવતી; કિન્તુ આપને એક પર્વતવાસી દેવ માનીને હું આપનાં ચરણોમાં પ્રણામ કરૂં છું. અસ્તુઃ આપ કૃપા કરીને મારા એક પ્રશ્નનું ઉત્તર આપો. મારા સ્વામી અત્યારે કયાં છે એ જ મારો તે પ્રશ્ન છે."

"આ પ્રશ્ન પૂછવાનું શું કારણ છે વારૂ ?" સામો પ્રશ્ન પૂછાયો.

"મારી એ જાણવાની ઇચ્છા છે કે હવે મને આ જન્મમાં તેમના દર્શનનો લાભ નહિ જ મળે કે શું ?" શૈવલિનીએ કારણ દર્શાવ્યું.

"તારા પ્રાયશ્ચિત્તની પરિસમાપ્તિ થઇ ગયા પછી તને તારા પતિના દર્શનનો લાભ મળશે." આશ્વાસન અપાયું.

"બાર વર્ષ પછી ?" શૈવલિનીએ પૂછ્યું.

"હા, બાર વર્ષ પછી.' ઉત્તર આવ્યું.

"પરંતુ આ પ્રાયશ્ચિત્તને સ્વીકાર્યા પછી હું કેટલાક દિવસ જીવીશ ? અર્થાત્ બાર વર્ષ પૂરાં થવા પૂર્વે જ મારૂં મૃત્યુ થઇ જશે, તો ?" શૈવલિનીએ શંકાનું દર્શન કરાવ્યું.

"જો એમ જ થશે, તો તારા મૃત્યુના સમયમાં તને તારા પતિનો અવશ્ય સાક્ષાત્કાર થશે." આશ્વાસક ઉત્તર સંભળાયું.

" ત્યારે કોઇ પણ ઉપાયે તેથી પૂર્વે તો મને તેમનો સાક્ષાત્કાર નહિ જ થાય ને ? આપ દેવ હોવાથી આ ભવિષ્યને અવશ્ય જાણતા હશો એટલામાટે જે સત્ય વાર્તા હોય, તે કૃપા કરીને મને જણાવી દો. " શૈવલિનીએ અતિશય આતુરતા દર્શાવીને આ પ્રશ્ન પૂછ્યો.

શૈવલિનીને તેના આ પ્રશ્નનું એવું ઉત્તર મળ્યું કે: " અલ્પ કાળમાં જ પોતાના પતિને મળવાની તારી ઇચ્છા હોય, તો એક સમાહ પર્યન્ત તું દિવારાત્ર આ ગુહામાં એકાકિની નિવાસ કરી રહે અને એ સમાહના કાળને અષ્ટૌપ્રહર કેવળ પોતાના પતિદેવના ચિન્તનમાં નિમગ્ન રહીને વીતાડી દે; અર્થાત્ એ સાત દિવસમાં એક ક્ષણમાત્રને માટે પણ તું કોઈ અન્ય વિષયના વિચારને પોતાના હૃદયમાં સ્થાન આપીશ નહિ. એ સાત દિવસના કાલાવધિમાં નિત્ય સંધ્યાસમયે કેવળ એક જ વાર ગુહામાંથી બહિર્ગત થઇને ફળ મૂળ આદિ વનમાંથી લઇ આવજે. તે ફળમૂળનો પણ ક્ષુધાનું સર્વથા નિવારણ થઇ જાય અને સંતોષ થાય તેટલી સીમાપર્યન્ત આહાર કરીશ નહિ; કારણ કે, આ વ્રતમાં ક્ષુધાની પીડાને અમુક પરિમાણમાં અવિચળ રાખવાની અનિવાર્ય આવશ્યકતા હોય છે એ નિરંતર સ્મરણમાં રાખજે. કોઇ પણ મનુષ્યના નિકટમાં જઇશ નહિ અને કદાચિત્ કોઈ મનુષ્ય સાથે અચાનક મેળાપ થઈ જાય, તો પણ તેની સાથે કોઇ પણ પ્રકારનો વાર્તાલાપ કરીશ નહિ. જો આ અંધકારમયી ગુહામાં આવી રીતે એક સમાહ પર્યન્ત નિવાસ કરીને સરળ ચિત્તથી અને અનન્ય મનથી તું નિરંતર પોતાના પતિદેવના ધ્યાનમાં જ નિમગ્ન રહીશ, તો સમાહની સમાપ્તિ પછી અવશ્ય તને તારા પતિદેવના દર્શનનો લાભ મળશે એ તારે નિઃસંશય માની લેવાનું છે. "



## તૃતીય પરિચ્છેદ

### વ્રતનો પ્રતાપ

"The adorable God of a noblest wife,
And her unequall'd precious life
Is her husband, yes, no one else;
So God himself in scriptures tells."

*Anonymous.*

શૈવલિનીએ તે મહાકાય પુરુષની આજ્ઞા અનુસાર સ્વીકારેલા વ્રતનું પાલન કર્યું; અર્થાત્ તે સાત દિવસ સુધી ગુહામાંથી બહાર નીકળી નહિ; દિવસમાં તે માત્ર એક જ વાર સંધ્યાસમયે ફળ તથા મૂળ આદિ લાવવામાટે ગુહામાંથી બહિર્ગત થતી હતી. એ સાત દિવસમાં કોઇ વાર તેણે કોઇ પણ મનુષ્ય સાથે સંભાષણ કર્યું ન હોતું અને બહુધા નિરાહાર રહીને તે વિકટ અંધકારમાં અનન્યેન્દ્રિયવૃત્તિ થઇને પોતાના પતિના ધ્યાનમાં જ તે નિમગ્ન રહેતી હોવાથી કોઇ પણ વસ્તુને જોઈ શકતી ન હોતી, કોઇ પણ શબ્દને સાંભળી શકતી ન હોતી તેમ જ કોઇ પણ વસ્તુને સ્પર્શ પણ કરતી ન હોતી. તેની ઇન્દ્રિયો તથા તેના મનનો સંપૂર્ણ નિરોધ થયેલો હોવાથી તે સર્વત્ર કેવળ પોતાના પતિને જ નિહાળ્યા કરતી હતી; અર્થાત્ કેવળ પતિ જ તેની સર્વે ચિત્તવૃત્તિઓનો એકમાત્ર અવલંબ થઇ રહ્યો હતો. અંધકારમાં તે અન્ય કોઇ પણ વસ્તુને જોઇ શકતી ન હોવાથી કેવળ સ્વામીના મુખદર્શનમાં જ તેણે સાત દિવસ તથા સાત રાત્રિનો સમય વીતાડી દીધો હતો; ભયાનક નીરવતામાં તે અન્ય કોઇ પણ પ્રકારના શબ્દને સાંભળી શકતી ન હોવાથી કેવળ પોતાના પતિના જ્ઞાનપૂર્ણ તથા સ્નેહવિચલિત વાક્યાલાપને જ સાંભળ્યા કરતી હતી; તેની ઘ્રાણેન્દ્રિય કેવળ પોતાના પતિના પુષ્પપાત્રમાંના પુષ્પરાશિના ગંધને જ અનુભવતી હતી અને તેની ત્વચા કેવળ ચન્દ્રશેખરના આદરયુક્ત

હસ્તસ્પર્શને જ અનુભવ્યા કરતી હતી. શૈવલિનીના મનમાં અન્ય કોઇ પણ પ્રકારની આશા ન હોવાથી તેની સમસ્ત આશા કેવળ પોતાના સ્વામિ-સંદર્શનકામનામાં જ કેન્દ્રીભૂત થયેલી હતી; તેની સ્મૃતિ કેવળ પોતાના પતિના શ્મશ્રુશોભિત તથા પ્રશસ્તલલાટમંડિત વદનમંડળના ચતુઃપાર્શ્વમાં પરિભ્રમણ કરી રહી હતી અને તેથી કંટકોના આઘાતથી છિન્નપક્ષ થયેલી ભ્રમરી જેવી રીતે દુર્લભ સુગંધિપુષ્પના વૃક્ષનાળે પરિભ્રમણ કર્યા કરે છે તેવી જ અત્યારે શૈવલિનીની અવસ્થા જોવામાં આવતી હતી. જેણે શૈવલિનીને આ વ્રતનો પરામર્શ આપ્યો હતો તે અવશ્ય મનુષ્યચિત્તના સર્વ અંશોનો પૂર્ણ જ્ઞાતા હોવો જોઇએ એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ હતો જ નહિ. સર્વથા નિર્જન, નીરવ, અંધકારમય તથા માનવદર્શન રહિત સ્થાનમાં તથા શરીર ક્લિષ્ટ હોય, ક્ષુધાની પીડા વ્યાપેલી હોય તેમ જ ચિત્ત અન્ય વિચારથી રહિત હોય એવી અવસ્થામાં જે વિષયમાં ચિત્તને સ્થિર કરવામાં આવે છે તે વિષયના જપને આરંભીને અંતે ચિત્ત સર્વથા તન્મય થઇ જાય છે એ એક નિયમ હોવાથી શૈવલિની પણ એ નિયમ અનુસાર અવસન્ન શરીર, અવસન્ન મન તથા ઐકાગ્ર ચિત્તથી સ્વામીનું ધ્યાન ધરતી ધરતી વિકૃતિનાં લક્ષણોને દર્શાવવા લાગી.

તે વિકૃતિનાં લક્ષણોને દર્શાવવા લાગી હતી કે તેને દિવ્ય ચક્ષુની પ્રાપ્તિ થઇ હતી ? પોતાના અંતરના અંતર ભાગમાંથી શૈવલિનીએ દિવ્ય ચક્ષુદ્વારા જોયું અને તે વેળાયે આ પ્રમાણેનું દિવ્ય દૃશ્ય તેના જોવામાં આવ્યું: એક દીર્ઘકાય, શાલતરુનિન્દિત, સુબાહુમંડિત, સુંદરગઠન તથા સુકુમારલાવણ્યમય રૂપના શિખરરૂપ પુરુષ તેનાં નેત્રો સમક્ષ ઉભો હતો. તે પુરુષનો લલાટદેશ પ્રશસ્ત, ચન્દન-ચર્ચિત તથા ચિન્તારેખાવિશિષ્ટ હતો અને તેનો એ લલાટદેશ જાણે સરસ્વતીની શય્યા, ઈન્દ્રની રણભૂમિ, મદનનો સુખકુંજ કિંવા લક્ષ્મીનું સિંહાસન જ હોયની એવા ભાવને વ્યક્ત કરતો હોવાથી

તેની તુલનામાં પ્રતાપ સમુદ્ર સમક્ષ ગંગા સમાન તુચ્છ દેખાતો હત
એ પુરુષનાં સાક્ષાજ્જ્વાલારૂપ નયનો ક્ષણમાં હસતાં, ક્ષણ
ચંચલ થતાં તથા ક્ષણમાં તરંગાયિત થતાં દેખાતાં હ
અર્થાત્ એ પુરુષનાં એ દીર્ઘ, વિસ્ફારિત, તીવ્રજ્યોતિ, સ્થિ
સ્નેહમય, કરુણામય, કિંચિદ્ રંગપ્રિય તથા સર્વત્ર તત્ત્વજિજ્ઞ
ચક્ષુ સમક્ષ પ્રતાપનાં ચક્ષુની તે શી પ્રતિષ્ઠા હોઇ શકે વારુ? આ
દિવ્ય પુરુષના દર્શનથી પોતાનાં નયનોને કૃતાર્થ કરીને શૈવલિ
આત્મગત કહેવા લાગી કેઃ "હું પ્રતાપના સૌન્દર્યમાં મોહમુ
શામાટે થઇ? વિકારવશતાને મેં શામાટે સ્વીકારી લીધી?
ભ્રાંતિમાં પડીને શામાટે પતિતા થઇ ગઇ? આહા, આ કેવો સુ
તથા સુકુમાર બલિષ્ટ દેહ છે! આ સુન્દર તથા સુકુમાર બ
દેહના દર્શનથી જાણે એ નવપત્રશોભિત શાલતરુ, માધવીજ
દેવદારુ, કુસુમપરિશ્યામ પર્વત, અર્ધ સૌન્દર્ય તથા અર્ધ શક્તિ, અ
ચન્દ્ર તથા અર્ધ ભાનુ, અર્ધ ગૌરી તથા અર્ધ શંકર, અર્ધ રા
તથા અર્ધ શ્યામ, અર્ધ આશા તથા અર્ધ ભય, અર્ધ જ્યોતિ તથા અ
છાયા, કિંવા અર્ધ અગ્નિ તથા અર્ધ ધૂમ્ર હોયની! એવો જ ભ
થયા કરે છે અને આ દિવ્ય દેહના સૌન્દર્ય સમક્ષ પ્રતાપના દે
સૌન્દર્ય સર્વથા તુચ્છ જ દેખાય છે!! હાય, આ વાસ્તવિ
પ્રથમ મારા જોવામાં કેમ ન આવી? હું ચંચળ મનના વિકા
આધીન શામાટે થઇ? અને મેં મારા પોતાના હસ્તથી જ મ
અધઃપાતના માર્ગને પ્રશસ્ત શામાટે કરી દીધો? આહા, આ દિ
પુરુષની ભાષા કેવી અને કેટલી પરિષ્કૃત, પરિસ્ફુટ, હાસ્યપ્રદ
વ્યંગરંજિત, સ્નેહપરિપ્લુત, મૃદુ, મધુર તથા પરિશુદ્ધ છે! અને
આ પુરુષની ભાષા સાથે સરખાવતાં પ્રતાપની કઠોર ભાષા ઘૃ
જનક નથી જણાતી કે શું? હાય! હું વિકારને આધીન થઇને અધઃ
તની ગર્તામાં શામાટે કૂદી પડી અને મારી કુલમર્યાદાને
શામાટે ખોઈ બેઠી વારુ? આ દિવ્ય પુરુષનું પુષ્પપાત્રસ્થિત મલ્લિ

રાશિતુલ્ય, મેઘમંડલવિહારિણી વિદ્યુજ્જ્યોતિતુલ્ય, દુર્વત્સરમાંની દુર્ગાપૂજા*ના ઉત્સવતુલ્ય કિંવા મારા પોતાના સુખસ્વપ્નતુલ્ય હાસ્ય પ્રથમ મારા જોવામાં કેમ ન આવ્યું? હું વિકારના પંકથી લેપાઈ શામાટે અને અધોગતિના માર્ગમાં આગળ વધી શામાટે? આ દિવ્ય પુરુષના સમુદ્રતુલ્ય અપાર, અપરિમેય, અતલસ્પર્શ, આત્મબળાથી નિરંતર ચંચળ, પ્રશાંત ભાવથી સ્થિર, ગંભીર, માધુર્યમય, ચંચળતાથી કૂલપ્લાવી, તરંગભંગભીષણ, અગમ્ય, અજેય તથા ભયંકર સ્નેહના સત્ય સ્વરૂપને મારાં લોચનો કેમ વિલોકી ન શક્યાં? એ સ્નેહને મેં મારા હૃદયમાં શામાટે ન ધારી લીધો? અને મારા સર્વસ્વના બલિદાન સહિત મેં મારા પ્રાણનું વિસર્જન શામાટે ન કરી દીધું? હું કોણ અને મારી શી યોગ્યતા? શું આ દિવ્ય નરના હૃદયને જાણવાની યોગ્યતા મારામાં છે? ના, નથી; કારણ કે, હું એક અજ્ઞાન, અનક્ષર, અસત્ તથા મુગ્ધ બાલિકા હોવાથી આ દિવ્ય પુરુષના મહિમાને જાણવાની શક્તિ મારામાં ન હોય એ સ્વાભાવિક જ છે; અર્થાત્ એમના સમક્ષ મારી તે શી યોગ્યતા વારુ? જેટલી સમુદ્રમાં શંખકની યોગ્યતા હોય છે, કુસુમમાં કીટની યોગ્યતા હોય છે, ચન્દ્રમાં કલંકની યોગ્યતા હોય છે તથા ચરણમાં રેણુકણની યોગ્યતા હોય છે તેટલી કિંબહુના તેથી પણ અત્યંત સ્વલ્પ આ દિવ્ય પુરુષ સમક્ષ મારી યોગ્યતા હોવાથી હું તે કોણ વારુ? હું જીવનમાં કુસ્વપ્ન, હૃદયમાં વિસ્મૃતિ, સુખમાં વિઘ્ન તથા આશામાં અવિશ્વાસ સમાન એક ક્ષુદ્રતમ વસ્તુ હોવાથી એમના સમક્ષ મારી યોગ્યતા હોય જ ક્યાંથી? હું સરોવરમાં કર્દમ સમાન, મૃણાલમાં

---

* બંગાળાના હિન્દુઓમાં દેવી દુર્ગાનો આશ્વિન માસમાં આવતો વાર્ષિક ઉત્સવ એક અત્યંત આનન્દજનક તથા મહત્તમ ઉત્સવ મનાય છે અને જ્યારે દુષ્કાળના વર્ષમાં મનુષ્યો નિરાશ તથા વ્યથિત થયેલાં હોય છે તે વેળાયે એ ઉત્સવ તેમની નિરાશા તથા તેમની વ્યથાને બહુ પરિમાણમાં ઓછી કરી નાખે છે. અહીં એ આશયનો જ પ્રકાશ કરાયલો છે.

કંટક સમાન, વાયુમાં ધૂલિ સમાન તથા અગ્નિમાં પતંગ સ
હોવાથી મોહમુગ્ધા થવાને બદલે મૃત્યુનો ગ્રાસ શામાટે ન થઉં
એનો જ મારા મનમાં વિચાર થયા કરે છે! "

જે મહાપુરુષે આવી રીતે પતિના ધ્યાનમાં નિમગ્ન થ
શૈવલિનીને ઉપદેશ આપ્યો હતો તે મહાપુરુષ માનવહૃ
અનન્ત સમુદ્રનો જ્ઞાતા હોવાથી માનવહૃદયરૂપ સમુદ્રની સર્વ
સ્થિતિઓને સંપૂર્ણતાથી જાણતો હતો. આ મંત્રથી જ ચિરપ્રવા
નદી અન્ય નવીન નહેરમાં વળવાની છે, એ તે સારી રીતે જા
હતો તેમ જ આ વજ્રથી જ પાષાણનો ભેદ થવાનો છે, આ
લિથી જ સમુદ્ર શુષ્ક થઇ જવાનો છે અને આ મંત્રથી જ
સ્તંભિત થવાનો છે એ રહસ્ય પણ સંપૂર્ણતયા તેના જાણ
હતું. અર્થાત્ તે મહાપુરુષની માન્યતા અનુસાર શૈવલિનીના
માંની ચિરપ્રવાહિતા સરિતા અન્ય નવીન માર્ગમાં વળી ગઇ,
ભેદાઇ ગયો, સમુદ્ર શુષ્ક થયો અને વાયુ સ્તંભિત થઇ ગયો.
લિનીએ પ્રતાપને ભુલીને ચન્દ્રશેખરમાં પોતાના સ્નેહને સ્થાપ
આરંભ કરી દીધો.

જો મનુષ્ય પોતાની ઇન્દ્રિયોના માર્ગોને બંધ કરી દે, ઇ
યોને સર્વથા વિલુપ્ત કરી નાખે, પોતાના મનને અધિકૃત કરી
અને અધિકૃત કરી લીધા પછી મનને એક જ માર્ગમાં છોડી
એટલે કે તેના અન્ય સર્વ માર્ગોને બંધ કરી દે અને મનની
શક્તિઓને હરી લે, તો પછી મન શું કરી શકે તેમ હતું વ
એ જ કે, મન તે એક જ માર્ગમાં જવાનું, તે માર્ગમ
સ્થિર થવાનું અને તે માર્ગમાં જ તલ્લીન કિંવા તદાકાર
જવાનું, એ સર્વથા નિર્વિવાદ છે. શૈવલિનીએ પાંચમા
વનમાંથી લાવેલાં ફળ મૂળ આદિ ખાધાં નહિ; છઠ્ઠા દિવસે ફળ
લાવવામાટે તે બહાર જ ન નીકળી અને સાતમા દિવસે પ્ર
કાળમાં વિચાર કરતી મનોગત કહેવા લાગી કે: " આજે મને

સ્વામીના દર્શનનો લાભ મળે કિંવા ન મળે, તો પણ આજે મરવું તો અવશ્ય એવો મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે." સપ્તમ દિવસની રાત્રિના સમયમાં તેના હૃદયમાં એવા ભાવનો ઉદય થયો કે: "મારા હૃદયસરોવરમાં પદ્મપુષ્પ પ્રસ્ફુટિત થયું છે, તે પદ્મપુષ્પમાં ચન્દ્રશેખર પદ્માસન વાળીને વિરાજેલા છે અને આ શૈવલિની ભ્રમર થઇને તેમનાં પાદપદ્મોની આસપાસ ભ્રમતી ગુંજન કરી રહી છે!"

સપ્તમ દિવસની રાત્રિના સમયમાં તે અંધકારમયી, નીરવ તથા શિલાકર્કશ ગુહામાં શૈવલિની પોતાના સ્વામીનું ધ્યાન ધરતી ધરતી એકાકિની અવસ્થામાં ચેતનશૂન્ય થઈ ગઇ અને ત્યાર પછી તે નાનાવિધ સ્વપ્નસૃષ્ટિનું અવલોકન કરવા લાગી. ક્ષણમાં તે પોતાને ભયાનક નરકમાં ડૂબેલી જોવા લાગી; અર્થાત્ શતહસ્તપરિમિત સર્પો પોતાની અયુત ફણાઓને વિસ્તારીને શૈવલિનીને પકડવાનો પ્રયત્ન કરી રહ્યા હતા; અયુત મુંડોવડે મુખવ્યાદાન કરીને શૈવલિનીને ગળી જવાનો ઉદ્યોગ કરી રહ્યા હતા અને તેમના નિઃશ્વાસથી ત્યાં ઝંઝાવાત સમાન ભયાનક ધ્વનિ થયા કરતો હતો. એટલામાં ત્યાં અચાનક ચન્દ્રશેખર આવ્યો અને તે એક બૃહત્ સર્પની વિશાળ ફણાપર પોતાનાં ચરણોને સ્થાપીને ઊભો રહ્યો. ચન્દ્રશેખરને જોતાં જ અન્ય સર્વ સર્પો જળના પ્રવાહ પ્રમાણે ત્યાંથી સરી ગયા. અન્ય ક્ષણે તેને એવું દૃશ્ય દેખાવા લાગ્યું કે જાણે એક અનન્ત કુંડમાં પર્વતાકાર અગ્નિ પ્રજ્વલિત થયેલો છે, તે અગ્નિની જ્વાલા ગગનગામિની થયેલી છે અને શૈવલિની તે અગ્નિના સ્પર્શથી દગ્ધ થઇ રહી છે. એવામાં અચાનક ચન્દ્રશેખરે ત્યાં આવીને અગ્નિના તે પર્વતમાં એક અંજલિ ભરીને જળનું સિંચન કર્યું અને એ જલસિંચન થતાંની સાથે જ તે પ્રચંડ પાવક તત્કાળ શાંત થઇ ગયો, ત્યાં શીતલ પવન પ્રવાહિત થવા લાગ્યો, અગ્નિકુંડમાં સ્વચ્છસલિલા તથા કલકલનાદિની સરિતા

વહન કરવા લાગી, તે સરિતાના તીરપ્રાંતમાં સર્વત્ર કુસુમો
સેલાં દેખાયાં, નદીના નીરમાં બૃહદાકાર પદ્મપુષ્પો પ્રસ્ફુટિત
લાગ્યાં અને તે પદ્મપુષ્પોપર ઊભો રહીને ચન્દ્રશેખર સરિ
સલિલસ્રોતમાં તણાવા લાગ્યો. ત્યાર પછી જે તૃતીય દૃશ્ય સ્વ
શૈવલિનીના જોવામાં આવ્યું તે એ હતું કે જાણે એક પ્રકાંડ વ
આવી શૈવલિનીને પોતાના મુખમાં પકડીને પર્વતપર લઇ જાય
એટલામાં અચાનક ચન્દ્રશેખર ત્યાં આવી લાગ્યો અને તેણે પૂ
પુષ્પપાત્રમાંથી એક પુષ્પ ઉપાડીને તે પુષ્પ વ્યાઘ્રને મારતાંની
જ તે વ્યાઘ્ર ત્યાંનો ત્યાં જ વિદીર્ણ થઇને પંચત્વને પામી ગ
શૈવલિનીએ જોયું તો તે વ્યાઘ્રનું મુખ તેને ફૉસ્ટરના મુખ
જ દેખાયું.

રાત્રિની સમાપ્તિ થતાં શૈવલિનીને એવો ભાસ થવા લા
કે તેનું પોતાનું મૃત્યુ થઈ ગયું હતું તથાપિ તેના જ્ઞાનનો
થયો ન હોતો. તે અવશિષ્ટ જ્ઞાનના યોગે તેના જોવામાં આવ્
જાણે તેના મૃતદેહને પોતાના હસ્તોમાં ઉપાડીને પિશાચો આકા
અંધકારમય માર્ગમાં ઉડ્ડાણ કરી રહ્યા છે અને તેઓ અનેક
મેઘરૂપ સમુદ્રો તથા અનેક વિદ્યુદગ્નિરાશિઓને પાર કરતા
કેશકલાપને પકડી તેને ઉડાવતા લઇ જાય છે. ગગનવાસી ર
અપ્સર તથા કિન્નર આદિ મેઘતરંગોમાં પોતાનાં મુખોને
ર્ગત કરી શૈવલિનીને જોઇને હાસ્ય કરી રહ્યાં છે તેમ જ જે કે
ગગનચારિણી જ્યોતિર્મયી દેવીઓ સ્વર્ણમેઘોપર આરોહણ
પોતાનાં સ્વર્ણકલેવરોને વિદ્યુન્માલાવડે વિભૂષિત કરી તથા પો
કૃષ્ણકેશાવૃત્ત લલાટમાં તારાઓની માલાને ગ્રથિત કરીને ઇતર
વિચરી રહી હતી તે દેવીઓની જ્યોતિ શૈવલિનીના પાપમય દે
સ્પર્શથી અપવિત્ર થયેલા વાયુના સ્પર્શવડે અંધુક થતી જાય
જે અનંતગગનચારિણી ભૈરવીઓ તથા રાક્ષસીઓ પોતાનાં અંધ
વત્ શરીરોને પ્રકાંડ અંધકારમય મેઘોપર સ્થાપીને ઝંઝાવા

ધ્વનિ સમાન ચીત્કાર કરતી ક્રીડા કરી રહી હતી તેમનાં મુખોમાં શૈવલિનીના પૂતિગંધ વિશિષ્ટ મૃતદેહને જોઇને પાણી છૂટવા માંડયું હતું અને તેઓ હૂ હૂ કરતી તેના મૃતદેહનો ભક્ષ કરવામાટે અધીર થઇ રહી હતી, એવું દૃશ્ય શૈવલિનીના જોવામાં આવ્યું અને તેથી તેના ભયનો અવધિ થઇ ગયો. એ પછી નિમેષમાત્રમાં જ જાણે કેટલાક દેવો તથા કેટલીક દેવીઓનાં વિમાનોની કૃષ્ણતાશૂન્ય ઉજ્જ્વલપ્રકાશમયી છાયા મેઘોપર પડેલી છે અને 'જો પાછળથી આવતા પાપિષ્ઠા શૈવલિનીના શબની છાયા વિમાનની પવિત્ર છાયા સાથે મળી જશે, તો તેથી શૈવલિનીનાં પાપોનો ક્ષય થઇ જશે' એવા ભયથી તેઓ પોતાનાં વિમાનોને દૂર સરકાવી રહ્યાં છે અને ત્યાર પછી જાણે ગગનવાસિની તારા સુન્દરીઓ નીલાંબરમાં પોતાનાં ક્ષુદ્ર મુખોને બહિર્ગત કરીને પોતાની કિરણરૂપ અંગુલીઓ દ્વારા એક બીજીને શૈવલિનીનું શબ બતાવી રહી છે અને કહી રહી છે કે: "જુઓ, ભગિની, જુઓ, આ મનુષ્ય કીટમાંની અસતી!" કોઇ તારા કંપાયમાન થઇને પોતાનાં નેત્રોને મીચી લે છે; કોઇ તારા લજ્જાથી પોતાના મુખને મેઘમંડળમાં છુપાવી દે છે અને કોઇ તારા અસતીનું નામ સાંભળતાં જ ભયથી અદૃશ્ય થઈ જાય છે; એવાં દૃશ્યો શૈવલિનીના જોવામાં આવ્યાં. જે પિશાચો શૈવલિનીને ઉપાડીને આકાશના ઊર્ધ્વ માર્ગમાં ઉડી રહ્યા હતા; તેઓ અધિક ઊર્ધ્વગામી થવા લાગ્યા અને અધિક મેઘો તથા અધિક તારાઓને પાર કરીને અતિશય ઊર્ધ્વભાગમાં ઉડ્ડાણ કરવા લાગ્યા; કારણ કે, અત્યંત ઊર્ધ્વભાગમાં પહોંચીને ત્યાંથી શૈવલિનીના દેહને નરકકુંડમાં નાખી દેવાનો તેમનો વિચાર હતો અને એ કારણથી જ તેઓ અત્યંત ઊર્ધ્વભાગમાં પહોંચવામાટે ગમન કરી રહ્યા હતા. અંતે તે પિશાચો જે સ્થાનમાં આવી લાગ્યા તે સ્થાનમાં ભયાનક અંધકાર તથા શીતલતાનો જ સંપૂર્ણ અધિકાર વ્યાપેલો હતો: તે સ્થાનમાં મેઘ, તારા, પ્રકાશ, વાયુ તથા શબ્દ આદિ

વસ્તુઓનો સર્વથા અભાવ હતો. તે સ્થાનમાં શબ્દનો સર્વથા અભાવ હોવા છતાં પણ અકસ્માત્ અત્યંત દૂર નિમ્ન ભાગમાંથી એક પ્રકારનો અત્યંત ભીષણ કલકલ ઘર ઘર શબ્દ શ્રવણગોચર થવા લાગ્યો અને તેથી નીચેના બહુ દૂરના પ્રદેશમાં જાણે શત-સહસ્ર સમુદ્રો એકસમયાવચ્છેદે એકત્ર ગર્જના કરી રહ્યા હોયની! એવો ભાસ થવા લાગ્યો. એ ગર્જનાને સાંભળીને પિશાચો કહેવા લાગ્યા કેઃ "આ નરકનો કોલાહલ સંભળાય છે એટલે હવે આ સ્થાનમાંથી જ આપણે આ શબને નરકમાં નાખી દઇએ, તો કાંઇ વાંધા જેવું નથી." આ પ્રમાણે કહીને તે પિશાચોએ શૈવલિનીના મસ્તકપર પદાઘાત કરીને શબને નરકમાં ગબડાવી દીધું. શૈવલિની ત્યાંથી ચક્રાકાર ભ્રમણ કરતી નીચે પડવા લાગી અને જેમ જેમ તે વધારે અને વધારે નીચે ઊતરવા લાગી તેમ તેમ તેની ચક્રગતિ પણ ક્ષણે ક્ષણે વૃદ્ધિંગત થવા લાગી. અંતે તે કુંભકારના ચક્ર પ્રમાણે અત્યંત વેગથી ભ્રમવા લાગી અને તેથી શબનાં મુખ તથા નાસિકામાંથી રક્તનું વમન થવા લાગ્યું. યથાનુક્રમ નરકની ગર્જના નિકટમાં શ્રવણગોચર થવા લાગી અને પૂતિગંધની પણ વૃદ્ધિ થવા લાગી. અકસ્માત્ જેના જ્ઞાનનો મરી જવા છતાં લોપ થયો ન હોતો તે શૈવલિની દૂર નરકનો સાક્ષાત્કાર કરવા લાગી. નરકને જોતાં જ તેનાં ચક્ષુ અંધ થઇ ગયાં, તેનાં શ્રવણોમાં બધિરતાનો આવિર્ભાવ થઇ ગયો અને તે પોતાના મનને ચન્દ્રશેખરના ધ્યાનમાં નિમગ્ન કરીને ચન્દ્રશેખરનું આવ્હાન કરતી મનોગત કહેવા લાગી કેઃ "હે સ્વામિન્, આપ ક્યાં છો? હે પ્રભો, સ્ત્રીજાતિના જીવનસહાયક, આરાધ્ય દેવ અને સર્વમંગલકારક ચન્દ્રશેખર, આપ અત્યારે ક્યાંય કેમ નથી દેખાતા? આપનાં ચરણારવિન્દમાં મારા સહસ્રાવધિ તથા લક્ષાવધિ વાર પ્રણામ છે! મારી રક્ષા કરો. આપનો અપરાધ કરીને અત્યારે, જુઓ, હું આ નરકકુંડમાં પડી રહી છું એટલે જો અત્યારે આપ મારી રક્ષા નહિ કરો, તો કોઇ દેવ પણ મારી

રક્ષા કરી શકે તેમ નથી; અર્થાત્ મારા એકમાત્ર ઉદ્ધારક દેવ, મારી રક્ષા કરો, મને આ નરકથી બચાવી લ્યો! મારાપર પ્રસન્ન થાઓ અને આ સ્થાનમાં પધારીને પોતાનાં ચરણોને મારા મસ્તક-પર સ્થાપી દો; કારણ કે, જો આપનાં પવિત્ર ચરણો મારા મસ્તક-પર સ્થપાશે, તો જ મારો ઉદ્ધાર સંભવનીય છે!"

ત્યારપછી અંધ, બધિર તથા મરી ગયેલી શૈવલિનીને એવો ભાસ કિંવા બોધ થવા લાગ્યો કે તેને જાણે કોઈએ પોતાના ખોળામાં બેસાડી લીધી અને તેને ખોળામાં બેસાડનાર વ્યક્તિના અંગનો સુગંધ દિગ્દિગન્તરમાં વ્યાપી ગયો. તે ભયાનક નરકકોલા-હલનો લોપ થઇ ગયો અને પૂતિગંધનો જ્યાં વિસ્તાર થયો હતો ત્યાં કુસુમગંધનો અધિકાર વ્યાપી ગયો. અચાનક શૈવલિનીની બધિરતાનો લોપ થયો, તેનાં ચક્ષુઓમાં નિરીક્ષણશક્તિનો આવિર્ભાવ થયો અને ત્યાર પછી તેના જાણવામાં આવ્યું કે:" આ મૃત્યુ નથી, પણ જીવન છે; આ સ્વપ્ન નથી, કિન્તુ સત્ય ઘટના છે!" સારાંશ કે, શૈવલિનીને પુનઃ ચેતનની પ્રાપ્તિ થઈ ગઇ.

• શૈવલિનીએ પોતાનાં નયનોને ઉઘાડીને ગુહામાં દૃષ્ટિપાત કરતાં તેના જોવામાં આવ્યું કે અલ્પ પ્રકાશનો ગુહામાં પ્રવેશ થયો હતો, ગુહાના બાહ્ય ભાગમાં પક્ષીઓનું પ્રભાતકૂજન શ્રવણગોચર થતું હતું અને સુશીતલ વાયુની મંદ લહરીનો તેના શરીરને સુખકર સ્પર્શ થવા લાગ્યો હતો. પરંતુ આ શું? તેનું મસ્તક અત્યારે કોના મૃદુ અંકમાં વિશ્રાંત થયેલું હતું વારુ? તેના મસ્તકના ઉપરિભાગમાં ગગનમંડળમાં ઊગેલા પૂર્ણ ચન્દ્ર પ્રમાણે કોનું મુખમંડળ ઉષઃકાલિક અંધકારને પ્રકાશવિકીર્ણ કરી રહ્યું હતું વારુ? શૈવલિનીએ તે પુરુષના અત્યન્ત તેજસ્વી મુખમંડળને તત્કાળ ઓળખી લીધું; કારણ કે, તે પુરુષ અન્ય કોઇ નહિ, પણ બ્રહ્મચારીના વેશમાં ચન્દ્રશેખર પોતે જ હતો.



## ચતુર્થ પરિચ્છેદ
## નૌકા ડૂબી

---

"Though this be madness, yet there's method in it."
*Shakespeare.*

ચન્દ્રશેખરે કહ્યું, "શૈવલિનિ !"

શૈવલિની ઊઠીને બેઠી થઇ ગઇ અને ચન્દ્રશેખરના મુખમંડળને એકાગ્ર દૃષ્ટિથી જોઇ રહી. શૈવલિનીના મસ્તકમાં ભ્રમણ થવા લાગ્યું અને તેથી તે અચાનક પડી જતાં તેનું મુખ ચન્દ્રશેખરનાં ચરણોમાં જઇ પડયું. ચન્દ્રશેખરે તેને ઉઠાડીને બેઠી કરી દીધી અને ત્યારપછી પોતાના શરીરના આધારે બેસાડી. શૈવલિની રોવા લાગી અને ઉચ્ચ સ્વરથી રોતી રોતી પુનઃ ચન્દ્રશેખરનાં ચરણોમાં પડીને બોલી કેઃ "હવે મારી શી દશા થવાની છે વારૂ ?"

"તેં મારા દર્શનની ઇચ્છાને પોતાના હૃદયમાં શામાટે સ્થાન આપ્યું હતું વારૂ ?" ચન્દ્રશેખરે ગંભીરતાથી પૂછ્યું.

શૈવલિની પોતાના રોદનને અટકાવી નેત્રોને લુછી કાંઇક સ્થિર થઇને કહેવા લાગી કેઃ "મને એમ જણાય છે કે મારા દિવસો ગણાઇ ચૂકેલા હોવાથી હું હવે વધારે દિવસ જીવવાની નથી." આ વાક્ય ઉચ્ચારતાં શૈવલિની કંપાયમાન થઇ ગઇ; સ્વપ્નમાં દેખાયલાં દશ્યોનું તેને સ્મરણ થવા લાગ્યું અને તેથી તે પોતાના હસ્તને કપાલપર સ્થાપીને કેટલીક વાર સુધી મૌનનું અવલંબન કરી બેસી રહી. ત્યારપછી તે પુનઃ કહેવા લાગી કેઃ "અર્થાત્ હું હવે વધારે દિવસ જીવવાની નથી એવો મારો વિશ્વાસ બંધાઇ જવાથી મારા મૃત્યુની ઘટનાથી પૂર્વે એક વાર આપના દર્શનથી મારાં નેત્રો પવિત્ર થાય તો સારૂં એવી આકાંક્ષાનો મારા હૃદયમાં ઉદ્દભવ થયો હતો અને તેથી જ મેં આપના દર્શનની ઇચ્છાને મારા હૃદયમાં સ્થાન આપ્યું હતું. પરંતુ મારા આ કથનને કોણ સત્ય માને

તેમ છે વારૂ ? અને માને પણ શામાટે ? કારણ કે, જે સ્ત્રી ભ્રષ્ટા થઇને પોતાના સ્વામીને ત્યાગી અન્યત્ર ચાલી ગઇ હોય, તે સ્ત્રીના હૃદયમાં સ્વામીના દર્શનની અભિલાષા થાય એ કદાપિ સંભવનીય છે ખરૂં કે ?"

આ ઉત્તર આપીને શૈવલિનીએ કાતરતાદર્શક એક પ્રકારનું વિકટ હાસ્ય કર્યું અને ત્યારપછી તે ચંદ્રશેખરના મુખને પૂર્વવત્ જોઇ રહી.

" હું તારા કથનને અસત્ય માનતો નથી; કારણ કે, તને ગૃહમાંથી બળાત્કારે હરીને લઇ જવામાં આવી હતી એ હું સારી રીતે જાણું છું. " ચન્દ્રશેખરે ગંભીર સ્વરથી આશ્વાસક વાક્ય ઉચ્ચાર્યું.

" આપની આ માન્યતા સર્વથા અસત્ય છે; કારણ કે, મારી પોતાની ઇચ્છાથી જ હું ફૅાસ્ટર્ સાથે ચાલી ગઇ હતી. ફૅાસ્ટરે આપણા ગૃહપર આક્રમણ કર્યા પૂર્વે મને સંદેશ કહાવ્યો હતો અને મેં તેની યાચનાને સ્વીકારી લીધી હતી." શૈવલિનીએ જે સત્ય હતું તે જણાવી દીધું.

ચન્દ્રશેખર અધોવદન થઇ ગયો; પુનરપિ શૈવલિનીને તેણે ધીમે ધીમે સૂવાડી દીધી, તે પોતે ધીમે ધીમે ઊઠીને ઊભો થઇ ગયો અને ત્યારપછી ત્યાંથી પ્રયાણ કરી જવામાટે તત્પર થઈને મૃદુ મધુર સ્વરથી શૈવલિનીને સંબોધીને કહેવા લાગ્યો કે: " શૈવલિનિ ! દ્વાદશવર્ષીય પ્રાયશ્ચિત્ત કર; કારણ કે, તે વિના તારો ઉદ્ધાર થવાનો નથી. જો દ્વાદશ વર્ષ જેટલા દીર્ઘ કાળની સમાપ્તિ પર્યન્ત આપણ બન્ને જીવતાં રહીશું, તો તારા પ્રાયશ્ચિત્તનો અંત થવા પછી આપણે પાછાં મળીશું; નહિ તો અત્યારનો આપણો આ મેળાપ આ જીવનમાંનો અંતિમ મેળાપ છે એમ જ આપણે માનવાનું છે."

શૈવલિનીએ હસ્તદ્વય જોડીને કહ્યું કે: " ક્ષણ કિંવા બે ક્ષણને માટે કૃપા કરીને થોભી જાઓ અને અહીં બેસો; કારણ કે, મને

લાગે છે કે પ્રાયશ્ચિત્તનો યોગ મારા ભાગ્યમાં લખાયલો જ નથી એટલે હું ક્ષણ બે ક્ષણ આપને જોઇ લઉં તો સારૂં, એવી મારી પ્રબળ ઇચ્છા છે." આ શબ્દો ઉચ્ચારતાં પુનઃ શૈવલિનીને તે ભયાનક સ્વપ્નનું સ્મરણ થવા લાગ્યું.

ચન્દ્રશેખર બેસી ગયો એટલે શૈવલિનીએ તેને પૂછ્યું કેઃ "આત્મહત્યા કરી નાખવામાં કાંઇ પાપ છે ખરૂં કે?" શૈવલિની આ વેળાયે સ્થિર દૃષ્ટિથી ચન્દ્રશેખરના મુખમંડળને જોઇ રહી હતી અને તેનાં પ્રફુલ્લ નયનકમલ જલ–અશ્રુજલ–માં તરતાં દેખાતાં હતાં.

"આત્મહત્યામાં પાપ તો અવશ્ય છે જ; પરંતુ તું મરી જવાની ઇચ્છા શામાટે ધરાવે છે વારૂ?" ચન્દ્રશેખરે આત્મહત્યાને પાપમયી દર્શાવીને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

શૈવલિની કંપી ગઇ અને બોલી કેઃ "હું મરી શકવાની નથી; કિન્તુ તે નરકમાં જ મારો પાત થવાનો છે."

"પ્રાયશ્ચિત્તના યોગે તારો નરકવાસ અવશ્ય અટકી જશે અને અવશ્ય તારો ઉદ્ધાર થશે." ચન્દ્રશેખરે આશ્વાસન આપ્યું.

"પરંતુ જેના યોગે આ માનસિક નરકમાંથી મારો ઉદ્ધાર થાય એવું પણ કોઈ પ્રાયશ્ચિત છે ખરૂં કે?" શૈવલિનીએ જિજ્ઞાસા દર્શાવી.

"તારા કથનનો આશય શો છે તે હું યથાર્થ સમજી શકતો નથી." ચન્દ્રશેખરે કહ્યું.

"દેવો આ પર્વતમાં વારંવાર પધારે છે અને તેમણે મને કોણ જાણે શું કરી નાખ્યું છે તે હું કહી શકતી નથી; પરંતુ એટલું તો મારાથી કહી શકાય તેમ છે કે હું દિવસ અને રાત્રિ કેવળ નરક અને નરકનું જ સ્વપ્ન જોયા કરૂં છું." શૈવલિનીએ પોતાના માનસિક નરકનો ચન્દ્રશેખરને ભાસ કરાવ્યો.

ચન્દ્રશેખરે શૈવલિનીની દૃષ્ટિને ગુહાપ્રાંતમાં એકાગ્ર થયેલી જોઇ અને તેથી જાણે તે દૂર કોઇ દૃશ્યને જોઇ રહી હોયની! એવો

તેને ભાસ થવા લાગ્યો. શૈવલિનીનું શીર્ણ વદનમંડળ વિશુષ્ક થઇ ગયું, તેનાં ચક્ષુઓ વિસ્ફારિત તથા પલકરહિત થઈ ગયાં, તેના નાસિકારંધ્રો સંકુચિત તથા વિસ્ફારિત થવા લાગ્યા અને તેનું શરીર કંટકિત થઇને કંપવા લાગ્યું, એવી પરિસ્થિતિ ચન્દ્રશેખરના જોવામાં આવી અને તેથી તેણે ગંભીર સ્વરથી શૈવલિનીને પૂછ્યું કે: "શૈવલિની! તું અત્યારે શું જોઇ રહી છે વારૂ?"

શૈવલિની ચન્દ્રશેખરના એ પ્રશ્નનું કાંઈ પણ ઉત્તર ન આપતાં પૂર્વવત્ તેના મુખમંડળને જોઈ રહી એટલે ચન્દ્રશેખરે પુનઃ પૂછ્યું કે: "તું આટલી સીમાપર્યન્ત ભયભીત શામાટે થઈ રહી છે વારૂ?"

શૈવલિની પાષાણપ્રતિમા સમાન નિરુત્તર જ રહી અને તેથી ચન્દ્રશેખર વિસ્મિત થઇને કેટલાક સમય પર્યન્ત મૌનપૂર્વક શૈવલિનીના વદનમંડળને જોઇ રહ્યો. તે કાંઈ પણ કલ્પના કરી શક્યો નહિ. અચાનક શૈવલિનીએ પ્રથમ વિકટ ચીત્કાર કર્યો અને ત્યાર પછી કહેવા માંડયું કે: "પ્રભો! રક્ષા કરો, રક્ષા કરો! આપ મારા સ્વામી છો એટલે જો આપ રક્ષા નહિ કરો, તો પછી મારી રક્ષા અન્ય કોણ કરશે વારૂ?" આ વાક્યો ઉચ્ચારતી શૈવલિની મૂર્છિતા થઇને ધરણીપર ઢળી પડી.

ચન્દ્રશેખરે નિકટવર્તી નિર્ઝરમાંથી જળ લાવીને તે જળનું શૈવલિનીના મુખપર સિંચન કરવા માંડયું તેમ જ વસ્ત્રાંચલવડે વાયુ ઢોળવાનો પણ આરંભ કરી દીધો. આ ઉપચારોથી શૈવલિની કેટલાક સમય પછી શુદ્ધિમાં આવી, ઊઠીને બેઠી થઇ ગઇ અને મૌન પૂર્વક બેઠી બેઠી કંપવા લાગી.

ચન્દ્રશેખરે પૂછ્યું કે: "તું શું જોઇ રહી હતી વારૂ?"

"તે જ ભયાનક નરક." શૈવલિનીએ ઉત્તર આપ્યું.

શૈવલિનીએ પોતાના જીવનકાલમાં જ નરકનિવાસને ભોગવવાનો આરંભ કરી દીધો હતો એ વસ્તુસ્થિતિ તત્કાળ ચન્દ્રશેખરના જાણવામાં આવી ગઇ. એક ક્ષણ પછી શૈવલિની કહેવા લાગી કે: "હું

મરી શકવાની નથી; કારણ કે, મારા હૃદયમાં ઘોરતમ નરકની ભીતિ વસી રહી છે. અર્થાત્ જો હું મરીશ, તો અવશ્ય નરકવાસિની થઇશ એવો મારો નિશ્ચય હોવાથી કોઇ પણ ઉપાયે મારે મારા જીવનને ટકાવવાનો પ્રયત્ન કરવો જ પડશે; પરંતુ હું એકાકિની હોવાથી બાર વર્ષ પર્યન્ત મારાથી કેવી રીતે અને કેમ કરીને જીવી શકાશે વારૂ ? હું ચેતન તથા અચેતન અવસ્થામાં કેવળ નરક અને નરકને જ જોયા કરૂં છું; નરકવિના અન્ય કોઇ પણ વસ્તુને હું દેખતી જ નથી ! "

"ચિન્તા નહિ;" ચન્દ્રશેખર આશ્વાસક ભાવથી કહેવા લાગ્યો: ઉપવાસ તથા માનસિક ક્લેશના પારણામે જ અત્યારે તારી ઉન્માદિની સમાન અવસ્થા થઈ ગઇ છે. વૈદ્યો આ રોગને વાયુરોગના નામથી ઓળખે છે. તું વેદગ્રામમાં જઇને ગ્રામની એક સીમાપર એક પર્ણ-કુટીને નિર્માણ કર એટલે ત્યાં સુન્દરી આવીને તારી સેવા શુશ્રૂષા કરશે અને વૈદ્યદ્વારા તારા રોગનો યોગ્ય ઉપચાર પણ કરાવશે."

અચાનક શૈવલિનીએ પોતાનાં નેત્રોને મીચી લીધાં અને જોયું તો ગુહાપ્રાન્તમાં પાષાણમાં કોરેલી સુન્દરીની પ્રતિમા પોતાની અંગુ-લીને ઉંચી કરીને ઊભેલી તેના જોવામાં આવી. તે પાષાણમાં કોરેલી સુન્દરીનો આકાર તેને અતિશય દીર્ઘ દેખાયો; માત્ર એટલું જ નહિ. પણ તેનો આકાર ધીમે ધીમે વધીને તાલવૃક્ષ જેટલો થઇ ગયો અને તેથી સુન્દરી મહાભયંકરી દેખાવા લાગી. ત્યાર પછી અચાનક ગુહાના તે સીમાન્તમાં નરકનો ઉદ્દભવ થયેલો શૈવલિનીના જોવામાં આવ્યો; અર્થાત્ તે જ પૂતિગંધ, તે જ ભયાનક અગ્નિગર્જન, તે જ ઉત્તાપ, તે જ શૈત્ય, તે જ સર્પપૂર્ણ અરણ્ય અને તે જ ભયાનક કીટરાશિઓના યોગે ગગનમાં વ્યાપેલા અંધકાર આદિને તે પ્રત્યક્ષ જોવા લાગી. તે નરકના પિશાચો પોતાના હસ્તોમાં કંટકોની બનાવેલી રજ્જુ તથા વૃશ્ચિકોની વેત્રયષ્ટિકાઓને ધારણ કરીને નીચે ઊતરી આવ્યા; તેમણે કંટકરજ્જુવડે શૈવલિનીને બાંધી લીધી અને ત્યાર પછી વૃશ્ચિકવેત્રવડે પ્રહાર કરતા કરતા તેઓ શૈવલિનીને નરકમાં

લઇ ચાલ્યા. તાલવૃક્ષપરિમિતા પાષાણમયી સુન્દરી તે નરકપિશાચોને સંબોધીને કહેવા લાગી કેઃ "મારો, મારો! મેં આ પાપીયસીને પાછી વાળવાનો પ્રયત્ન કર્યો હતો; ફૉસ્ટરના બજરામાંથી એને પાછી લઇ આવવામાટે હું પોતે એની પાસે ગઇ હતી; પણ મારો ઉપદેશ એણે સાંભળ્યો ન હોતો, એટલે હવે તમારાથી મારી શકાય તેટલો માર એને મારો. એનાં પાપોની સાક્ષી હું છું! મારો, મારો અને મારો! લેશમાત્ર પણ દયાને હૃદયમાં ન ધારો! કારણ કે, એ પાપિષ્ઠા છે, સ્વામિદ્રોહિણી છે!!" આ ભયાનક દશ્યને નિહાળતી શૈવલિનીને વળી એવો ભાસ પણ થવા લાગ્યો કે જાણે તે પોતાના ઉભય હસ્તોને જોડીને, પોતાના મુખને દીનતાદર્શક ભાવથી ઉન્નત કરીને અને પોતાનાં નયનોમાં નીર લાવીને સુન્દરીને વિનવતી તથા તેની ક્ષમાને યાચતી ઊભી હતી; પરંતુ સુન્દરી તેની પ્રાર્થનાને લેશમાત્ર પણ લક્ષમાં ન લેતાં કેવળ "મારો, મારો!" એ શબ્દને જ ઉચ્ચારી રહી હતી. અસ્તુઃ શૈવલિની પુનઃ પૂર્વવત્ પોતાની દૃષ્ટિને સ્થિર કરીને તથા પોતાનાં લોચનોને વિસ્ફારિત કરીને વિશુષ્ક મુખથી મંત્રમુગ્ધવત્ સ્તંભિતા થઇ ગઇ. આ સર્વ ચિહ્નો ભયંકરતાને દર્શાવનારાં હોવાથી ચન્દ્રશેખર ચિન્તામાં પડી ગયો અને તેથી તેણે શૈવલિનીને કહ્યું કેઃ "શૈવલિનિ, ચાલ, મારી સાથે આવ."

પ્રથમ તો ચન્દ્રશેખરનું એ આહ્વાન શૈવલિનીના સાંભળવામાં જ ન આવ્યું; પરંતુ ત્યાર પછી ચન્દ્રશેખરે જ્યારે તેના શરીરપર પોતાના હસ્તને સ્થાપીને તેના શરીરને બે ત્રણ વાર આન્દોલિત કરીને બીજી વાર "ચાલ, મારી સાથે આવ" એ પ્રમાણે આહ્વાન કર્યું ત્યારે એ આહ્વાનને સાંભળીને શૈવલિની તત્કાળ ઊઠીને ઊભી થઇ ગઇ અને કહેવા લાગી કેઃ "ચાલો, ચાલો, ચાલો; શીઘ્ર ચાલો; આ સ્થાનમાથી શીઘ્ર નીકળી ચાલો." આ શબ્દો ઉચ્ચારતી નિમેષમાત્રનો પણ વિલંબ ન કરતાં તે ગુહાના દ્વારની દિશામાં દોડવા લાગી; અર્થાત્ ચન્દ્રશેખરની પણ પ્રતીક્ષા ન કરતાં તે દ્રુત ગતિથી

દોડવા લાગી ગઇ. આવી રીતે દોડતાં ગુહામાં પ્રકાશ અતિશય મન્દ હોવાથી તેના ચરણમાં એક શિલાનો આઘાત થયો અને તેના પરિણામે તેના ચરણનું સ્ખલન થતાં તે પૃથ્વીપર પછડાઇ પડી. શૈવલિનીની વાચાનો લોપ થઇ ગયો હતો અને તે મૂર્ચ્છિતા થઇ હતી એ ચન્દ્રશેખરના જોવા તથા જાણવામાં આવી ગયું.

ચન્દ્રશેખરે મૂર્ચ્છિતા શૈવલિનીને પોતાના બાહુમાં ઉપાડી લીધી અને ત્યાર પછી ગુહામાંથી બહાર નીકળીને જે સ્થાનમાં પર્વતના એક ભાગમાંથી એક અત્યંત ક્ષીણ નિર્ઝરિણી કોઇ પણ પ્રકારના શબ્દ વિના જળને બહિર્ગત કરી રહી હતી તે સ્થાનમાં તે શૈવલિનીને લઈ આવ્યો. શૈવલિનીના મુખમંડળમાં જલસિંચન થવાથી તથા અનાવૃત્ત સ્થાનમાંના મુક્ત વાયુનો તેના શરીરને સ્પર્શ થવાથી તેનામાં પુનઃ સંજ્ઞાનો આવિર્ભાવ થયો અને તેથી નેત્રોને ઉઘાડીને તેણે ક્ષીણ સ્વરથી પૂછ્યું કેઃ "હું અત્યારે ક્યાં છું વારૂ?"

"હું તને ગુહામાંથી બહાર લઇ આવ્યો છું." ચન્દ્રશેખરે કહ્યું.

શૈવલિનીએ કંપાયમાન તથા ભયભીત થઈને પૂછ્યું કેઃ "આપ કોણ છો?"

ચન્દ્રશેખર પણ શૈવલિનીના આ પ્રશ્નથી ભયભીત થઇ ગયો અને તેથી ભયદર્શક ભાવથી કહેવા લાગ્યો કેઃ "તું આમ ઉન્માદિની પ્રમાણે કેમ બોલે છે વારૂ? હું તારો સ્વામી હોવા છતાં મને તું નથી ઓળખી શકતી કે શું?"

શૈવલિની પ્રથમ હા હા કરીને હસવા લાગી અને ત્યાર પછી તેણે નિમ્ન સંગીતને ગાવાનો આરંભ કરી દીધોઃ—

"મમ પતિ સુવર્ણમધુમક્ષિક તે કુસુમે કુસુમે વિહરે છે;
પ્રમાદથી આવીને આજે કંટકવનમાં વિચરે છે."

આ બે પંક્તિઓને આલાપ્યા પછી શૈવલિનીએ ચન્દ્રશેખરને પૂછ્યું કેઃ "તું લૉરેન્સ્ ફૉસ્ટર્ છે?"



...નેત્રોને ઉઘાડીને તેણે-શૈવલિનીએ-ક્ષીણ સ્વરથી પૂછ્યું કે:
"હું અત્યારે ક્યાં છું વારુ?" પૃષ્ઠ ૨૨૪

જે દેવીના પ્રભાવથી આ માનવદેહ સુંદરતાને પ્રાપ્ત કરે છે
દેવી કિંવા બુદ્ધિ શૈવલિનીને ત્યાગી જવાની તૈયારી કરી રહી
તી અને વિકટ ઉન્માદે આવીને તેના શરીરરૂપ સુવર્ણમન્દિરમાં
ાતાના અધિકારને સ્થાપવા માંડયો હતો એ વસ્તુસ્થિતિ ચન્દ્રશે-
રના જાણવામાં આવી જતાં તે રોવા લાગ્યો અને કેટલીક વાર
છી અત્યંત આદર પૂર્વક અને મૃદુસ્વરથી તેણે શૈવલિનીનું
ાાવ્હાન કરતાં કહ્યું કેઃ " શૈવલિનિ ! "

શૈવલિની વળી પાછી હસવા લાગી અને બોલી કેઃ " શૈવ-
ની કોણ ? પણ હા, જરાક થોભી જાઓ. એક બલિકા હતી કે
નું નામ શૈવલિની હતું અને એક બાળક હતો તેનું નામ હતું
તાપ. એક રાત્રિના સમયમાં તે બાલક સર્પ થઇને વનમાં ચાલ્યો
યો અને તે બાલિકા દર્દુર-દેડકા-ના અવતારને ધારણ કરીને
નમાં ગઇ એટલે તે સર્પ દર્દુરને ગળી ગયો. આ ઘટનાને મેં મારાં
ા બે નેત્રાવડે જોયેલી છે, હા જી. વારૂ ત્યારે સાહેબ, હું તમને
છું છું કે તમો લૉરેન્સ્ ફૉસ્ટર્ તો નથી ? "

ચન્દ્રશેખર ગદ્ગદ કંઠ તથા કાતર ભાવથી બોલી ઉઠયો કેઃ
હે ગુરુદેવ, આ શું ? આપે આ શું કરી નાખ્યું ? "

શૈવલિનીએ પુનઃ ગાનને આરંભી દીધું...

" પ્રાણસખી, મમ ચિત્તચોરને પકડીને તેં ઘાત કર્યો;
પ્રેમનદીએ ઉભય કૂલમાં પ્રસરીને ઉત્પાત કર્યો ! "

ત્યારપછી તે બોલવા લાગી કેઃ " મારા મનનો ચોર કોણ
વારૂ ? ચન્દ્રશેખર. પ્રાણસખીએ પકડયો કોને ? ચન્દ્રશેખરને.
ર્યો કોણ ? ચન્દ્રશેખર. ઉભય કૂલ તે કયા વારૂ ? એ હું નથી
ાણુતી. તમો ચન્દ્રશેખરને ઓળખો છો ખરા કે ? "

" હું પોતે જ ચન્દ્રશેખર છું. " ચન્દ્રશેખરે કહ્યું.

શૈવલિની વ્યાઘ્રી પ્રમાણે છલાંગ મારીને ચન્દ્રશેખરના કંઠે
ાગી પડી અને ત્યાર પછી મુખથી કાંઇ પણ ન બોલતાં ડુસકાં

ભરીને ભરીને રડવા લાગી. તેના એટલી સીમા પર્યન્તના અશ્રુપાતના યોગે ચન્દ્રશેખરનાં પૃષ્ઠ, કંઠ, વક્ષ, વસ્ત્ર તથા બાહુ આદિ પ્લાવિત થઇ ગયાં. ચન્દ્રશેખરે પણ ત્યારપછી રોવાના વ્યાપારને આરંભી દીધો. શૈવલિની રોતી રોતી કહેવા લાગી કે: " હું આપની સાથે આવીશ. "

" તો હવે ચાલો. " ચન્દ્રશેખરે કહ્યું.

" આપ મને મારશો તો નહિ ? " શૈવલિનીએ પૂછ્યું.

" નહિ; હું તને મારીશ નહિ. " ચન્દ્રશેખરે આશ્વાસન આપ્યું.

એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને ચન્દ્રશેખર જ્યાં બેઠો હતો ત્યાંથી ઊઠ્યો. શૈવલિની પણ ઊઠી. ચન્દ્રશેખર વિષાદપૂર્ણ વદનથી ચાલવા લાગ્યો અને ઉન્માદિની શૈવલિની તેની પાછળ પાછળ ચાલવા લાગી. ચાલતી ચાલતી તે કોઇ વાર હસતી હતી, કોઇ વાર રોતી હતી અને કોઇ વાર અચાનક ગાવા પણ મંડી જતી હતી.



## પ્રથમ પરિચ્છેદ
### આમિયેટ્નો અન્ત

"O God! it is a fearful thing
To see the human soul take wing
In any shape, in any mood." *Byorn.*

અંગ્રેજોની સર્વ નૌકાઓ મુર્શિદાબાદમાં આવી પહોંચી. મીર કાસિમના નાયબ મહમ્મદ શરી ખાનને એવા સમાચાર મળી ગયા કે: " આમિયેટ્ આવી પહોંચ્યો છે. "

મહમ્મદ શરી ખાન મહાસમારોહથી આમિયેટ્ને મળવા-માટે આવ્યો અને તેથી આમિયેટ્ના અંતઃકરણમાં અતિશય આનન્દ થયો. અંતે મહમ્મદ શરી ખાને આમિયેટ્ને ભોજનમાટે આમંત્રણ કર્યું અને આમિયેટે તેના એ આમંત્રણને જો કે સ્વીકારી તો લીધું; પરંતુ પ્રફુલ્લ મનથી તેણે એ આમંત્રણને સ્વીકાર્યું ન હોતું. મહમ્મદ શરીએ ગુપ્ત રીતે પોતાના પ્રહરીઓને અંગ્રેજોની નૌકાઓપર નજર રાખવામાટે નિયુક્ત કરી દીધા હતા કે જેથી અંગ્રેજોની નૌકાઓ ત્યાંથી હંકારી ન જાય.

મહમ્મદ શરીના જવા પછી અંગ્રેજો પરસ્પર પરામર્શ લેવા લાગ્યા કે: " નિમંત્રણ અનુસાર મહમ્મદ શરીને ત્યાં ભોજન લેવા-માટે જવું કે ન જવું ? " ગલ્સ્ટૉન્ તથા જૉન્સને પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો કે: " ભય શબ્દનો શો અર્થ થાય છે તે અંગ્રેજો જાણતાજ નથી અને અંગ્રેજોને ભય શબ્દના અર્થને જાણવાની આવશ્યકતા પણ નથી. અર્થાત્ નિમંત્રણ અનુસાર ભોજન લેવામાટે જવું એ જ આપણું કર્તવ્ય છે. " પરંતુ આમિયેટે પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો કે: " જ્યારે આપણે હવે એમની સાથે યુદ્ધ કરવાને જ તૈયાર થયા છીએ અને એમનો તથા આપણો પરસ્પર વૈરભાવ જ્યાં સીમાનું ઉલ્લંઘન કરી ગયો છે ત્યાં હવે એમની સાથે

આહારનો વ્યવહાર શામાટે રાખવો જોઇએ વારૂ ?" અર્થાત્ આમિ-યેટે મહમ્મદ શફીના નિમંત્રણ અનુસાર તેને ત્યાં ભોજન લેવામાટે ન જવાનો જ દૃઢ નિશ્ચય કરી લીધો.

જે નૌકામાં દલની તથા કુલ્સમને બન્દિનીરૂપે સુરક્ષિત રાખવામાં આવી હતી તે નૌકામાં પણ મહમ્મદ શફીના નિમંત્રણના સમાચાર પહોંચી ગયા અને તેથી દલની તથા કુલ્સૂમ પરસ્પર પોતાનાં મુખોને કર્ણમાં સ્થાપીને વાર્તાલાપ કરવા લાગી. દલનીએ કહ્યું કે: "અલી કુલ્સૂમ, સાંભળે છે કે ? મને તો લાગે છે કે હવે આપણી મુક્તિનો સમય નિકટમાં આવી લાગ્યો છે."

"આપે એ કેમ જાણ્યું વારૂ ?" કુલ્સૂમે પૂછ્યું.

"વાહ, જાણે તું પોતે તો કાંઇ જાણતી જ નથી ! સાંભળ, જેઓ નવ્વાબની બેગમને કયદ કરીને લઇ આવ્યા છે તેમને નવ્વાબના કર્મચારીઓએ આદર પૂર્વક આમંત્રણ આપીને ભોજન લેવામાટે બોલાવ્યા છે એટલે એમાં કાંઇ પણ ગૂઢ અર્થ સમાયલો હોવો જોઇએ એવી મારી દૃઢ માન્યતા છે. મને તો એમ જ ભાસે છે કે અંગ્રેજો આજે મરી જવાના છે." દલનીએ અત્યંત મન્દ સ્વરથી કહ્યું.

"અને એથી આપના હૃદયમાં આનન્દ થાય છે ખરો કે ?" કુલ્સૂમે વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો.

"આનન્દ કેમ ન થાય વારૂ ?" દલની કહેવા લાગી: "જો કે રક્તપાત અને હત્યાકાંડ ન થાય એ વધારે સારૂં છે; પરંતુ જે લોકોએ આપણને કોઇ પણ પ્રકારના કારણ વિના કયદ કરી રાખી છે અને જેઓ આપણને મોંગીરમાંથી બળાત્કારે ઉપાડી લાવ્યા છે તેમના મૃત્યુથી જો આપણો આ કયદમાંથી છૂટકો થતો હોય, તો તેથી આપણા હૃદયમાં આહ્લાદ થાય એ સર્વથા સ્વાભાવિક જ છે."

"પરંતુ છૂટકામાટે આપ આટલાં બધાં આતુર તથા અધીર કેમ થઇ રહ્યાં છો વારૂ ? કારણ કે, આપણને અટકાવી રાખવા

વિના અંગ્રેજોનો કોઇ પણ અન્ય ઉદ્દેશ હોય એમ દેખાતું નથી. એટલે કે, આ અંગ્રેજો આપણા પર આપણને અટકાવી રાખ્યા વિના અન્ય કોઇ પણ પ્રકારનો અત્યાચાર નથી કરતા અને આપણે ઔરત જાત હોવાથી જ્યાં જઇશું ત્યાં કયદખાનું તો આપણા ભાગ્યમાં લખાયલું જ છે, તો પછી આ કયદખાનાથી ગભરાઇ જવાનું શું કારણ છે ? " કુલ્સૂમે પોતાના વિલક્ષણ વિચારો દર્શાવ્યા.

કુલ્સૂમના આ ભાષણને સાંભળી હલની અત્યંત કોપાયમાન થઇને કહેવા લાગી કે: " મારા પોતાના ગૃહમાં હું કયદ હોઉં તો પણ મારી બેગમ પદવી અવિચલ રહે છે અને આ અંગ્રેજોની નૌકામાં મારી પદવી એક બાંદીની છે. હવે તારી સાથે વાર્તાલાપ કરવાની મારી ઇચ્છા નથી થતી. પરંતુ આપણને આ નૌકામાં શા કારણથી કયદ કરી રાખવામાં આવી છે એ તું જાણે છે ખરી કે ? "

" આપણને આ નૌકામાં કયદ કરી રાખવાના કારણને કાંઇ અંગ્રેજોએ ગુપ્ત રાખ્યું નથી; કારણ કે, મોંગીરમાં જેવી રીતે હે નામના એક સાહેબને અંગ્રેજોના જામિન તરીકે અટકાવી રાખ-વામાં આવ્યો છે તેવી જ રીતે નવ્વાબ સાહબના જામિન તરીકે અંગ્રેજોએ આપણને પોતાની નૌકામાં કયદ કરી રાખ્યાં છે. અર્થાત્ નવ્વાબ સાહબ હે સાહેબને છોડી મૂકશે એટલે અંગ્રેજો આપ-ણને પણ આપણી સ્વતંત્રતા પાછી આપી દેશે અને જો હે સાહેબનું મોંગીરમાં કાંઇ પણ અનિષ્ટ થશે, તો આપણા ભાગ્યમાં પણ અનિષ્ટ પરિણામને ભોગવવાનો પ્રસંગ આવી લાગશે. નહિ તો આપણને કોઇ પણ પ્રકારનો ભય નથી. " કુલ્સૂમે કયદનું કારણ પોતાની બુદ્ધિ અનુસાર દર્શાવ્યું.

હલની અધિકતર કોપાયમાન થઇને કહેવા લાગી કે: " હું તારા તે હે સાહેબને ઓળખતી નથી અને તારા મુખથી તે અંગ્રે-જની વકીલાત સાંભળવા ઇચ્છતી નથી. મને જણાય છે કે અહીંથી છૂટયા પછી પણ તારો અહીંથી જવાનો વિચાર નથી; અર્થાત

તારો અહીં જ રહેવાનો અભિલાષ છે."

કુલ્સૂમે કોપાયમાન ન થતાં હસીને કહ્યું કે: "એમ જ માની લ્યો કે મારી અહીંથી અન્યત્ર જવાની ઇચ્છા નથી; તો પણ શું આપ મને અહીં મૂકી જશો ખરાં કે?"

દલનીનો કોપ વૃદ્ધિંગત થતો ગયો અને તેણે કહ્યું કે: "ત્યારે હું તને અહીં મૂકીને જ ચાલતી થઇ જાઉં, એવી પણ તારી ઇચ્છા છે ખરી કે?"

"મનુષ્યના ભાગ્યમાં શું લખાયલું છે અને શું નહિ, એ કોનાથી કહી શકાય તેમ છે વારૂ?" કુલ્સૂમે ગંભીર ભાવથી આ વાક્ય ઉચ્ચાર્યું.

દલનીએ પોતાની ભ્રૂકુટીને સંકુચિત કરીને બળ પૂર્વક પોતાની મુષ્ટિકાને વાળી લીધી; પરંતુ તે મુષ્ટિકાનો વ્યય ન કરતાં મુષ્ટિકાને પોતાની એક પુંજી તરીકે જેમની તેમ જ રાખી મૂકી. ત્યાર પછી દલની પોતાની તે મુષ્ટિકાને પોતાના કર્ણના નિકટ ભાગમાં સ્થાપીને વિચારમગ્ન થઇ ગઇ. એ વેળાયે તેના કૃષ્ણ કેશના ગુચ્છના સ્પર્શથી જે શ્રવણ ભ્રમરયુક્ત પ્રસ્ફુટિત પુષ્પવત્ શોભી રહ્યું હતું તે શ્રવણના નિકટમાં કોમલ કોરકતુલ્ય બદ્ધ મુષ્ટિને આવી રીતે સ્થિર કરીને કેટલીક વાર પછી તે કહેવા લાગી કે: "અહીંથી આમિયેટે તને શામાટે બોલાવી હતી અને બે દિવસ સૂધી તને પોતા પાસે શામાટે રાખી હતી તે સત્ય સત્ય જણાવી દે. ખબરદાર, જો અસત્ય બોલી છે, તો!"

"જે સત્ય વાર્તા હતી તે તો આપને મેં જણાવી દીધી છે અને તે એ કે આપને કાંઇ તકલીફ તો નથી થતી એ જાણવામાટે જ આમિયેટે મને બોલાવી હતી; કારણ કે, આમિયેટ્ સાહેબની એવી ઇચ્છા છે કે જેટલા દિવસ આપણે અંગ્રેજોની નૌકામાં રહીએ ત્યાં સૂધી આપણને કોઈ પણ જાતની તકલીફ ન થવી જોઇએ. કેવળ આમિયેટ્ સાહેબની જ નહિ, કિન્તુ સઘળા સાહેબ

લોકોની એ જ ઇચ્છા છે. પરવરદિગાર કરે અને અંગ્રેજો આપણુને છોડી ન દે, તો સારૂં!" કુલ્સૂમે:અંગ્રેજોની વકીલાત કરતાં આવા ઉદ્દગારો કાઢ્યા.

હલનીએ પોતાની વાળેલી મુષ્ટિકાને વિશેષ ઉંચી કરીને કિંવા મારવામાટે ઉગામીને કહ્યું કે: "પરવરદિગાર કરે અને તું શીઘ્ર મરી જાય, તો સારૂં!"

"જો અંગ્રેજો આપણુને છોડી દેશે, તો આપણે નવ્વાબના હાથમાં જઈ પડીશું અને નવ્વાબ કદાચિત્ આપને ક્ષમા આપશે, પણ મને ક્ષમા આપવાની ઉદારતા નહિ જ દર્શાવે એવો મારો દઢ વિશ્વાસ હોવાથી મારા મનમાં તો એ જ વિચાર આવ્યા કરે છે કે જો અન્યત્ર ક્યાંક આશ્રય મળી જાય, તો હવે નવ્વાબ સાહબ સમક્ષ તો હાજર ન જ થવું." કુલ્સૂમે પોતાની માન્યતા સાથે પોતાના મનોભાવને પણ વ્યક્ત કરી બતાવ્યો.

હલની હવે પોતાના કોપને ત્યાગીને ગદ્દગદ કંઠથી કહેવા લાગી કે: "હું અનન્યગતિકા હોવાથી કદાચિત્ મારે મરવું પડશે, તો પણ હું તો નવ્વાબનાં ચરણોમાં પડીને જ મરીશ!"

* * * *

જે વેળાયે હલની તથા કુલ્સૂમનો પરસ્પર ઉપર્યુક્ત સંવાદ ચાલી રહ્યો હતો તે જ વેળાયે આમિયેટ્ પોતાના આજ્ઞાધીન સિપાહીઓને સજ્જ થવાની આજ્ઞા સંભળાવી રહ્યો હતો. તેની એ આજ્ઞાને સાંભળીને જૉન્સને કહ્યું કે: "આપણે આ સ્થાનમાં યથેષ્ટ બળવાન્ નથી અને તેટલામાટે જો આપણે આપણી નૌકાઓને રેસીડન્સીની પાસે લઈ જઇએ તો કેમ વારૂ?"

એના ઉત્તરમાં આમિયેટ્ ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "જે દિવસે એક પણ અંગ્રેજ દેશી મનુષ્યના ભયથી પલાયન કરી જશે, તે જ દિવસે ભારતવર્ષમાં બ્રિટિશ સામ્રાજ્યને સ્થાપવાની આશાનો શાશ્વત લોપ થઇ જશે, એ આપણે નિરંતર સ્મરણમાં રાખવાનું છે.

જો આપણે આપણી નૌકાઓને આ સ્થાનમાંથી હંકારી જઇશું, તો મુસલ્માનો એમ જ માની લેશે કે આપણે તેમના ભયથી પલાયન કરી ગયા છીએ. અર્થાત્ આ સ્થાનમાં સ્થિર રહીને મરણને સ્વીકારી લેવું તે અહીંથી પલાયન કરીને જીવવા કરતાં વધારે ઉત્તમ છે. પરંતુ ફૉસ્ટર્ અસ્વસ્થ હોવાથી તેનાથી હસ્તમાં શસ્ત્રને ધારણ કરીને મરી શકાય તેમ નથી અને તેટલામાટે તેને રેસીડન્સીમાં જવામાટેની અનુમતિ આપવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. તેને રેસીડન્સીમાં જવા દો, તેમ જ તેની નૌકામાં બેગમ અને તેની સાથે જે બીજી એક ઔરત છે તેને પણ બેસાડી દો અને બે સિપાહીઓને સાથે મોકલીને એ સર્વને રવાના કરી દો; કારણ કે, વિગ્રહના સ્થાનમાં એ સર્વ વ્યક્તિઓનો નિવાસ અનાવશ્યક છે, એ તો કોઇ પણ કહી શકે તેમ છે. ”

સિપાહીઓ સજ્જ થઇ ગયા અને આમિયેટ્‌ની આજ્ઞા અનુસાર તે સર્વ નૌકામાં છુપાઇને બેસી ગયા. નૌકાની દીવાલમાં ચારે બાજૂ જે નાનાં છિદ્રો હતાં તે પ્રત્યેક છિદ્ર પાસે અકેક સિપાહી હાથમાં બંદૂક લઇને બેસી ગયો. આમિયેટ્‌ની આજ્ઞા અનુસાર દલની તથા કુલ્સમ ફૉસ્ટર્‌ની નૌકામાં બેસી ગઇ અને ત્યાર પછી બે સિપાહીઓની દેખરેખ તળે તે નૌકા હંકારી ગઇ. તે નૌકાને હંકારી જતી જોઇને મહમ્મદ શફીના પ્રહરીઓ એ સમાચાર સંભળાવવામાટે મહમ્મદ શફી પાસે દોડયા.

એ સમાચાર સાંભળીને તેમ જ અંગ્રેજોના આગમનના સમયને વીતી ગયેલો જોઇને મહમ્મદ શફીએ અંગ્રેજોને પોતા સાથે લઇ આવવાની આજ્ઞા આપીને એક દૂતને અંગ્રેજો પાસે મોકલ્યો. પરંતુ આમિયેટે તે દૂતને કહ્યું કે: “ કેટલાંક કારણોથી અમારી નૌકામાંથી બહિર્ગત થવાની અમારી અત્યારે ઇચ્છા નથી. ”

તે દૂતે નૌકામાંથી ઊતર્યા પછી અલ્પ અંતરપર આવીને બંદૂકનો એક ખાલી બાર કર્યો અને એ અવાજ સાંભળતાં જ તીર-

પ્રાંતમાંથી બન્દૂકના બીજા દશ અથવા બાર અવાજ થયા. આમિ-યેટે જોયું તો નૌકા ઉપર બન્દૂકોમાંથી છૂટતી ગોળીઓની વૃષ્ટિ વર્ષી રહી હતી અને સ્થળે સ્થળે નૌકાના આભ્યંતર ભાગમાં પણ ગોળીઓ પ્રવેશ કરતી હતી એમ તત્કાળ તેના જોવા તથા જાણવામાં આવી ગયું. ત્યાર પછી અંગ્રેજ સિપાહીઓએ પણ ગોળીબારથી ગોળીબા-રનો જવાબ આપવા માંડયો અને ઉભય પક્ષના સૈનિકો એક બીજાને લક્ષ્ય કરીને બન્દૂકો છોડવા લાગ્યા એટલે બન્દૂકોના શબ્દનો ત્યાં મહાકોલાહલ વ્યાપી ગયો. કિન્તુ અદ્યાપિ ઉભય પક્ષના સૈનિકો ગુપ્ત રહીને જ યુદ્ધ કરી રહ્યા હતા; અર્થાત્‌ તીરપ્રાંતમાં જે ગૃહો હતાં તેમના અન્તરાલમાં રહીને મુસલ્માન સૈનિકો બન્દૂકો છોડતા હતા અને અંગ્રેજો તથા તેમના સિપાહીઓ પોતાની નૌકામાં છુપા-યલા હતા. આવા પ્રકારના યુદ્ધથી કેવળ બારૂદના બગાડ વિના અન્ય કોઇ પણ પ્રકારનું તાત્કાળિક ફળ થાય એ સર્વથા અસંભવનીય હતું. આ કારણથી મુસલ્માન સિપાહીઓ પોતાના આશ્રયસ્થાનને ત્યાગીને હસ્તમાં તલ્વારો તથા બર્છી લઇ ચીત્કાર કરતા આમિયેટ્‌ની નૌકા પ્રતિ દોડયા; પરંતુ તેમને આવતા જોઇને સ્થિરપ્રતિજ્ઞ અંગ્રેજો ભયભીત ન થયા. અંગ્રેજો પોતાની નૌકામાંથી અધિક સાવધાન થઇને લડવા લાગ્યા એટલે કે આમિયેટ્‌, ગલ્સ્ટૉન્‌ તથા જૉન્સન્‌ પોતાના હસ્તમાં બન્દૂકોને ધારીને નૌકામાંથી સ્થિર ચિત્તવડે ઘાટ પરથી શીઘ્ર ગતિથી ઊતરતા મુસલ્માન સિપાહીઓને લક્ષ્ય કરીને ગોળીઓ છોડવા લાગ્યા અને એવા પ્રત્યેક અવ્યર્થ સંધાનથી પ્રત્યેક અંગ્રેજ એક એક મુસલ્માન સિપાહીને વાલુકાશાયી કરવા લાગ્યો. કિંતુ જેવી રીતે તરંગની ઉપર તરંગ આવી પડે છે તેવી રીતે મુસલ્માન સિપાહીઓના એક સમુદાયની પાછળ બીજો સમુદાય આવવા લાગ્યો અને તેમની સંખ્યા ક્ષણે ક્ષણે વૃદ્ધિંગત થવા લાગી.

આવી પરિસ્થિતિને જોઇને આમિયેટે કહ્યું કે: " હવે આપણી રક્ષાનો કોઇ પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી. અર્થાત્‌ હવે જો આવો,

તો આપણે વિધર્મીઓને મારતા મારતા રણભૂમિમાં આપણા પોતાના જીવનનું પણ વિસર્જન કરી દઇએ. ”

એ વેળાયે મુસલ્માન સૈનિકો આમિયેટ્ની નૌકામાં પહોંચી આવ્યા અને તેમને નૌકામાં ચઢી આવેલા જોઇને ત્રણે અંગ્રેજોએ તેમનાપર એકસમયાવચ્છેદે ગોળીબાર કરવા માંડયો. અંગ્રેજોના ગોળીબારથી ત્રિશૂલથી ભેદાયલા મનુષ્યો પ્રમાણે મુસલ્માન સૈનિકો છિન્ન ભિન્ન થઇને નૌકામાંથી જળના પ્રવાહમાં પડવા લાગ્યા.

ત્યાર પછી મુસલ્માન સિપાહીઓનો બહુસંખ્ય સમુદાય નૌકામાં ચઢી આવ્યો તેમ જ કેટલાક મુસલ્માન સિપાહીઓ મુદ્ગર આદિ લઇને નૌકાના તલભાગમાં આઘાત કરવા લાગ્યા. અર્થાત્ નૌકાના તલભાગમાં છિદ્ર પડી જવાથી તેમાં પાણી આવવા લાગ્યું અને કલ કલ શબ્દ કરતી ને નૌકાએ જળના ગર્ભમાં ઊતરી જવાના વ્યવસાયને આરંભી દીધો.

આવી ભયાનક પરિસ્થિતિને જોઇને આમિયેટે પોતાના સંગીઓને સંબોધીને કહ્યું કે: “ આવી રીતે ગાયો તથા બકરાંની પેઠે જળના પ્રવાહમાં ડૂબીને મરી જવું તે કોઇ પણ પ્રકારે ઉચિત છે ખરૂં કે? આવો, આપણે બાહર નીકળીને વીર પુરુષો પ્રમાણે તલ્વારોને હાથમાં રાખીને જ રણચંડીને આપણા પ્રાણોનું બલિદાન આપીએ. ”

ત્યાર પછી પોતાના હસ્તમાં તલ્વારોને ધારણ કરીને ત્રણે અંગ્રેજો કોઇ પણ પ્રકારના ભય વિના તે અસંખ્ય મુસલ્માન સૈનિકો સમક્ષ આવીને ઊભા રહ્યા. એક મુસલ્માને આમિયેટ્ને સલામ કરીને કહ્યું કે: “ અમસ્તા મરી જવાને શામાટે તૈયાર થયા છો વારૂ? અમારા શરણાગત થાઓ અને અમારી સાથે આવો. ”

“ અમોએ આજે મરવાનો જ નિશ્ચય કરી લીધો છે; ”આમિયેટ્ ગંભીરતા તથા નિર્ભયતાથી કહેવા લાગ્યો: “ કારણ કે, આ સ્થાનમાં અમારા આજે થનારા મૃત્યુથી ભારતવર્ષમાં જે અગ્નિ

પ્રજ્વલિત થશે, તે અગ્નિના યોગે મુસલ્માન રાજ્યનો સર્વથા ધ્વંસ થઇ જશે અને જો આ ભૂમિ અમારા શોણિતથી આર્દ્ર થશે, તો આ ભૂમિમાં તૃતીય જ્યોર્જની રાજપતાકા સત્વર જ રોપાઈ જશે, એ સર્વથા નિર્વિવાદ છે.”

તમારી આવી જ ભાવના છે તો આનન્દથી મરી જાઓ.” આ શબ્દોને ઉચ્ચારતાંની સાથે જ એક પઠાણ સિપાહીએ પોતાની તલ્વારના એક જ પ્રહારથી આમિયેટના મસ્તકને તેના શરીરથી ભિન્ન કરી નાખ્યું અને તેના આ સાહસને જોઇને ગલ્સ્ટૉને પોતાની તલ્વારના વારથી તત્કાળ તે પઠાણ સિપાહીના મસ્તકને તેના શરીરથી ભિન્ન કરીને ધૂળ ચાટતું કરી નાખ્યું.

ગલ્સ્ટૉનના આ સાહસનો સાક્ષાત્કાર કરીને દશ કે બાર મુસલ્માન સિપાહીઓએ ગલ્સ્ટૉનને પકડીને તેના શરીરપર તલ્વારોના પ્રહારો કરવા માંડયા અને બહુ જનોના અસિપ્રહારથી અલ્પ સમયમાં જ આહત થઇને ગલ્સ્ટૉન્ તથા જૉન્સન્ બન્ને પોતાની સંસારયાત્રાની સમાપ્તિ કરીને નૌકામાં શાશ્વત નિદ્રાને આધીન થઇ ગયા.

આ ઘટનાથી પૂર્વે જ ફૅાસ્ટરની નૌકા ત્યાંથી હંકારી ગઇ હતી.

## દ્વિતીય પરિચ્છેદ

### પુનઃ તે જ

> “Come forth old man,–the daughter's side
> Is now the fitting place for thee;
> When time has quell'd the oak's old pride,
> The youthful tendril yet may hide
> The ruins of the Parent tree.”
>
> *Scott.*

રામચરણની ગોળી લાગવાથી જ્યારે લૉરેન્સ્ ફૅાસ્ટર્

ગંગાના જળપ્રવાહમાં પડી ગયો હતો અને પ્રતાપ બજરાને ત્યાંથી ખોલીને ચાલ્યો ગયો હતો તે વેળાયે પ્રતાપના બજરાને ખોલીને ચાલ્યા જવા પછી હથિયારોવાળી નૌકાના નાવિકોએ જળમાં કૂદી પડીને ફૉસ્ટર્ના દેહને શોધવાના કાર્યનો આરંભ કરી દીધો હતો અને તે નૌકાની પાસે જ ફૉસ્ટર્નો દેહ પ્રવાહમાં તણાતો તેમના જોવામાં આવતાં તેને પોતાની નૌકામાં ઉપાડી લઇને એ ઘટનાના સમાચાર આમિયેટ્ને પહોંચાડી દીધા હતા.

આમિયેટ્ એ સમાચાર સાંભળીને હથિયારોવાળી નૌકામાં આવ્યો અને જોયું તો ફૉસ્ટર્ જો કે અચેતન થઇ ગયો હતો તથાપિ તેના પ્રાણ શરીરમાંથી નીકળી ગયા ન હોતા એવી સ્થિતિ તેના જોવામાં આવી; કારણ કે, માથામાં જખ્મ થવાથી ફૉસ્ટર્ અચેતન થઈ ગયો હતો. જો કે ફૉસ્ટર્નું મૃત્યુ થઇ જવાની અધિક સંભાવના હતી; તથાપિ કદાચિત્ યોગ્ય ઉપચારથી તે બચી જાય એવી અલ્પસ્વલ્પ આશા તો હતી જ અને આમિયેટ્ પોતે ચિકિત્સાનો જ્ઞાતા હતો એટલે તેણે યથારીતિ તેની ચિકિત્સાનો આરંભ કરી દીધો. ત્યાર પછી બકાઉલ્લાના આપેલા સંધાન અનુસાર ફૉસ્ટર્ના બજરાને શોધીને તે ઘાટપર લઈ આવ્યો. અર્થાત્ જ્યારે આમિયેટ્ મોંગીરથી વિદાય થયો તે વેળાયે મરણોન્મુખ ફૉસ્ટર્ને તે બજરામાં સૂવાડીને તેણે પોતાની સાથે લઇ લીધો હતો.

ફૉસ્ટર્ના આયુષ્યની તે વેળાયે સમાપ્તિ થયેલી ન હોવાથી આમિયેટ્ના ચિકિત્સાકૌશલ્યથી તે સાજો થઇ ગયો અને આયુષ્ય અવશિષ્ટ હોવાના કારણથી મુર્શિદાબાદમાં મુસલ્માનોના હસ્તમાં પણ તે ન સપડાયો; કિન્તુ અત્યારે તે રુગ્ણ, બલહીન તથા તેજોહીન થયેલો હોવાથી તેનામાં પૂર્વવત્ સાહસ તથા દંભ જોવામાં આવી શકતાં ન હોતાં. અત્યારે તે પ્રાણભયથી ભીત થયેલો હતો અને જીવનરક્ષામાટે પલાયન કરી રહ્યો હતો; માત્ર એટલું જ નહિ, પણ મસ્તિષ્કમાં થયેલા આઘાતના પરિણામે તેની બુદ્ધિ પણ કાંઇક

વિકૃત થઇ ગઇ હતી.

ફૉસ્ટરે જેટલા વેગથી ચલાવી શકાય તેટલા વેગથી પોતાના બજરાને ચલાવવાનો પ્રબંધ જો કે કરી દીધો હતો; તથાપિ પ્રતિક્ષણ તેના મનમાં 'મુસલ્માનો આવી લાગશે, તો?' એવા પ્રકારનો ભય રહ્યા કરતો હતો. પ્રથમ તેણે કાસિમબાજારની રેસીડન્સીમાં આશ્રય લેવાનો વિચાર રાખ્યો હતો; પરંતુ ત્યાર પછી 'જો મુસલ્માનો આવીને રેસીડન્સીપર આક્રમણ કરશે, તો ત્યાં હું માર્યો જઇશ!' એવી તેના મનમાં શંકા થવાથી પોતાના એ વિચારને તેણે ત્યાગી દીધો હતો. ફૉસ્ટરનું આ અનુમાન સર્વથા સત્ય હતું: કારણ કે, ત્યાર પછી અલ્પસમયમાં જ મુસલ્માન સૈનિકોએ કાસિમબાજારની રેસીડન્સીપર આક્રમણ કરીને ત્યાં મન માનતી લૂટ ચલાવી હતી.

ફૉસ્ટર્ અત્યંત વેગ પૂર્વક કાસિમબાજાર, ફ્રાસડાંગા, સૈયદાબાદ તથા રાંગામાટી આદિ સ્થાનોને ઓળંગીને આગળ વધી ગયો; તથાપિ તેના હૃદયમાં જે ભય હતો તે ન ગયો. અર્થાત્ જે કોઇ પણ નૌકા તેના બજરાની પાછળ આવતી તેને દેખાતી હતી તે નૌકાને તે મુસલ્માન શત્રુઓની નૌકા જ માની લેતો હતો. અંતે એક એવી નૌકા તેના જોવામાં આવી કે જે નૌકા તેની નૌકાની પાછળ પાછળ ચાલી આવતી હતી અને તેની નૌકાના સંગને નિમેષમાત્રને માટે પણ ત્યાગતી ન હોતી.

ફૉસ્ટર્ આવા સંયોગમાં આત્મરક્ષાના ઉપાયની ચિન્તા કરવા લાગ્યો અને તેની બુદ્ધિ ભ્રાન્ત થયેલી હોવાથી તેના મનમાં નાનાવિધ વિચારોનો આવિર્ભાવ થવા લાગ્યો. અર્થાત્ એક વાર તેના મનમાં એવો વિચાર આવ્યો કે: "જો બજરાને ત્યાગીને હું તીરપ્રાંતમાં ઊતરી પલાયન કરી જઇશ, તો અવશ્ય મારો બચાવ થઇ જશે;" પરંતુ અન્ય ક્ષણે જ તેના મનમાં એથી વિરુદ્ધ એવો વિચાર આવીને ઊભો રહ્યો કે: "મારા શરીરમાં અત્યારે શક્તિનો

સર્વથા અભાવ હોવાથી પગે ચાલીને મારાથી પલાયન કરી શકાય તેમ છે જ નહિ. " આ વિચારના આવિર્ભાવ સાથે સ્વાભાવિક જ ત્રીજો એ વિચાર તેના મનમાં ઉદ્ભવ્યો કે: " જો હું જળના પ્રવાહમાં કૂદી પડું તો ? પરંતુ નહિ; કારણ કે, જળના પ્રવાહમાં કૂદી પડવાથી આ આપત્તિનું નિવારણ થાય અને મારા પ્રાણ બચી જાય એ સર્વથા અસંભવનીય છે. " જે અંતિમ ભયાનક વિચાર તેના ભ્રાન્ત કિંવા ભ્રમપૂર્ણ મનમાં આવ્યો તે એ કે: " આ બન્ને ઔરતોને જળના પ્રવાહમાં નાખી દઈને જો હું નૌકાને હલકી કરી નાખીશ, તો નૌકા શીઘ્રતર ગતિથી ચાલવા માંડશે અને નૌકા શીઘ્રતર ચાલશે એટલે અવશ્ય મારા જીવનની રક્ષા થઈ જશે. "

આ વિચાર આવતાંની સાથે જ ફૉસ્ટરના મનમાં એક કુશંકાનો સંચાર થયો અને તેના યોગે ' આ બે ઔરતોના કારણથી જ મુસલ્માનો મારી પૂઠે પડેલા હોવા જોઈએ ' એવો તેનો દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો. દલની નવ્વાબ મીર કાસિમની બેગમ હતી એ વાર્તા તેના સાંભળવામાં આવી હતી અને તેથી તે વિચારવા લાગ્યો કે: " આ બેગમના ઉદ્ધારમાટે જ મુસલ્માનોએ અંગ્રેજોની નૌકાપર આક્રમણ કરેલું હોવું જોઈએ, એ સર્વથા નિર્વિવાદ હોવાથી જો એ બેગમને હું છોડી દઈશ, તો સમસ્ત વિડંબનાનો અંત આવી જશે અને વિવાદનું કાંઈ પણ કારણ રહેવા નહિ પામે. " આ વિચારથી તેણે દલની બેગમને તીરપ્રાંતમાં ઊતારી દેવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો.

ફૉસ્ટરે દલનીને સંબોધીને પૂછ્યું કે: " આપણા બજરાની પાછળ પાછળ આ એક લઘુ નૌકા ક્યારની ચાલી આવે છે તે તમો જુઓ છો ખરાં કે નહિ ? "

" જી હા; એ નૌકાને હું ક્યારની યે જોઈ રહી છું. " દલનીએ મર્યાદાથી ઉત્તર આપ્યું.

" એ નૌકા તમારા મુસલ્માન લોકોની છે અને તમોને આ

બજરામાંથી છોડાવીને લઇ જવામાટે જ એ નૌકા આપણા આ બજરાની પૂઠે પડેલી છે." ફૉસ્ટરે કહ્યું.

ફૉસ્ટરે તે લઘુ નૌકાને મુસલ્માનોની નૌકા શા કારણથી માની લીધી હતી એવો પ્રશ્ન જો અહીં ઉપસ્થિત કરવામાં આવે, તો તેનું ઉત્તર એ જ છે કે એ ફૉસ્ટરની કેવળ વિકૃત બુદ્ધિનું જ પરિણામ હતું અને તેથી તે રજ્જુમાં સર્પનો સાક્ષાત્કાર કરી રહ્યો હતો. જો હલનીએ આ વિષયનો વિચાર કર્યો હોત, તો તેના મનમાં અવશ્ય ફૉસ્ટરના આ કથન વિષયક સંદેહનો આવિર્ભાવ થાત; પરંતુ મનુષ્યનો એવો સ્વભાવ જ છે કે જે વસ્તુની પ્રાપ્તિમાટે મનુષ્યનું મન વ્યાકુલ થયેલું હોય છે તે વસ્તુના નામશ્રવણમાત્રથી જ તે મુગ્ધ થઇ જાય છે અને આશાથી અંધ થતાં વિચારથી સર્વથા પરાઙ્મુખ થાય છે. અર્થાત્ હલનીએ પણ આશાથી મુગ્ધ થઇને તેના કથનમાં પોતાના વિશ્વાસને સ્થાપી દીધો અને કહ્યું કે: "જો એમ જ હોય, તો પછી તમો અમોને એ નૌકામાં કેમ નથી ચઢાવી દેતા વારુ ? જો તમો અમોને એ નૌકામાં બેસાડી દેશો, તો અમો તમોને વિપુલ દ્રવ્ય આપીશું."

"મારાથી તમારી પ્રાર્થનાને સ્વીકારી શકાય તેમ નથી; કારણ કે, જો એક વાર કોઇ પણ કારણવશાત્ તેઓ મારા બજરાને પકડી પાડશે, તો અવશ્ય તેઓ મારી હત્યા કરી નાખશે." ફૉસ્ટરે કહ્યું.

"હું તેમને તમારી હત્યા કરતા અટકાવીશ." હલનીએ આશ્વાસન આપ્યું.

"પરંતુ તેઓ તમારા ઉપદેશને સાંભળે અને તમારા અટકાવ્યા અટકી જાય એ મને અસંભવનીય જણાય છે: કારણ કે, તમારા દેશના લોકો સ્ત્રીના શબ્દને માન નથી આપતા એ હું સારી રીતે જાણું છું." ફૉસ્ટરે વાદનો પ્રતિવાદ કરી બતાવ્યો.

હલની અત્યંત વ્યાકુલ થયેલી હોવાથી તેની સારાસારવિચારબુદ્ધિનો લોપ થઇ ગયો અને તેથી તેણે સારાસાર, શુભાશુભ કિંવા

શક્યતા તથા અશક્યતાનો લેશમાત્ર પણ વિચાર ન કર્યો. 'જો કે લઘુ નૌકા નવ્વાબની નહિ હોય, તો એ નૌકામાં જવાથી પરિણામ શું થશે ?' એ પ્રશ્ન તેના મનમાં ઉદ્દભવ્યો જ નહિ કિંવા એ 'નૌકા નવ્વાબની નહિ હોય,' એ વિચારનો તેના હૃદયને સ્પર્શમાત્ર પણ ન થયો. અર્થાત્ વ્યાકુલતાના યોગે પોતાને પોતાના હસ્તથી જ વિપત્તિના ગર્તામાં નાખી દેવાને તૈયાર થયેલી દલનીએ ફૉસ્ટરને કહ્યું કે: "જો તમારા મનમાં આટલી સીમા પર્યન્ત ભય થતો હોય, તો અમોને તીરપ્રાંતમાં ઊતારીને તમો તમારે ચાલ્યા જાઓ.

દલનીની આ પ્રાર્થનાને ફૉસ્ટરે આનન્દ પૂર્વક સ્વીકારી લીધી અને બજરાને તીરપ્રાન્તમાં લઇ જઈને ઊભો રાખવામાટેની નાવિકોને આજ્ઞા આપી દીધી.

કુલ્સમે કહ્યું કે: "હું તો આ બજરામાંથી કિનારાપર નથી જ ઊતરવાની; કારણ કે, નવ્વાબના હાથમાં જઇ પડતાં મારા ભાગ્યમાં કોણ જાણે શીયે દુર્દશાને ભોગવવાનો લેખ લખાયલો હશે એનો મારાથી નિશ્ચય કરી શકાતો નથી. હું તો આ સાહેબની સાથે કલકત્તા જઇશ અને ત્યાં મારાં કેટલાક ઓળખીતાં માણસો હોવાથી ત્યાં જ રહીશ."

"તારે કોઇ પણ પ્રકારની ચિન્તા રાખવી નહિ; કારણ કે જો હું પોતે બચીશ, તો તને પણ અવશ્ય બચાવીશ." દલનીએ કુલ્સમના ભયને નિવારવાનો પ્રયત્ન કર્યો.

"જો આપ પોતે બચશો, તો મને બચાવશો ને ?" કુલ્સમે સંશય દર્શાવ્યો.

અર્થાત્ કોઇ પણ પ્રકારે કુલ્સમે બજરામાંથી ઊતરવાની ઇચ્છા ન દર્શાવી. દલનીએ તેને બહુ સમજાવી પણ દલનીનાં સર્વ ઉપદેશો તથા આશ્વાસનો તેના હઠ સમક્ષ સર્વથા નિષ્ફળ થઈ ગયાં.

કુલ્સમના આવા હઠવાદને જોઇને ફૉસ્ટરે કુલ્સમને સંબોધીને

કહ્યું કેઃ " એ નૌકા કદાચિત્ તારામાટે પણ અમારી પાછળ પડી હોય ! એટલે તું પણ અહીં જ બજરામાંથી ઊતરી જા. "

ફૉસ્ટરની આજ્ઞાનો અસ્વીકાર કરીને કુલ્સુમ કહેવા લાગી કેઃ " જો મને તમો બળાત્કારે આ બજરામાંથી ઊતારી દેશો, તો હું એ લઘુ નૌકામાં બેઠા પછી એ નૌકાવાળાઓ તમારા બજરાના અનુસરણને કદાપિ ન ત્યાગે એવો પ્રબંધ કરી દઇશ અને તેથી નિર્વિઘ્ન કલકત્તા પહોંચવાનું કાર્ય તમારામાટે સર્વથા અશક્ય તથા અસંભવનીય થઇ પડશે. પછી તો જેવો તમારો વિચાર. "

કુલ્સુમની આ વિભીષિકાથી ફૉસ્ટર્ ભયભીત થઇ ગયો અને તેથી વધારે કાંઇ પણ ન બોલ્યો. દલની કુલ્સુમમાટે અશ્રુપાત કરીને બજરામાંથી તીરપ્રાંતમાં ઊતરી ગઇ. ફૉસ્ટર્ પોતાના બજરાને હંકારીને ત્યાંથી ચાલ્યો ગયો. એ વેળાયે સૂર્યાસ્તમાં અત્યંત અલ્પ વિલંબ હતો એટલે કે સૂર્યદેવ અસ્તાચલગામી થવાની તૈયારીમાં જ હતા.

ફૉસ્ટર્નો બજરો દૃષ્ટિની સીમાનું ઉલ્લંઘન કરી જતાં દેખાતો બંધ થઇ ગયો અને જે લઘુ નૌકાને નવ્વાબની નૌકા માની લઇને ફૉસ્ટર્ દલનીને તીરપ્રાન્તમાં ઊતારી ગયો હતો તે લઘુ નૌકા પણ નિકટમાં આવી લાગી. એ લઘુ નૌકાને જોઇને પ્રતિક્ષણ દલનીના હૃદયમાં એવી આશાનો ઉદય થયા કરતો હતો કેઃ " નૌકા મને લઇ જવામાટે અવશ્ય આ સ્થાનમાં આવીને ઊભી રહેશે; " પરંતુ તે નૌકા ત્યાં ઊભી ન રહી એટલે પછી " એ નાકામાંના માણસો કદાચિત્ મને જોઇ શક્યા નહિ હોય ! " એવા સંશયનો તેના મનમાં ઉદ્ભવ થતાં તે પોતાના અંચલને ધ્વજા પ્રમાણે આન્દોલિત કરવા લાગી. તથાપિ નૌકા પાછી ન વળતાં પોતાના માર્ગમાં આગળ અને આગળ જ વધતી રહી. ચપળાના ચમકાટ પ્રમાણે હવે તેના મનમાં એ વિચાર આવ્યો કેઃ " આ નૌકા નવ્વાબની જ હોવી જોઇએ એમ મેં શામાટે માની લીધું વારૂ ? કારણ કે,

એ નૌકા બીજા કોઈની પણ હોય એ સ્વાભાવિક જ છે." 
પછી કોઇ એક ઉન્માદિની પ્રમાણે દલની તે નૌકાના નાવિકો
ઉચ્ચ સ્વરથી બોલાવવા લાગી અને એના ઉત્તરમાં "આ નૌકા
સ્થાન નથી" એટલા શબ્દો ઉચ્ચારીને નાવિકો પોતાની નૌકા
હંકારતા ચાલ્યા ગયા.

દલનીને એ વેળાયે પોતાના શિરપર જાણે વજ્રનો આઘા
થયો હોયની! એવો ભાસ થવા લાગ્યો. ફૉસ્ટરનો બજરો 
વેળાયે દેખાતો બંધ થઈ ગયો હતો; છતાં પણ તેને પકડી પાડવાન
આશાથી દલની તીરપ્રાંતમાં દોડવા લાગી; કિન્તુ બહુ દૂર પર્યન
દોડવા છતાં તે બજરાને પકડી શકી નહિ. સંધ્યાકાળ તો ક્યારનો
થઇ ગયો હતો એટલે હવે વિશ્વમાં અંધકારનો અધિકાર વ્યાપવ
લાગ્યો અને તેથી ગંગાના જળપ્રવાહમાં કાંઈ પણ દૃષ્ટિગોચર થ
શકતું ન હોતું. અંધકારમાં કેવળ વર્ષાના નવીન જળપ્રવાહનો કલક
ધ્વનિ શ્રવણગોચર થતો હતો. દલની હતાશ થઇને ઉન્મૂલિત ક્ષુ
વૃક્ષ પ્રમાણે ત્યાં બેસી ગઇ.

ક્ષણ કિંવા બે ક્ષણમાં જ "ગંગાના ગર્ભમાં આમ બેસ
રહેવાથી કાંઇ પણ ફળ મળવાનું નથી" એમ ધારીને દલની ત્યાંથ
ઉઠીને ધીમે ધીમે તીરપ્રાન્તમાં જવામાટે ચાલવા લાગી. અંધકારમ
ઉપર ચઢવાનો માર્ગ દેખાતો ન હોતો, એટલે બે ત્રણ વાર તો
ઠોકર ખાઇને પડી પણ ખરી અને ત્યાર પછી ઊઠીને તે ક્ષીણ
નક્ષત્રોના પ્રકાશમાં ચારે દિશામાં દૃષ્ટિપાત કરવા લાગી. કોઇ પણ
દિશામાં કોઇ પણ ગ્રામનું કોઇ પણ ચિહ્ન તેના જોવામાં ન આવ્યું
જે વસ્તુઓ જોવામાં આવી તે કેવળ અનંત પ્રાન્તર તથા કલના
દિની સરિતા એ બે વસ્તુઓ જ હતી; મનુષ્યનું તો ત્યાં નામ
ન હોતું, કોઈ પણ દિશામાં પ્રકાશ દેખાતો ન હોતો; ગ્રામ જોવામ
આવતું ન હોતું, કોઈ વૃક્ષ દેખાતું ન હોતું તેમ જ માર્ગ પણ દૃષ્ટિ
ગોચર થતો ન હોતો. શૃગાલ તથા કુક્કુર વિના અન્ય પ્રાણીઓને

ત્યાં સર્વથા અભાવ હતો અને કલનાદિની સરિતાના પ્રવાહમાં નક્ષત્રો નૃત્ય કરતાં દેખાતાં હતાં. દલનીએ પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે: "આજનો દિવસ મારા જીવનનો અંતિમ દિવસ હોવાથી આજે અવશ્ય મારું મૃત્યુ થઇ જવાનું છે!"

તે સ્થાનમાંના એક પ્રાન્તરમાં સરિતાના પ્રવાહથી અલ્પ દૂર દલની બેસી ગઇ. તેના નિકટમાં જ ચામાચીડિયાં બોલવા લાગ્યાં અને શૃગાલો પણ બોલવા લાગી ગયા. રાત્રિ ગંભીરતર થવા લાગી અને અંધકાર પણ ભીષણતર થવા લાગ્યો. મધ્યરાત્રિના સમયમાં દલનીએ તે પોતે જે પ્રાન્તરમાં બેઠી હતી તે જ પ્રાન્તરમાં એક દીર્ઘાકાર પુરુષને એકાકી વિચરતો જોયો અને તેથી તેના હૃદયમાં અતિશય ભય થવા લાગ્યો. તે દીર્ઘાકૃતિ પુરુષ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના આવીને દલનીના પાર્શ્વમાં બેસી ગયો.

પુનઃ તે જ! એજ દીર્ઘાકૃતિ પુરુષે શૈવલિનીને પોતાના બાહુમાં ઉપાડીને અંધકારમાં ધીમે ધીમે પર્વતના શિખરે આરોહણ કર્યું હતું.

---

## તૃતીય પરિચ્છેદ
## નૃત્ય અને સંગીત

"On either side dwells safety and delight;
Wealth on the left, and power on the right."

*Cowley.*

રાજધાની મોંગીરમાં એક પ્રશસ્ત અટ્ટાલિકામાં સ્વરૂપચન્દ જગત્શેઠ તથા માહતાબચન્દ જગત્શેઠ એ ઉભય ભ્રાતાઓ વસતા હતા. અત્યારે મધ્યરાત્રિનો સમય હતો અને જગત્શેઠની એ પ્રશસ્ત અટ્ટાલિકામાં સહસ્ર પ્રદીપો પ્રજ્વલિત થઇને પોતાના અગાધ પ્રકાશને વિસ્તારી રહ્યા હતા. શ્વેત સંગેમરમરવડે મંડિત શીતલ મંડપમાં એક નર્તકીનાં રત્નાભરણોમાંથી અસંખ્ય દીપમાલારશ્મિઓ

પ્રતિફલિત થતા હતા; એટલે કે, તે રત્નાલંકારોના તેમાં પ્રતિબિ
ઉદ્‌ભવતા હતા. જલનો સમાવેશ જળમાં જ થાય છે અને ઉજ્જ
લતાનો સમાવેશ ઉજ્જવલ વસ્તુમાં જ થાય છે એ નિયમનો અ
એ મંડપમાં સંપૂર્ણ સાક્ષાત્કાર થતો હતો; કારણ કે, દીપકે
ઉજ્જવલ રશ્મિઓ ઉજ્જવલ પ્રસ્તરસ્તંભોમાં, ઉજ્જવલ સ્વ
મુક્તાખચિત મસ્નદમાં, ઉજ્જવલ હીરકાદિખચિત ગંધપાત્રે
જગત્શેઠોના કંઠોમાં શોભી રહેલા સ્થૂલોજ્જવલ મુક્તાહારોમાં
જ નર્તકીના કર, કંઠ, કેશ તથા કર્ણ આદિનાં આભરણોમાં પ્ર
લિત થયેલા દેખાતા હતા. એ સાથે મધુર સંગીતધ્વનિ ઉદ્‌ભ
ઉજ્જવલતાને માધુર્યમાં સંમિલિત કરવા લાગ્યો. અર્થાત્ એમ
કહી શકાય કે ત્યાં ઉજ્જવલતાનો મધુરતામાં સમાવેશ થઇ રહ્યો હ
જેવી રીતે નિશાકાલિક નીલ નભોમંડળમાં ચન્દ્રમાનો ઉદય થાય
તે વેળાયે મધુરતામાં ઉજ્જવલતાનો સમાવેશ થતો દેખાય છે; 
રીતે સુન્દરીનાં સજલ નીલેન્દીવર લોચનોના વિદ્યુચ્ચકિત કટાક્ષ
પાત થતાં ઉજ્જવલતા માધુર્યમાં મળી જતી અનુભવાય છે;
વેળાયે સ્વચ્છ નીલસરોવરશાયિની ઉન્મેષોન્મુખી નલિનીની દલર
બાલસૂર્યનાં સુવર્ણોજ્જવલ કિરણોવડે વિભિન્ન થાય છે અને 
જલની ક્ષુદ્ર ક્ષુદ્ર તરંગમાલાઓની ઉપર સર્વ દીર્ઘ રશ્મિઓ પ
થઇને પદ્મપત્રસ્થ જલબિન્દુઓને દગ્ધ કરી નાખે છે તેમ જ 
ચર વિહંગોના કલકંઠોને જાગ્રત કરીને જલપક્ષીના ઓકાશરોને 
કરવા માંડે છે તે વેળાયે જેવી રીતે ઉજ્જવલતાનો મધુરતામાં સ
વેશ થતો દૃષ્ટિગોચર થાય છે; જે વેળાયે તમારી ગૃહિણીના 
પદ્મની આસપાસ હીરકજડિત નૂપુરોમાં સૂર્યનાં કિરણો પડવા 
છે તે વેળાયે જેવી રીતે ઉજ્જવલતાનો મધુરતા સાથે સંયોગ 
દેખાય છે; જેવી રીતે સંધ્યાકાળના સમયમાં જ્યારે ગગનમંડળ
સૂર્યના તેજને ડૂબતું જોઇને નીલિમા તેને પકડતી પકડતી તેની પા
પાછળ દોડયા કરે છે, તે વેળાયે ઉજ્જવલતા મધુરત

મળી જતી જણાય છે; જે વેળાયે તમારી ગૃહલક્ષ્મી પોતાનાં કર્ણાં ભરણોને ડોલાવતી અને 'તિરસ્કારને દર્શાવતી તમારી પાછળ દોડવા માંડે છે તે વેળાયે જેવી રીતે ઉજ્જ્વલતાની મધુરતામાં તલ્લીનતા થતી અનુભવાય છે; જે વેળાયે ચંદ્રનાં કિરણોથી પ્રદીપ્ત થયેલા ગંગાના જલપ્રવાહમાં વાયુના આઘાતથી ફેનયુક્ત તરંગો ઉદ્દભવીને ચન્દ્રના પ્રકાશવડે ચમકવા માંડે છે તે વેળાયે જેવી રીતે ઉજ્જ્વલતાંનો મધુરતામાં સમાવેશ થતો દષ્ટિગોચર થાય છે; જે વેળાયે સ્પાર્ક્લિંગ્ શૅંપેન્ નામક મદિરા તરંગોને ધારણ કરીને સ્ફટિકપાત્રમાં ચમકવા માંડે છે તે વેળાયે જેવી રીતે ઉજ્જ્વલતાની મધુરતામાં નિમગ્નતા થયેલી જોઇ શકાય છે; જે વેળાયે જ્યોત્સ્નામયી રાત્રિના સમયમાં દક્ષિણ વાયુ રાત્રિમાં મળી જાય છે તે વેળાયે જેવી રીતે ઉજ્જ્વલતા મધુરતામાં મળી ગયેલી દેખાય છે; જે વેળાયે સંદેશ નામક મિષ્ટાન્નયુક્ત ફલાહાર કરાવીને બ્રાહ્મણને દક્ષિણામાં રજતમુદ્રા આપવામાં આવે છે તે વેળાયે જેવી રીતે ઉજ્જ્વલતા મધુરતામાં વિરમતી દેખાય છે; જે વેળાયે પ્રાતઃકાલિક સૂર્યકિરણોના દર્શનથી હર્ષોત્ફુલ્લ થઇને વસંતકોકિલ બોલવા માંડે છે તે વેળાયે જેવી રીતે ઉજ્જ્વલતાનો મધુરતા સાથે સંયોગ થતો દેખાય છે અને જે વેળાયે પ્રદીપમાળાના પ્રકાશમાં રત્નાલંકારોવડે પોતાના શરીરને વિભૂષિત કરીને કોઇ રમણી સંગીતને આલાપવા માંડે છે તે વેળાયે જેવી રીતે ઉજ્જ્વલતા મધુરતા સાથે મળીને તદાકાર થતી અનુભવાય છે તેવી રીતે ત્યાં ઉજ્જ્વલતા મધુરતામાં તદાકાર થતી દેખાવા લાગી હતી; પરંતુ તેમાંની લેશમાત્ર પણ ઉજ્જ્વલતા કિંવા મધુરતા જગત્શેઠોનાં હૃદયોમાં મળી શકી નહિ; કારણ કે, તેમનાં અંતઃકરણોમાં તો કેવળ ગુરગનખાનનો જ સમાવેશ થયેલો હતો.

સમસ્ત બંગાળામાં એ વેળાયે યુદ્ધનો અગ્નિ પ્રજ્વળી ઉઠયો હતો. કલકત્તામાંના વરિષ્ટ અંગ્રેજોની અનુમતિ આવ્યા પૂર્વે જ પટનાના મિસ્ટર્ એલિસે પટના દુર્ગપર આક્રમણ કરી દીધું હતું. એ

આક્રમણના પરિણામે જો કે પ્રથમ તેણે પટના દુર્ગને અધિકારમ
કરી લીધો હતો; પરંતુ મોંગીરથી મોકલાયલા મુસલ્માન સૈનિકો
પટનામાંના મુસલ્માન સૈનિકો સાથે આવી મળતાં તેમણે એક
બળથી યુદ્ધ કરીને પટનામાં પુનઃ મીર કાસિમ અલી ખાનના
અધિકારને સ્થાપી દીધો, પટનામાંના એલિસ્ આદિ અંગ્રે
મુસલ્માનોના હાથમાં સપડાઇ ગયા અને મુસલ્માન સૈનિકો
તેમને કયદ કરીને મોંગીરમાં લઇ આવ્યા. એ વેળાયે ઉભય પક્ષે
પ્રકૃત ભાવથી યુદ્ધની પ્રચંડ તૈયારીઓ કરી રહ્યા હતા. જગત્શે
સ્વરૂપચન્દ તથા માહતાબચન્દ સાથે ગુરગનખાન અત્યારે એ
વિષયના વાર્તાલાપમાં નિમગ્ન થયેલો હતો અને તેથી નૃત્ય તથ
સંગીત તો ઉપલક્ષ માત્ર હતાં. અર્થાત્ બન્ને જગત્શેઠો તેમ જ ગુર
ગનખાન એ કારણથી નૃત્યને નિરીક્ષતા ન હોતા અને સંગીતને સાંભ
ળતા ન હોતા. તેઓ માત્ર અન્ય જનો જે કાંઇ કરતા હતા તે
માર્ગને અનુસરતા હતા; કારણ કે, સંગીતના ઉપભોગમાટે તેમણે
આ સંગીતનો સમારંભ કર્યો જ ન હોતો.

ગુરગનખાનની મનઃકામના સિદ્ધ થઇ હતી અને તેથી
પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ " જ્યારે ઉભય પક્ષો યુદ્
કરીને સર્વથા ક્ષીણબળ થઇ જશે એટલે પછી ઉભય પક્ષોને પરા
જિત કરીને હું પોતે જ બંગાળાનો બાદશાહ બની બેસીશ." પરં
એ અભિલાષની સિદ્ધિમાટે સર્વથી પ્રથમ સૈન્યને પોતાના અધિ
કારમાં રાખવાની આવશ્યકતા અનિવાર્ય હતી અને સૈનિકો ધ
વિના વશીભૂત થાય એ સર્વથા અસંભવનીય હોવાથી જો ધનકુબે
જગત્શેઠો તેના સહાયક તથા આશ્રયદાતા ન થાય, તો ધનનો સંગ્ર
થઇ શકે તેમ હતું જ નહિ. એટલામાટે જગત્શેઠો સાથે એ વિષ
યનો પરામર્શ કરવાની આવશ્યકતા ગુરગનખાનમાટે સર્વથા અનિ
વાર્ય થઇ પડી હોય, તો તે સ્વાભાવિક જ હતું.

મીર કાસિમ અલી ખાન નવ્વાબ પણ એ તો સારી રી

જાણુતો હતો કે જે પક્ષને એ કુબેરપ્રતિમ જગત્શેઠ બંધુદ્વય ધનની સહાયતા આપશે, તે પક્ષ જ યુદ્ધમાં વિજયને મેળવી શકશે; માત્ર એટલું જ નહિ, પણ એ બન્ને જગત્શેઠો અંદરખાનેથી તેના પોતાના પરમહિતશત્રુઓ હતા એ ભેદ પણુ તેનાથી અજ્ઞાત ન હોતો; કારણ કે, નવ્વાબે તેમની સામે સદ્વ્યવહાર રાખ્યો ન હોતો. અર્થાત્ કોઇ એક સંદેહના કારણુથી તેમને તેણે મોંગીરમાં બન્દિરૂપે રાખ્યા હતા અને 'તેઓ અવસર મળતાં જ મારા શત્રુઓના પક્ષમાં મળી જશે' એમ ધારીને તે બન્ને જગત્શેઠ બંધુઓને દુર્ગમાં આબદ્ધ કરી રાખવાની ચેષ્ટા કરી રહ્યો હતો. જગત્શેઠો નવ્વાબની એ ઇચ્છાને કોઇ પ્રકારે જાણી ચૂક્યા હતા. અત્યાર સુધી તો ભયભીત થઇને તેમણે મીર કાસિમ વિરુદ્ધ કોઈ પણ પ્રકારનું અયોગ્ય આચરણ કર્યું ન હોતું; પરંતુ હવે આત્મરક્ષાનો કોઇ અન્ય ઉપાય ન જોઇને તેઓ ગુરગનખાન સાથે મળી ગયા હતા. અર્થાત્ મીર કાસિમનો અધઃપાત થાય એ જ જગત્શેઠો તથા ગુરગનખાનનો એક માત્ર ઉદ્દેશ હતો એ નવીનતાથી દર્શાવવાની આવશ્યકતા છે જ નહિ. પરંતુ "જો કોઇ પણ પ્રકારના સમર્પક કારણુ વિના ગુરગનખાન અમોને મળવામાટે અમારી પાસે આવશે, તો તેથી નવ્વાબના હૃદયમાં અવશ્ય સંશયનો આવિર્ભાવ થશે,' એમ ધારીને જગત્શેઠોએ આ નૃત્ય તથા સંગીતના ઉત્સવની સૃષ્ટિને નિર્માણ કરી ગુરગનખાન તથા અન્યાન્ય રાજકર્મચારીઓને એ ઉત્સવમાં પધારવાનાં નિમંત્રણો મોકલ્યાં હતાં.

ગુરગનખાન નવ્વાબની સંમતિ લઇને એ નૃત્ય તથા સંગીતના ઉત્સવમાં આવ્યો હતો અને અન્યાન્ય અમાત્યો કિંવા રાજકર્મચારીઓથી ભિન્ન બેઠો હતો. જગત્શેઠો જેવી રીતે સર્વ અતિથિઓ પાસે આવીને એક એક વાર વાર્તાલાપ કરતા હતા, તેવી જ રીતે ગુરગનખાન સાથે પણુ ક્ષણિક વાર્તાલાપ જ કરતા હતા; અર્થાત્ તેની સાથેના વાર્ત્તાલાપમાં તેઓ અધિક સમય વીતાડતા ન હોતા;

માત્ર ગુરગનખાન સાથેનો તેમનો વાર્તાલાપ કોઇના સાંભળવામાં • આવી શકે તેટલા મંદ સ્વરથી ચાલતો હતો એટલી જ તેમ વિશિષ્ટતા હતી, તેમનો જે પરસ્પર વાર્તાલાપ આ પ્રસંગે ચાલ્યે તે આ પ્રમાણે હતોઃ—

"આપ સાથે ભાગીદારીમાં એક કોઠી ખોલવાનો મારા મનો ભાવ છે, તો આપ ભાગીદાર થશો કે કેમ ?" ગુરખાનખાને કહ્યું

"કોઠી ખોલવામાં આપનો ઉદ્દેશ શો છે વારૂ ?" જગત્શે માહતાબચન્દે પૂછ્યું.

"મોંગીરમાંની નવ્વાબની મોટી કોઠી અથવા વખારને બંધ કરી દેવાનો." ગુરગનખાને ઉત્તર આપ્યું.

"અમો આપની આ ઇચ્છાને આનન્દથી સ્વીકારીએ છીએ કારણ કે, આવા કોઈ પણ એક નૂતન વ્યવસાયને આરંભ્યા વિન અમારો સ્વાર્થ પણ હવે સચવાય તેમ નથી." માહતાબચન્ ગુરગનખાનના પ્રસ્તાવને આ શબ્દોના ઉચ્ચારથી સ્વીકારી લીધો

ગુરગનખાને કહ્યું કેઃ "જો આપ મારા આ પ્રસ્તાવને માન કરતા હો, તો પછી એ વ્યવસાયમાટે જોઈતી પુંજીની વ્યવસ્થાને ભાર પણ આપના શિરપર જ રહેવાનો છે અને શારીરિક પરિશ્ર હું કરીશ. અર્થાત્ પરિશ્રમ મારો અને પૈસા આપના."

એ ક્ષણે જ નર્તકી મનિયા નિકટમાં આવીને "છળવામાં છે પ્રવીણ છેલા !" એ પંક્તિથી આરંભાતા સંગીતને આલાપવ લાગી. તેના એ સંગીતને સાંભળીને માહતાબચન્દે હસીને કહ્યું કે "આ સંગીત કોને ઉદ્દેશીને તું ગાઈ રહી છે વારૂ ?" અને ત્યા પછી તે ગુરગનખાન પ્રતિ વળીને પોતાના વાર્તાલાપને આગળ લંબાવતો કહેવા લાગ્યો કેઃ "વારૂ, ત્યારે અમો અમારા પૈસ રોકવા તૈયાર છીએ. જો અમારી મૂડી અને તેનું વ્યાજ સુરક્ષિ રહે તો તેટલાથી જ અમને સંતોષ છે. અર્થાત્ અમો કોઇ પ જાતની નુકસાનીમાં ન આવી પડીએ એટલી જ અમારી ઇચ્છા છે

મોટા લાભને મેળવવાની અમારી ઇચ્છા નથી."

આવી રીતે જ્યારે એક બાજૂ ગાયિકા કિંવા કલાવતી કેદાર, હમ્મીર તથા છાયાનટ આદિ ભિન્ન ભિન્ન રાગોને આલાપી રહી હતી ત્યારે બીજી બાજૂ ગુરગનખાન તથા જગતશેઠ બંધુઓ રૂપિયા, નુકસાન તથા ફાયદો આદિ સાંકેતિક શબ્દોવડે પોતાના પરામર્શને સ્થિર કરી રહ્યા હતા. જ્યારે તેમણે પોતાના પરામર્શને સ્થિર તથા નિશ્ચિત કરી લીધો એટલે પછી ગુરગનખાન પ્રકાશ ભાવથી કહેવા લાગ્યો કેઃ—

"એક નવીન વ્યાપારી એક નવીન કોઠી ખોલવાનો છે, એ વાર્તા આપના સાંભળવામાં આવી છે ખરી કે?"

"ના, એ વાર્તા અમારા સાંભળવામાં તો નથી આવી. તે વ્યાપારી દેશી છે કે વિલાયતી અંગ્રેજ?" માહતાબચન્દે જાણે તે પોતે કાંઇ જાણતો જ ન હોય ની! તેવા ભાવને દર્શાવીને પૂછ્યું.

"તે સૌદાગર આપણો હિન્દુસ્તાની છે." ગુરગનખાને ઉત્તર આપ્યું.

"તે પોતાની કોઠી ક્યાં ખોલવાનો છે વારુ?" માહાતાબચન્દે પૂછ્યું.

"મોંગીરથી મુર્શિદાબાદ સુધીનાં સર્વ સ્થાનોમાં; અર્થાત્ જે સ્થાનમાં પર્વત, જે સ્થાનમાં અરણ્ય અને જે સ્થાનમાં સપાટ ક્ષેત્ર હશે તે સર્વ સ્થાનોમાં તેની કોઠીની શાખાઓ થવાની છે." ગુરગનખાને ગંભીરતાથી ઉત્તર આપ્યું.

"તે વ્યાપારી ધનાઢ્ય કેવોક છે વારુ?" માહતાબચન્દે પૂછ્યું.

"અત્યારે તો તે કાંઇ મહાધનાઢ્ય પુરુષ નથી; પરંતુ ભવિષ્યમાં તે એક અદ્વિતીય ધનાઢ્ય પુરુષ થઇ જાય એવો રંગ તો સ્પષ્ટ દેખાય છે." ગુરગનખાને સંદિગ્ધ તથા એક વિશિષ્ટ ભાવદર્શક ઉત્તર આપ્યું.

"તેનો લેવડદેવડનો સંબંધ કોની સાથે છે, એ આપ જાણો

છો ખરા કે?" માહતાબચન્દે જિજ્ઞાસા દર્શાવી.

"જી હા; તેનો લેવડદેવડનો સંબંધ મોંગીરમાંની નવ્વાબી કોઠી સાથે છે." ગુરગનખાને જણાવ્યું.

"તે વ્યાપારી પોતે હિન્દુ છે કે મુસલ્માન?" માહતાબચન્દે પૂછ્યું.

"હિન્દુ." ગુરગનખાન બોલ્યો.

"તેનું નામ?" માહતાબચન્દે પૂછ્યું.

"પ્રતાપ રાય." ગુરગનખાને તે વ્યાપારીના નામનો ઉચ્ચાર કર્યો.

"તે ક્યાંનો નિવાસી છે?" માહતાબચન્દે જિજ્ઞાસા દર્શાવી.

"મુર્શિદાબાદની પાસેના એક ગ્રામનો." ગુરગનખાને માહતાબચન્દની જિજ્ઞાસાને તૃપ્ત કરી.

"મેં એનું નામ સાંભળ્યું છે અને મારી જાણ પ્રમાણે તે એક સાધારણ મનુષ્ય છે." માહતાબચન્દે કહ્યું.

"પરંતુ સાધારણ હોવા છતાં તે એક ભયંકર મનુષ્ય છે, એ કદાચિત્ આપ નહિ જાણતા હો." ગુરગનખાને પ્રતાપ રાયને એક ભયંકર મનુષ્ય તરીકે ઓળખાવ્યો.

"અચાનક આ સાહસ કરવામાં તેનો શો આશય સમાયલો છે વારુ?" માહતાબચન્દે આતુરતાથી પૂછ્યું.

"કલકત્તાની મોટી કોઠી અથવા અંગ્રેજોની મોટી વખારને તોડી પાડવી એ જ આ સાહસને આરંભવામાં તેનો પ્રધાન આશય છે." ગુરગનખાને પ્રતાપના આશયને વ્યક્ત કરી બતાવ્યો.

"ત્યારે તો એ મનુષ્યને આપણે હસ્તગત કરી લેવો જોઇએ. એ પ્રતાપ રાય કોના વશમાં છે વારુ?" માહતાબચન્દે જિજ્ઞાસા દર્શાવી.

"કલકત્તાની મોટી કોઠીની સ્પર્ધાથી તેણે આ સાહસ ખેડવાનો ઉદ્યોગ આદર્યો છે એમ જો કે સંભળાય છે ખરું; પરંતુ આ સાહસમાં પ્રવૃત્ત થવામાં તેનો સત્ય આશય શો છે એ જ્યાં સુધી યથાર્થ સ્વરૂપમાં આપણા જાણવામાં ન આવી જાય, ત્યાં સુધી તે કોના વશમાં છે એ કોઇથી પણ કહી શકાય તેમ નથી. જો તેણે ધનલા-

બની આશાથી વેતનભોગી થઇને એટલે કે કોઇના ગુમાસ્તા તરીકે આ સાહસને આરંભ્યું હશે, તો તો તેને ક્ષણમાત્રમાં જ આપણે આપણા ધનથી ખરીદી શકીશું; કારણ કે, તેને જમીનદારી, તાલુક્દારી તથા જાગીરદારી આપવાની શક્તિ આપણામાં નથી તેમ તો નથી જ એટલે તેને ખરીદી લેતાં શી વાર લાગવાની છે વારુ ? પરંતુ જો આ સાહસને આરંભવામાં તેનો કોઇ બીજો જ આભ્યંતર આશય હોય, તો ?" ગુરગનખાને ગંભીરતાથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"તેનો બીજો શો આભ્યંતર આશય હોઇ શકે તેમ છે વારુ ? પ્રતાપરાય આટલી સીમા પર્યન્ત શા કારણથી ઉન્મત્ત થયો હશે એ કલ્પી શકાતું નથી." માહતાબચન્દે કહ્યું.

વારાંગના એ વેળાયે "ગોરે ગોરે મુખપર બેસર સોહે" એ સંગીતને આલાપી રહી હતી.

માહતાબચન્દ એ સંગીતને સાંભળતાં જ બોલી ઊઠયો કેઃ "એમ કે ? ગોરૂં મુખડું કોનું વારુ ?"



## ચતુર્થ પરિચ્છેદ
## હલનીએ શું કર્યું ?

> "But love is blind and lovers can not see,
> The pretty sins that themselves commit."
>
> *Shakespeare.*

**મ**હાકાય પુરુષ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના આવીને હલનીના પાર્શ્વમાં બેસી ગયો. હલની એ વેળાયે જો કે અશ્રુપાત કરી રહી હતી, પરંતુ ભીતિએ તેનાં અશ્રુઓને સુકાવી દીધાં અને તે નિષ્પન્દ કિંવા ગતિહીન થઇ ગઇ. તે આગંતુક મહાકાય પુરુષ પણ મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો.

જે વેળાયે એ સ્થાનમાં આ ઘટના ઘટી રહી હતી તે જ વેળાયે

એક અન્ય સ્થાનમાં કલનીના એક નવીન સર્વનાશની; તૈયારીઓ ચાલી રહી હતી.

મહમ્મદ શફીને એવી ગુપ્ત આજ્ઞા મોકલવામાં આવી હતી કે: " અંગ્રેજોની નૌકામાંથી ફલની બેગમને હસ્તગત કરીને સત્વર મોંગીર મોકલી આપજો. " મહમ્મદ શફીની એવી ધારણા હતી કે: " અંગ્રેજો કયદ અથવા ઘાયલ થશે કિંવા મરાઈ જશે એટલે ફલની બેગમ સ્વાભાવિક જ મારા હાથમાં આવી જશે. " તેની આવી ધારણા હોવાથી તેણે પોતાના અનુચરોને ફલની બેગમના સંબંધમાં કાંઇ પણ વિશેષ સૂચના આપવાનું આવશ્યકીય ધાર્યું ન હોતું અને ત્યાર પછી જ્યારે મહમ્મદ શફીના જાણવામાં આવ્યું કે હણાયલા અંગ્રેજોની નૌકામાં ફલની બેગમ હતી જ નહિ એટલે તેને એક વિષમ વિપત્તિ ઉપસ્થિત થયેલી દેખાવા લાગી. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે: " મારી આ શિથિલતા કિંવા અમનોયોગિતાથી નવ્વાબ મારાપર કોપાયમાન થઇને કોણ જાણે શોયે ઉત્પાત મચાવી દેશે એ અત્યારે કહી શકાય તેમ નથી. " અર્થાત્ આ આશંકાથી ભયભીત થઇને મહમ્મદ શફી સાહસપર આધાર રાખી નવ્વાબને ઠગવાની પોતાના મનમાં કલ્પના કરવા લાગ્યો. તે વેળાયે સર્વત્ર એવી લોકવદન્તી ચાલી રહી હતી કે 'યુદ્ધનો આરંભ થતાં જ અંગ્રેજો મીર જાફરને કારાગૃહમાંથી મુક્ત કરીને પુનઃ બંગાળાની મસ્નદપર બેસાડી દેશે; ' એટલે મહમ્મદ શફી વિચારવા લાગ્યો કે: " જો યુદ્ધમાં અંગ્રેજોનો વિજય થશે, તો યુદ્ધની સમાપ્તિ પછી આ ઠગબાજીની કથા નવ્વાબના જાણવામાં આવ્યા છતાં પણ મારી કશીયે હાનિ થવાની નથી; અર્થાત્ અત્યારે કોઇ પણ ઉપાયે મારા જીવનની રક્ષા થઇ જાય એ જ આવશ્યક છે. ભવિષ્યમાં કદાચિત્ મીર કાસિમનો વિજય થાય તો મારી આ ઠગબાજીનો ભેદ તેના જાણવામાં આવી જ ન શકે તેવો કોઇ ઉપાય જો હું જીવતો રહીશ, તો મારાથી યોજી શકાશે. " સારાંશ કે

નવ્વાબની કોઇ પણ પ્રકારની કઠિન આજ્ઞા ન આવે તેવા પ્રકારની રચના કરીને મહમ્મદ શરીએ તે જ રાત્રે નવ્વાબને એક સર્વથા અસત્ય-કથાપરિપૂર્ણ પત્ર લખીને પાઠવી દીધું. તે પત્રમાં તેણે નવ્વાબને લખી જણાવ્યું હતું કેઃ—

"હલની બેગમ આમિયેટ્ની નૌકામાં મળી આવ્યાં હતાં અને તેમને મેં કિલ્લામાં લાવીને સન્માનપૂર્વક રાખ્યાં છે. પરંતુ આપ નામદારની અન્ય આજ્ઞા મળતાં સુધી મારાથી બેગમને મોંગીર મોકલી શકાય તેમ નથી; કારણ કે, અંગ્રેજોના સંગીઓ, ખાન્સામા, નાવિકો તથા સિપાહીઓ આદિ જે લોકો જીવતા રહ્યા છે તે સર્વના મુખથી એ જ કથા મારા સાંભળવામાં આવી છે કે બેગમ સાહબા આમિયેટ્ની ઉપપત્ની તરીકે નૌકામાં વસતાં હતાં; આમિયેટ્ તથા બેગમ સાહબા બન્ને એક જ શય્યામાં સૂતાં હતાં અને બેગમ સાહબાનો આમિયેટ્માં અનન્ય અનુરાગ હતો. બેગમ સાહબાએ પોતે પણ આ સર્વ કથાને મારા સમક્ષ સત્ય તરીકે સ્વીકારી લીધી છે. બેગમ સાહબાએ ક્રિશ્ચિયન્ ધર્મને સ્વીકારી લીધો છે અને હવે મોંગીર આવવાની તેમની ઇચ્છા નથી. તેઓ વારંવાર એમ જ કહ્યાં કરે છે કેઃ 'મને તમો છોડી દો! એટલે હું કલકત્તા જઇને આમિયેટ્ સાહેબના સંબંધીઓ સાથે રહીશ, અને જો તમો બળાત્કારે મને મોંગીર મોકલશો, તો હું આત્મહત્યા કરીને મરી જઇશ.' અર્થાત્ આવી પરિસ્થિતિમાં મારે તેમને મોંગીર મોકલવાં, અહીં જ રાખવાં કે પછી છોડી દેવાં એ :માટેની આપ નામદારની આજ્ઞાની હું પ્રતીક્ષા કરી રહ્યો છું. આપ નામદારની જેવી આજ્ઞા આવશે તદનુસાર હું કાર્ય કરીશ."

મહમ્મદ શરીના એ પત્રને લઇને એક અશ્વારોહી દૂત તે રાત્રે જ મોંગીરની દિશામાં પ્રયાણ કરી ગયો.

કેટલાક લોકોની એવી માન્યતા હોય છે કે દૂરવર્તિની અજ્ઞાત અમંગળ ઘટનાને પણ આપણું મન જાણી શકે છે. એ માન્યતા

સર્વથા સત્ય છે એમ તો જો કે અમારાથી કહી શકાય તેમ નથી જ; તથાપિ જે મુહૂર્ત્તમાં અશ્વારોહી દૂત દલની વિષયક પત્ર લઇને મુર્શિદાબાદથી મોંગીર જવામાટે રવાના થયો, તે ક્ષણે જ દલનીનું શરીર રોમાંચિત થવા લાગ્યું અને તે ક્ષણે જ તેના પાર્શ્વમાં વિરાજેલા બલિષ્ઠ પુરુષે મૌનભંગનો આરંભ કર્યો. અર્થાત્ તેના કંઠસ્વરથી કહો કિંવા અમંગળની સૂચનાથી કહો, ગમે તે કારણવશાત્ તે મુહૂર્તમાં જ દલનીનો દેહ કંટકિત થવા લાગ્યો એ તો સર્વથા નિર્વિવાદ હતું.

પાર્શ્વવર્તી પુરુષે કહ્યું કેઃ " હું તમને સારી રીતે ઓળખું છું; તમો દલની બેગમ પોતે જ છો. "

દલની બેગમ ભીષણતાથી કંપવા લાગી.

પાર્શ્વવર્તી પુરુષે પુનઃ ગંભીર સ્વરથી કહ્યું કેઃ " મને લાગે છે કે કોઇ દુષ્ટ તથા દુરાત્મા મનુષ્યે તમોને આ નિર્જન વનમાં સર્વથા નિરાધાર અવસ્થામાં ત્યાગી દીધાં છે. "

પુનઃ દલનીનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહી નીકળ્યો, આગંતુક પુરુષે તેને પૂછ્યું કેઃ " અત્યારે તમો હવે ક્યાં જશો વારૂ?"

અચાનક દલનીના હૃદયમાંથી ભયનો લોપ થઇ ગયો અને તે આવી રીતે અચાનક ભયમુક્ત થઇ ગઇ તેનું એક પ્રબળ કારણ પણ હતું. તે વળી પાછી રોવા લાગી એટલે તે આગંતુક પુરુષે ઉપર્યુક્ત પ્રશ્ન તેને બીજી વાર પૂછ્યો. દલનીએ તેના એ પ્રશ્નના ઉત્તરમાં નિરાશાદર્શક ભાવથી કહ્યું કેઃ " હું ક્યાં જઇશ અને ક્યાં નહિ, એની મને પોતાને પણ ખબર નથી; કારણ કે, મારાથી જ્યાં જઇ શકાય તેવું કોઇ સ્થાન આ વિશ્વમાં છે જ નહિ. એક સ્થાન છે; પરંતુ તે બહુ દૂર હોવાથી મને ત્યાં કોણ પહોંચાડી દે તેમ છે વારૂ ?"

તે આગંતુક પુરુષે કહ્યું કેઃ " તમો નવ્વાબ સમક્ષ જવાની વાસનાને ત્યાગી દો. "

" એ વાસનાને ત્યાગી દેવાનું કાંઈ કારણ ?" દલનીએ ઉત્કંઠા

તથા વિસ્મયના મિશ્રિત ભાવથી પૂછ્યું.

"કારણ એ જ કે, નવ્વાબ સમક્ષ જવાથી તમારું અમંગળ થવાની સંપૂર્ણ સંભાવના છે." તે દીર્ઘાકૃતિ પુરુષે કારણ દર્શાવ્યું.

હલની પ્રથમ કંપી ગઇ અને ત્યાર પછી બોલી કે: "ભલે મારું અમંગળ થવાનું હોય, તો અમંગળ થાય; પરંતુ તે સ્થાન વિના મારામાટે અન્ય કોઇ પણ સ્થાન સૂઝાયલું જ નથી. અર્થાત્ અન્યત્ર અમંગળ થાય તેના કરતાં પોતાના પતિની છાયામાં મારું અમંગળ થાય એ વધારે ઉત્તમ નથી કે શું?"

"જો તમારી આવી જ ભાવના હોય, તો ઊઠો અને ચાલો મારી સાથે. હું તમોને મુર્શિદાબાદમાં મહમ્મદ શફીના ભવનમાં પહોંચાડી દઇશ અને ત્યાંથી મહમ્મદ શફી તમોને મોંગીર મોકલી દેશે." આ પ્રમાણે હલનીના હૃદયમાં આશાને પ્રેરીને તે દીર્ઘાકૃતિ પુરુષ વિશેષ ગંભીરતાથી કહેવા લાગ્યો કે: "પરંતુ મારા એક ઉપદેશને સાંભળી લ્યો. અંગ્રેજો સાથેના યુદ્ધનો આરંભ થઇ ગયેલો હોવાથી નવ્વાબ પોતે પોતાનાં પારિવારિક જનોને ફુરીદાબાદના કિલ્લામાં મોકલી દેવાનો ઉદ્યોગ કરી રહ્યો છે એટલે તમો હવે મોંગીર જશો નહિ."

"મારું ભલે જે કાંઇ પણ થવાનું હોય તે થાય; પરંતુ હું તો ત્યાં જવા વિના નથી જ રહેવાની." હલનીએ મોંગીર જવાનો પોતાનો દૃઢ નિશ્ચય દર્શાવ્યો.

"પરંતુ તમારા કપાલમાં મોંગીરના દર્શનનો યોગ લખાયલો જ નથી." તે મહાકાય પુરુષે અત્યંત ગંભીરતાદર્શક તથા નિશ્ચયાત્મક સ્વરથી કહ્યું.

હલની ચિન્તામાં પડી ગઇ અને થોડી વાર પછી કહેવા લાગી કે: "ભાવિને કોણ જાણી શકે તેમ છે વારુ? ચાલો આપની સાથે હું મુર્શિદાબાદ આવવાને તૈયાર છું. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી હું નવ્વાબના દર્શનની આશાને નથી ત્યાગવાની તે

નથી જ ત્યાગવાની ! ”

“ એ તો હું પણ સારી રીતે જાણું છું. ” આ પ્રમાણે કહીને તે મહાકાય પુરુષે ઉઠીને કહ્યું કે: “ ત્યારે હવે આવો મારી સાથે. ”

તે મહાકાય પુરુષ અને દલની બેગમ તે અંધકારમયી રાત્રિના સમયમાં મુર્શિદાબાદના માર્ગમાં અગ્રેસર થયાં અથવા એમ જ કહેવું જોઇએ કે દલની પતંગ પ્રમાણે દીપકની શિખામાં પડીને બળી મરવામાટે તૈયાર થઇ ગઇ.



# ચન્દ્રશેખર

અથવા

## બંગાળાની ડગમગતી નવ્વાબી

### ષષ્ઠ ખણ્ડ

### સિદ્ધિ

## પ્રથમ પરિચ્છેદ

### પૂર્વકથા

" The lessons of prudence have charms,
And slighted may lead to distress;
But the man whom benevolence warms
Is an angel who lives but to bless."

*Bloomfield.*

અત્યાર સુધી વર્ણવાયલી કથામાંનો જે અંશ અવશિષ્ટ રહી ગયો છે તે જ અંશને પ્રસ્તુત પરિચ્છેદમાં પૂર્વકથા તરીકે સંક્ષેપમાં અમો વર્ણવીશું. પૂર્વકથિત બ્રહ્મચારી તે અન્ય કોઇ નહિ, પણ આપણી પ્રસ્તુત નવલકથાનો નાયક ચન્દ્રશેખર પોતે જ હતો એ તો પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી ચૂક્યું છે એટલે તે બ્રહ્મચારીના પરિચયની હવે આવશ્યકતા નથી.

જે દિવસે આમિયેટ્ ફૉસ્ટર્ સહિત મોંગીરમાંથી પ્રયાણ કરી ગયો હતો તે જ દિવસે સંધાન કિંવા પૃચ્છા કરતાં કરતાં ફૉસ્ટર્ દલની બેગમ તથા કુલ્સમ આદિને આમિયેટ્ પોતા સાથે લઇ ગયો હતો એ વાર્તા રમાનન્દ સ્વામીના જાણવામાં આવી ગઇ અને તેથી ગંગાના તીરપ્રાંતમાં ચન્દ્રશેખરનો સાક્ષાત્કાર થતાં એ સમાચાર ચન્દ્રશેખરને સંભળાવીને રમાનન્દ સ્વામીએ કહ્યું કે: "આ સ્થાનમાં હવે તારા નિવાસનું કાંઇ પણ પ્રયોજન ન હોવાથી તું હવે પોતાની જન્મભૂમિમાં ચાલ્યો જા. શૈવલિનીને હું કાશીક્ષેત્રમાં મોકલી દઇશ. તેં જે પરોપકારવ્રતનો સ્વીકાર કર્યો છે તે વ્રતના પાલનનો તું આજથી અને આ ક્ષણથી જ આરંભ કરી દે. આ મુસલ્માન કન્યા એક અત્યંત ધર્મિષ્ઠા યુવતી હોવા છતાં અત્યારે વિપત્તિમાં આવી પડી છે એટલે તું એની પાછળ પાછળ ભમતો રહેજે અને જ્યારે પણ આવશ્યકતા જણાય ત્યારે એના ઉદ્ધારના

ઉપાયને યોજતો રહેજે. પ્રતાપ પણ તારો આત્મીય તથા હિતૈષી છે; માત્ર એટલું જ નહિ, પણ કેવળ તારા કલ્યાણમાટે જ અત્યારે દુર્દશામાં આવી પડયો છે, એટલે આવા સમયમાં તેને પણ તારાથી ત્યાગી શકાય તેમ નથી. અર્થાત્ જા અને તેમનું અનુસરણ કર." ચન્દ્રશેખરે નવ્વાબને આ સમાચાર સંભળાવવાની ઇચ્છા દર્શાવી, પરંતુ રમાનન્દ સ્વામીએ તેની એ ઇચ્છાનો નિષેધ કરતાં કહ્યું કે: "આ સમાચાર નવ્વાબ સમક્ષ પહોંચાડી દેવાની વ્યવસ્થા હું પોતે જ કરીશ." ચન્દ્રશેખર પોતાના ગુરુદેવની આજ્ઞા અનુસાર એક ક્ષુદ્ર નૌકામાં આરોહણ કરીને આમિયેટ્‌નું અનુસરણ કરવા લાગ્યો; કારણ કે, તેનાથી પોતાના ગુરુદેવની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાય તેમ હતું જ નહિ. રમાનન્દ સ્વામી પણ શૈવલિનીને કાશીક્ષેત્રમાં જેની સાથે મોકલી શકાય તેવા કોઇ એક વિશ્વાસપાત્ર તથા ઉપયુક્ત શિષ્યને શોધવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ ગયા. એવામાં શૈવલિની એક પૃથક્ નૌકામાં આરોહણ કરીને અંગ્રેજોની પાછળ જવાને નીકળી હતી એ વાર્તા અચાનક તેમના જાણવામાં આવી અને તેથી તેઓ વિષમ સંકટમાં આવી પડયા. રમાનન્દ સ્વામીના મનમાં એ વેળાએ "એ પાપિષ્ઠા અત્યારે કોના અનુસરણમાં પ્રવૃત્ત થઇ હશે વારૂ? ફૉસ્ટર્‌ના કે ચન્દ્રશેખરના? અત્યારની વિલક્ષણ પરિસ્થિતિને જોતાં મને લાગે છે કે ચન્દ્રશેખરમાટે મારે પુનઃ સાંસારિક વ્યાપારમાં પ્રવેશ કરવો પડશે." આવા પ્રકારના વિચારો આવવા લાગ્યા અને એ વિચારોનું પરિણામ એ થયું કે રમાનન્દ સ્વામી પોતે પણ તે જ માર્ગમાં અગ્રેસર થવા લાગ્યા.

રમાનન્દ સ્વામીએ પગે ચાલીને દેશવિદેશમાં પુષ્કળ ભ્રમણ કરેલું હોવાથી તેઓ એક ઉત્કૃષ્ટ પરિવ્રાજક કિંવા પ્રવાસી હતા. તેઓ ગંગાના તીરપ્રાંતમાં ચાલતા શીઘ્ર જ શૈવલિનીની નૌકાથી પણ આગળ વધી ગયા. તેઓ આટલી શીઘ્ર ગતિથી ચાલી શકતા હતા તેનું કારણ એ હતું કે તેઓ આહાર તથા નિદ્રાને વશીભૂત

ન હોતાં; કિન્તુ અભ્યાસના યોગે આહાર તથા નિદ્રા આદિને તેમણે પોતાનાં વશીભૂત દાસ કરી લીધાં હતાં એટલે તેમની ગતિમાં ખંડ તો પડતો જ ન હોતો. અનુક્રમે તેમણે ચન્દ્રશેખરને પકડી પાડયો અને નૌકામાંથી રમાનન્દ સ્વામીને જોતાં જ ચન્દ્રશેખરે તીરપ્રાન્તમાં આવીને રમાનન્દ સ્વામીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

રમાનન્દ સ્વામી ચન્દ્રશેખરને સંબોધીને કહેવા લાગ્યા કે: "નવદ્વીપ કિંવા નદિયાના પંડિતો સાથે વાર્તાલાપ કરવાની મારી ઇચ્છા હોવાથી મારો બંગાળામાં જવાનો અભિલાષ થયેલો છે અને તેથી જો તારી સાથે જ જવાય તો સારૂં એમ ધારીને હું અત્યારે અચાનક અહીં આવી લાગ્યો છું." આમ કહીને રમાનન્દ સ્વામી ચન્દ્રશેખરની નૌકામાં ચઢી ગયા.

જ્યારે તેઓ અંગ્રેજોની નૌકાઓની પંક્તિના નિકટમાં આવી લાગ્યા એટલે પોતાની નૌકાને એક ગુપ્ત સ્થાનમાં બાંધીને પોતે તીરપ્રાતમાં ઊતરી આવ્યા. ત્યાં તેમના જોવામાં આવ્યું કે શૈવલિનીની નૌકા પણ ગુપ્ત સ્થાનમાં આવીને ઉભી રહી. તેઓ ઉભય તીરપ્રાંતમાં પ્રચ્છન્ન કિંવા ગુપ્ત રહીને ત્યાં ચાલતી ઘટનાનું અવલોકન કરવા લાગ્યા. અર્થાત્ પ્રતાપ તથા શૈવલિની જળના પ્રવાહમાં પડીને પલાયન કરી ગયાં એ ઘટના તેમ જ ત્યારપછી નૌકામાં આરોહણ કરીને તેઓ ત્યાંથી ચાલ્યાં ગયાં એ ઘટના પણ તે ઉભયના જોવામાં આવી. આ ઘટનાઓ જોવામાં આવતાં રમાનન્દ સ્વામી તથા ચન્દ્રશેખર પણ પોતાની નૌકામાં આરોહણ કરીને તેમની પાછળ પડયા. પ્રતાપ તથા શૈવલિનીએ પોતાની નૌકાને ઉભી રાખેલી જોઇને રમાનન્દ સ્વામી તથા ચન્દ્રશેખરે પણ કેટલાક અંતરપર પોતાની નૌકાને થોભાવી દીધી. રમાનન્દ સ્વામી અનન્તબુદ્ધિશાલી હોવાથી ચન્દ્રશેખરને સંબોધીને કહેવા લાગ્યા કે: "જે વેળાયે પ્રતાપ તથા શૈવલિની જળપ્રવાહમાં તરતાં હતાં તે વેળાયે તેમનો પરસ્પર જે વાર્તાલાપ ચાલી રહ્યો હતો તે તારા સાંભળવામાં આવ્યો

હતો ખરો કે ? ”

“ નહિ; સ્વામિન્ ! ” ચન્દ્રશેખરે કહ્યું.

“ તો હવે આજે રાત્રિના સમયમાં તું નિદ્રાધીન થઈશ નહિ; કિન્તુ એમના પ્રતિ દૃષ્ટિ રાખીને જાગતો જ બેસી રહેજે.” રમાનન્દ સ્વામીએ ગંભીર ભાવથી સૂચના આપી.

રમાનન્દ સ્વામી તથા ચન્દ્રશેખર ઉભય જાગતા જ બેસી રહ્યા અને જ્યારે રાત્રિનો અંત થવા આવ્યો તે વેળાયે શૈવલિનીને નૌકામાંથી ચાલી જતી તેમણે જોઇ. શૈવલિની તીરપ્રાંતમાં વિસ્તરેલા વનમાં પ્રવેશ કરીને અદૃશ્ય થઈ ગઇ અને પ્રભાત થવા છતાં પણ પાછી ન આવી. આવી પરિસ્થિતિને જોઇને રમાનન્દ સ્વામીએ ચન્દ્રશેખરને કહ્યું કે: “ શૈવલિનીના મનમાં અત્યારે શા વિચારો ચાલી રહ્યા છે એની મારાથી આ ક્ષણે કશી પણ કલ્પના કરી શકાતી નથી. ચાલ, આપણે એની પાછળ પાછળ જઇએ અને એ ક્યાં જાય છે તથા શું કરે છે તે જોઇએ. ”

ત્યારપછી રમાનન્દ સ્વામી તથા ચન્દ્રશેખર બન્નેએ શૈવલિનીનું અનુસરણ કર્યું અને સંધ્યાકાળ થઇ જવા પછી મેઘાડંબરને જોઇને રમાનન્દ સ્વામીએ ચન્દ્રશેખરને પૂછયું કે: “ તારાં બાહુમાં બળ કેટલુંક છે વારુ ?”

ચન્દ્રશેખરે રમાનન્દ સ્વામીના એ પ્રશ્નનું મુખથી કાંઇ પણ ઉત્તર ન આપતાં કિંચિદ્ હસીને એક વિશાળ પાષાણશિલાને પોતાના એક જ હસ્તમાં ઉપાડી પુષ્પ પ્રમાણે દૂર ફેંકી દીધી.

આવી રીતે તેના બાહુબળને જોઇ લીધા પછી રમાનન્દ સ્વામી તેને ઉદ્દેશીને ગંભીરતાથી કહેવા લાગ્યા કે: “ તારામાં બાહુબળની તો જાણે ન્યૂનતા નથી. હવે શૈવલિનીના નિકટમાં જઇને તું અન્તરાલમાં એટલે કે તે તને જોઈ ન શકે તેવી રીતે ઉપસ્થિત રહેજે; કારણ કે, જે ભીષણ અવસ્કંદનો આજે રાત્રિના સમયમાં ઉદ્ભવ થવાનો છે તે વેળાયે જો તેને યોગ્ય સહાયતા

નહિ મળે, તો તે અવશ્ય મરી જશે અને તને સ્ત્રીહત્યાનું પાતક લાગી જશે. નિકટમાં જ એક ગુહા છે અને તે ગુહાના માર્ગનો હું સંપૂર્ણ જ્ઞાતા હોવાથી જે વેળાયે હું આજ્ઞા આપું તે વેળાયે તું શૈવલિનીને પોતાના બાહુપર ઉપાડી લઇને મારી પાછળ પાછળ ચાલ્યો આવજે."

"પરંતુ અલ્પ સમયમાં જ અહીં ઘોરતર અંધકાર વ્યાપી જશે એટલે અંધકારમાં મને મારો માર્ગ કેવી રીતે દૃષ્ટિગોચર થઇ શકશે વારૂ?" ચન્દ્રશેખરે એક પ્રકારની શંકા દર્શાવી.

"હું તારા નિકટમાં જ રહીશ અને મારા આ દંડના અગ્રભાગને તારી મુષ્ટિકામાં આપી અન્ય ભાગને મારા હસ્તમાં રાખીશ એટલે તને માર્ગને શોધવાનો પરિશ્રમ સહન કરવો નહિ પડે." રમાનન્દ સ્વામીએ ગંભીરતાથી કહ્યું.

ત્યારપછી શૈવલિનીને ગુહામાં રાખીને જ્યારે ચન્દ્રશેખર પાછો બાહ્ય ભાગમાં આવ્યો તે વેળાયે રમાનન્દ સ્વામી વિચાર કરતા મનોગત કહેવા લાગ્યા કે: "મેં આટલા દીર્ઘકાળ પર્યન્ત સર્વ શાસ્ત્રોનું જે અધ્યયન કર્યું છે અને સર્વ પ્રકારના મનુષ્યો સાથે વાર્તાલાપ કરીને સંસારનો જે અનુભવ મેળવ્યો છે તે મારા શાસ્ત્રાધ્યયન તથા અનુભવની મને આજે સર્વથા નિષ્ફળતા થયેલી જ દેખાય છે; કારણ કે, આ યુવતીની મનોભાવનાનો ભેદ અદ્યાપિ મારા જાણવામાં આવી શક્યો નથી. તો શું આ સમુદ્ર સર્વથા તલહીન છે?" આવા પ્રકારનો વિચાર કરીને તેમણે ચન્દ્રશેખરને કહ્યું કે: "અહીં નિકટમાં જ એક પાર્વત્ય મઠ છે એટલે તું અત્યારે તે મઠમાં જઇને રાત્રિનો અવશિષ્ટ સમય વિશ્રાંતિમાં વીતાડી દે. જ્યારે શૈવલિની વિષયક તારા કર્તવ્યની સમાપ્તિ થઇ જાય એટલે પછી પુનઃ તારે તે મુસલ્માન યુવતીની પાછળ જવાનું છે એ ભૂલીશ નહિ. અર્થાત્ પરોપકાર વિના તારૂં અન્ય કોઇ પણ વ્રત નથી એ નિરંતર સ્મરણમાં રાખજે. શૈવલિનીમાટે હવે તું લેશ-

માત્ર પણ ચિન્તા રાખીશ નહિ; કારણ કે, એની સાર સંભાળ-માટે હું પોતે અહીં ઉપસ્થિત રહેવાનો છું. સારાંશ કે, હવે તું મારી અનુમતિ વિના શૈવલિની સાથે સાક્ષાત્કાર કરીશ નહિ. જો તું મારા ઉપદેશ અનુસાર કાર્ય કરતો રહીશ. તો તેથી શૈવલિનીનું સર્વ પ્રકારે કલ્યાણ થઇ જશે એ સર્વથા નિર્વિવાદ છે."

આ સંવાદની સમાપ્તિ થતાં ચન્દ્રશેખર રમાનન્દ સ્વામીની આજ્ઞા લઇને ત્યાંથી વિદાય થઇ ગયો અને તેના વિદાય થવા પછી રમાનન્દ સ્વામીએ અલક્ષ્ય ભાવથી ગુહામાં પ્રવેશ કર્યો.

એ પછી જે કાંઇ ઘટના ઘટી હતી તે પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી ગયેલી હોવાથી તેની પુનરાવૃત્તિની આવશ્યકતા નથી. અર્થાત્ ઉન્માદગ્રસ્તા શૈવલિનીને ચન્દ્રશેખર તે પાર્વત્ય મઠમાં રમાનન્દ સ્વામી સમક્ષ લઇ ગયો અને તેણે અશ્રુ વર્ષાવીને કહ્યું કે: "હે ગુરુદેવ, આપે આ શું કર્યું ?"

રમાનન્દ સ્વામી શૈવલિનીની અવસ્થાનું લક્ષ પૂર્વક અવલોકન કરી કિંચિદ્ હસીને કહેવા લાગ્યા કે: "જે કાંઇ પણ થયું છે તે યોગ્ય જ થયું છે એટલે હવે તારે કોઇ પણ પ્રકારની ચિન્તા રાખવાની નથી. તું એક દિવસ અથવા બે દિવસ વિશ્રાંતિના ઉપભોગમાં વીતાડી દે અને ત્યારપછી શૈવલિનીને લઇને ઘેર ચાલ્યો જા. ત્યાં શૈવલિની જે ગૃહમાં વસતી હતી તે ગૃહમાં જ શૈવલિનીને રાખજે તેમ જ તેનાં જે જૂનાં સંગી તથા સંગિનીઓ હોય તેમને નિરંતર એની પાસે રહેવાનો અનુરોધ કરજે. કોઇ કોઇ વાર પ્રતાપને પણ ત્યાં આવવાનો આગ્રહ કરજે. હું પછીથી ત્યાં આવી લાગીશ."

ગુરુદેવની આજ્ઞા અનુસાર ચન્દ્રશેખર શૈવલિનીને વેદગ્રામમાંના પોતાના ગૃહમાં લઇ ગયો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### આજ્ઞા

"The Moon pull'd off har veil of light
That hides her face by day from sight
(Mysterious veil of brightness made
That's both her lustre and her shade,)
And in the lantern of the night,
With shining horns hung out her light."

*Butter.*

અંગ્રેજોસાથેના નવ્વાબના યુદ્ધનો આરંભ થઇ ગયો હતો કિંવા અન્ય શબ્દોમાં કહીએ, તો નવ્વાબ મીર કાસિમના અધઃપાતનો આરંભ થઇ ગયો હતો. મંગળાચરણમાં જ કાટવાના યુદ્ધમાં મીર કાસિમનો પરાજય થયો અને ત્યારપછી ગુરગનખાનની વિશ્વાસઘાતકતાનો પ્રકાશ થવા લાગ્યો. નવ્વાબના હૃદયમાં જે અંતિમ આશા હતી તે આશાનો પણ લોપ થઇ ગયો અને આવી પરિસ્થિતિમાં આવી પડતાં હતાશ નવ્વાબની બુદ્ધિમાં વિકૃતિનો આવિર્ભાવ થવા લાગ્યો. નવ્વાબ યુદ્ધમાં જે અંગ્રેજો કયદી તરીકે પકડાયા હતા તે અંગ્રેજોને મારી નાખવાના નિશ્ચયપર આવી લાગ્યો તેમ જ અન્ય સર્વ જનો સાથે પણ સર્વથા અયોગ્ય વ્યવહાર કરવા લાગ્યો. આવા સમયમાં મહમ્મદ શફીએ પાઠવેલું દલની વિષયક પત્ર તેને મળ્યું અને તેણે બળતા અગ્નિમાં ઘૃતની આહુતિનું કાર્ય કરી બતાવ્યું. અંગ્રેજો વિશ્વાસઘાતક થયા હતા, સેનાપતિ ગુરગનખાન વિશ્વાસઘાતના માર્ગમાં અગ્રેસર થયેલો દેખાતો હતો, રાજલક્ષ્મી વિશ્વાસઘાતિની થઇ ગઈ હતી અને અત્યારે હવે દલની પણ વિશ્વાસઘાતિની થઇ હતી એટલે નવ્વાબને સર્વત્ર વિશ્વાસઘાતકતાનો અવધિ થઇ ગયેલો દેખાવા લાગ્યો અને એ સાર્વત્રિક વિશ્વાસઘાતકતા અસહ્ય થઇ પડતાં

મીર કાસિમે મહમ્મદ શફીને લખી જણાવ્યું કે: "દલનીને હવે અહીં મોકલવાની કશી પણ આવશ્યકતા નથી. તે બાજારી બેસવાને હવે ત્યાંજ વિષપ્રયોગથી પૂરી કરી નાખજો કે જેથી તે વધારે વિશ્વાસઘાતકતા કરતી અટકી જાય."

નવ્વાબનું એ આજ્ઞાપત્ર મળતાં જ મહમ્મદ શફી પોતે વિષના પાત્રને પોતાના હસ્તમાં લઇને દલની પાસે આવ્યો. મહમ્મદ શફીને પોતા પાસે આવેલો જોઇને દલની આશ્ચર્યચકિતા થઇ ગઇ અને કોપાયમાન થઇને બોલી કે: "આ શું ? ખાન સાહબ, એક પર્દા નશીન બેગમ આગળ આવીને તેની બેઇજ્જતી કરવાનું શું કારણ છે"

મહમ્મદ શફીએ પોતાના કપાળમાં કરાઘાત કરીને કહ્યું કે: "ભાગ્ય ! બેગમ સાહબા, નવ્વાબની અપ્રસન્નતા આપના શિરપર ઊતરી છે, એ સમાચાર આપને સંભળાવવામાટે જ મારે અત્યારે આપ સમક્ષ આવવું પડયું છે એટલે આશા છે કે મારા અવિનયની આપ મને અવશ્ય ક્ષમા આપશો જ."

"મારા શિરપર નવ્વાબની અપ્રસન્નતા ઊતરી છે એ વાર્તા આપને કોણે કહી વારુ ?" દલનીએ કિંચિદ્ હસીને પૂછયું.

"જો મારા વચનમાં આપનો વિશ્વાસ ન બંધાતો હોય, તો જોઇ લ્યો આ નવ્વાબનું આજ્ઞાપત્ર." મહમ્દ શફીએ ગંભીરતાથી કહ્યું.

"હું ધારું છું કે આપ નવ્વાબના આજ્ઞાપત્રનું યથાર્થ વાંચન કરી શક્યા નથી." દલનીએ પુન: અવિશ્વાસ દર્શાવ્યો.

મહમ્મદ શફીએ નવ્વાબનાં હસ્તાક્ષર તથા રાજમુદ્રાથી મંડિત આજ્ઞાપત્ર દલનીને વાંચવામાટે આપ્યું અને દલનીએ તેને વાંચ્યા પછી હસીને દૂર નાખી દેતાં જણાવ્યું કે: "આ આજ્ઞાપત્ર બનાવટી છે. તમોએ મારી આવી મસ્ખરી શામાટે કરવા માંડી છે ? તમો મરી જવાને આતુર થઇ રહ્યા છો એટલામાટે કે ? આ મસ્ખરી તમારી જાન લઇ જશે, એ યાદ રાખજો."

"આપ લેશમાત્ર પણ ભયભીત થશો નહિ; કારણ કે, હું

આપના જીવનની રક્ષા કરી શકું તેમ છે." મહમ્મદ શરીએ આશ્વાસન આપ્યું.

"ઓહો, હવે હું સમજી;" હલની તિરસ્કારદર્શક ભાવથી કહેવા લાગીઃ "તમારો આમાં કોઇ ખાસ મતલબ છુપાયેલો હોય એમ જણાય છે અને તેથી જ આ બનાવટી આજ્ઞાપત્ર બતાવીને તમે મને બીવડાવવામાટે જ મારી પાસે આવ્યા છો."

"ત્યારે હવે જે સત્ય વાર્તા છે તે સાંભળી લ્યો;" મહમ્મદ શરીએ ગંભીરતાથી કહેવા માંડયુંઃ "મેં પોતે નવ્વાબને એમ લખી જણાવ્યું હતું કે આપ આમિયેટ્‌ની નૌકામાં તેની ઉપપત્ની અથવા રખાયત તરીકે રહેતાં હતાં અને તેથી જ નવ્વાબે આ આજ્ઞા મોકલી છે."

મહમ્મદ શફીના મુખમાંથી નીકળેલા આ શબ્દોને સાંભળતાં જ હલનીએ ભ્રૂસંકોચ કર્યો; તેની સ્થિરજલરાશિશાલિની લલાટ-ભાગમાં તરંગો ઉદ્‌ભવવા લાગ્યા અને તેનું ભ્રૂધનુષ્ય ચિન્તાગુણથી યુક્ત થયેલું દેખાવા લાગ્યું, અર્થાત્ તેના ભ્રૂધનુષ્યમાં ચિન્તારજ્જુ બંધાયલી દૃષ્ટિગોચર થવા લાગી. તેના આવા સ્વરૂપને જોઇને મહમ્મદ શફીને જાણે તેના ચરણ નીચેની ભૂમિ સરી જતી હોયની! એવો ભાસ થવા લાગ્યો. હલનીએ પ્રભાવદર્શક ભાવથી મહમ્મદ શફીને પૂછ્યું કેઃ "નવ્વાબને તમોએ આવો અસત્ય વૃત્તાન્ત લખી જણાવ્યો તેનું કારણ શું વારૂ?" મહમ્મદ શરીએ એ પ્રશ્નના ઉત્તરમાં તે અસત્ય વૃત્તાંત લખી જણાવવાનું જે કારણ હતું તે વિસ્તાર પૂર્વક હલનીને કહી સંભળાવ્યું.

તે કારણને જાણી લીધા પછી હલનીએ કહ્યું કેઃ "જરા એ આજ્ઞાપત્ર આપો એટલે હું બીજી વાર બરાબર વાંચી લઉં."

મહમ્મદ શરીએ બીજી વાર આજ્ઞાપત્ર હલનીના હસ્તમાં આપ્યું અને હવે તે આજ્ઞાપત્ર હલનીને બનાવટી નહિ, પણ યથાર્થ જણાતાં તેણે મહમ્મદ શફીને પૂછ્યું કેઃ "વિષ ક્યાં છે?"

"વિષ ક્યાં છે?" એ પ્રશ્ન સાંભળીને મહમ્મદ શરી

આશ્ચર્યચકિત થઇ ગયો અને તેણે પૂછ્યું કેઃ " વિષની પૃચ્છા આપ શામાટે કરો છો વારૂ ? "

" નવ્વાબની શી આજ્ઞા છે ? " દલનીએ પૂછ્યું.

" આપને વિષપાન કરાવવાની." મહમ્મદ શફીએ ઉત્તર આપ્યું.

" અને તેથી જ હું પૂછું છું કે વિષ ક્યાં છે ? લાવો, મને વિષ આપી દો. " દલનીએ વિષપાનમાટે આતુરતા દર્શાવી.

" તો શું ખરેખર આપ વિષપાન કરવાની ઇચ્છા ધરાવો છો ? " મહમ્મદ શફીએ આશ્ચર્યવિસ્ફારિત નયનોથી પૂછ્યું.

" આ મારા નવ્વાબની આજ્ઞા હોવાથી એ આજ્ઞાનું પાલન કરવું એ મારો પરમધર્મ છે અને એ જ મારૂં પ્રધાન કર્તવ્ય છે. " દલનીએ તેજસ્વિની મુખમુદ્રા તથા ઓજસ્વિની વાણીથી આ શબ્દો ઉચ્ચાર્યા.

મહમ્મદ શફી મર્મના આભ્યન્તર ભાગમાં લજ્જાથી મરી ગયો અને કહેવા લાગ્યો કેઃ " જે કાંઇ થવાનું હતું તે થઇ ગયું છે; પરંતુ હવે આપને વિષપાન કરવું નહિ પડે; કારણ કે, હું એ પ્રસંગને ટાળી દેવાનો ઉપાય કરીશ. "

દલનીનાં લોચનોમાંથી કોપના યોગે અગ્નિસ્ફુલિંગો બહિર્ગત થવા લાગ્યા અને પોતાના સુકોમળ દેહને ઉન્નત કરીને તે કહેવા લાગી કેઃ " જે વ્યક્તિ તારા જેવા પાપિષ્ઠ પુરુષના હસ્તથી પ્રાણદાનને સ્વીકારવાની ઇચ્છા ધરાવતી હોય તે વ્યક્તિ તારા કરતાં પણ અધમ હોવી જોઇએ એ નિર્વિવાદ હોવાથી અને મારામાં એ અધમતાનો અભાવ હોવાથી હું તને પુનઃ કહું છું કે મને વિષ લાવી આપ અને વિષપાન કરીને મરી જવા દે. "

મહમ્મદ શફી દલનીના સૌન્દર્યની સમીક્ષા કરવા લાગ્યો અને મનમાં તે સૌન્દર્યની મુક્ત કંઠથી સ્તુતિ કરવા લાગ્યો; કારણ કે, તે નવીના સુન્દરીના શરીરમાં યૌવનવર્ષાના યોગે જાણે રૂપની સરિતા ઉભરાઇ જવાની અણીપર આવી લાગી હોયની ! કિંવા સંપૂર્ણ

યૌવનવસંતમાં તેનાં અંગમુકુલો સંપૂર્ણ પ્રસ્ફુટિત થયાં હોયની ! એવો જ તેને ભાસ થવા લાગ્યો હતો. અર્થાત્ તેના સૌન્દર્યમાં વસન્ત તથા વર્ષાની એકત્રતા થયેલી દેખાતી હતી. જે સુન્દરીનાં સૌન્દર્યની મહમ્મદ શાહી અત્યારે સ્થિર દૃષ્ટિથી સમીક્ષા કરી રહ્યો હતો તે સુન્દરીનું હૃદય જો કે દુઃખથી વિદીર્ણ થઇ જતું હતું, તથાપિ મહમમ્મદ શાહીના હૃદયમાં તેના દર્શનથી અગાધ સુખ કિંવા આનન્દનો આવિર્ભાવ થતો હોવાથી તે મનોગત કહેવા લાગ્યો કે: "અય પરવરદિગાર, તેં દુઃખમાં પણ આટલી સીમા પર્યન્ત સુન્દરતાનો સમાવેશ શા કારણથી કર્યો છે વારૂ ? ઝંઝાવાતના આઘાતથી ઇતસ્તતઃ અટવાતા પ્રસ્ફુટિત પુષ્પ સમાન કિંવા તરંગોના વમળમાં સપડાયલી આનંદનૌકા તુલ્ય આ દુઃખિની યુવતીને સ્વીકારીને હું શું કરીશ અને એને કયાં રાખી શકીશ ?" એ ક્ષણે જ શયતાને ત્યાં આવીને અત્યંદ મંદ સ્વરથી શાહીના કાનમાં કહ્યું કે: " હૃદયમાં ! "

શયતાનનો આ ગુરુમંત્ર મળતાં જ મહમ્મદ શાહીની બુદ્ધિમાં વિકારનો આવિર્ભાવ થયો અને તેથી તે દ્દલનીને સંબોધીને કહેવા લાગ્યો કે: " સાંભળ, સુન્દરી ! તું પોતાના પ્રેમને મારામાં સ્થાપી દે અને મારી પ્રિયતમા થઇ રહે એટલે વિષપાનનો પ્રસંગ તારા શિરપરથી ટળી જશે અને તારા જીવનની અવશ્ય રક્ષા થશે."

મહમ્મદ શાહીના મુખમાંથી આ અભદ્ર શબ્દો નીકળતાં જ, અમને લખતાં પણ લજ્જા થાય છે કે, દ્દલનીએ મહમ્મદ શાહીના વક્ષસ્થળમાં લત્તાપ્રહાર કરીને તેને ભૂમિપર પછાડી નાખ્યો.

મહમ્મદ શાહી દ્દલનીને વિષપાત્ર આપી શક્યો નહિ અને તેથી તે જ્યાં પડયો હતો ત્યાંથી ઉઠીને દ્દલની પ્રતિ અર્ધ દૃષ્ટિપાત કરતો ત્યાંથી ચાલતો થઇ ગયો. મહમ્મદ શાહીના ચાલ્યા જવા પછી દ્દલની માટીમાં આળોટતી અને રોતી રોતી બોલવા લાગી કે: " હે રાજરાજેશ્વર ! હે શાહનશાહ ! અને હે બાદશાહોના પણ બાદશાહ !

પોતાની આ દીન દાસીને અપાયલી આ આજ્ઞાનો અર્થ શો છે વારૂ
મારે વિષપાન કરવું કે કેમ ? જો આપની જ આજ્ઞા હોય, તો પછી મા
વિષપાન શામાટે ન કરવું વારૂ ? કારણ કે, આપનો અનુરાગ કિંવા આદ
તે જ મારૂં અમૃત તથા આપનો કોપ કિંવા તિરસ્કાર તે જ મા
વિષ હોવાથી આપનો જ્યારથી મારા પ્રતિ તિરસ્કાર થયો છે ત્યાર
થી જ મેં વિષપાન તો કરી જ લીધું છે એટલે હવે પ્રત્યક્ષ વિષ-
પાન એનાથી અધિક તે શી યંત્રણા આપી શકે તેમ છે વારૂ
હે રાજાધિરાજ, વિશ્વના પ્રકાશ, અનાથોની એકમાત્ર આશ્ર
પૃથ્વીપતિ, ઇશ્વરના પ્રતિનિધિ અને દયાના સાગર ! અત્યારે આ
ક્યાં છો ? હું આપની આજ્ઞાથી હસતી હસતી વિષપાન કરીશ
પરંતુ એ દૃશ્યને જોવામાટે આપ પોતે અત્યારે મારા સમ
આવીને ઊભા નથી રહ્યા એ જ દુઃખ મારા હૃદયને નિર્દયતાથ
વિદારી નાખે છે ! ”

કરીમન્ નામની જે એક પરિચારિકા અથવા બાંદીને દલની
બેગમની સેવા કિંવા પરિચર્યામાટે નિયુક્ત કરવામાં આવી હત
તેને બોલાવીને દલનીએ પોતાના શરીરપર અવશિષ્ટ રહેલા અલ
કારોને ઊતારીને તેના હસ્તમાં આપી દીધા અને ત્યારપછી કહ્યું ,
“ કોઇના જાણવામાં ન આવી શકે તેવી રીતે કોઇ હકીમ પાસેથ
મને એવી દવા લાવી આપ કે જે દવાથી મને મીઠી ઊંઘ આ
જાય અને મારી તે નિદ્રાનો મારી આ જિન્દગીમાં કદાપિ ભંગ ન
થાય. તે ઔષધનું જે કાંઇ પણ મૂલ્ય હોય તે આ અલંકારોને
વેચીને હકીમને આપી દેજે અને જે કાંઇ બાકી રહે તે તું પોતે
રાખી લેજે. ”

કરીમન્ દલનીનાં અશ્રુપૂર્ણ નયનોને જોઇને તેના હૃદય-
ભાવને જાણી ગઇ અને તેથી પ્રથમ તો તેણે દલનીની એ આજ્ઞાને
સ્વીકાર ન કર્યો; પરંતુ દલનીએ વારંવાર આગ્રહ કરવા માંડ્યો
એટલે અંતે તે પૈસાની ભૂખી બાંદી ધનના લોભથી મૂર્ખ બની ગ

અને દલનીને તેની ઇચ્છા અનુસાર ઔષધ લાવી આપવામાટે સંમત તથા તત્પર થઇ ગઇ.

હકીમે ઔષધ આપ્યું અને એક હલકારાએ આવીને મહમ્મદ શફીને એવા સમાચાર ગુપ્ત ભાવથી સંભળાવ્યા કેઃ " કરીમન્ બાંદી આજે થોડી વાર પહેલાં જ હકીમ મીરજા હબીબ પાસેથી ઝેર ખરીદી લાવી છે. "

મહમ્મદ શફીએ કરીમન્‌ને બોલાવીને સારી રીતે ધમકાવી એટલે કરીમને જે વાર્તા હતી તે તેના સત્ય સ્વરૂપમાં મહમ્મદ શફીને સંભળાવી દીધી અને અંતમાં જણાવ્યું કેઃ " મેં તે ઝેર લાવીને દલની બેગમને આપ્યું છે. "

એ સર્વ કથા સાંભળીને મહમદ શફી દલની બેગમ પાસે આવ્યો અને ત્યાં જે દૃશ્ય તેના જોવામાં આવ્યું તેથી તે ભયભીત તથા આશ્ચર્યચકિત થઇ ગયો; કારણ કે, દલની એ વેળાયે એક આસન-પર પોતાના મુખ તથા પોતાની દૃષ્ટિને ઊર્ધ્વ રાખીને હસ્તદ્વય જોડી બેઠી હતી; તેનાં વિસ્ફારિત પદ્મપલાશ લોચનોમાંથી નીકળતી જલની ધારાઓનો તેના વસ્ત્રપર પાત થઇ રહ્યો હતો અને તેના સમક્ષ રિક્ત પાત્ર પડેલું હતું. અર્થાત્ દલનીએ વિષપાન કરી લીધું હતું.

મહમ્મદ શફીએ જિજ્ઞાસા દર્શાવી કેઃ " આ પાત્ર અહીં શાનું પડ્યું છે વારૂ ? "

એના ઉત્તરમાં દલનીએ જણાવ્યું કેઃ " આ વિષનું પાત્ર છે. હું તારા જેવી નમકહરામ ન હોવાથી મેં મારા માલિકના હુકમની તામીલ કરી બતાવી છે અને જો તું નમકહલાલ હોય, તો તું પણ આ પાત્રમાં જે વિષ બાકી રહેલું છે તે પી લે અને મારી સાથે જ ચાલ જન્નતમાં ! "

મહમ્મદ શફી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પાષાણપ્રતિમા પ્રમાણે નિશ્ચલ તથા નીરવ થઇને ત્યાં ઊભો રહ્યો. દલનીએ ધીમે ધીમે શયન કર્યું, પોતાનાં નેત્રોને મીચી લીધાં, તેના સમક્ષ સર્વત્ર

અંધકાર વ્યાપી ગયો અને દલની બેગમ આ પ્રપંચપરાયણ સંસારને ત્યાગીને શાશ્વતસુખદાયક સ્વર્ગના માર્ગમાં પ્રયાણ કરી ગઇ.



## તૃતીય પરિચ્છેદ

### રાજા અને રંક

> "I have a touch of your condition
> That can not brook the accent of reproof."
>
> *Shakespeare.*

**મી**ર કાસિમની સેના કાટોયા અથવા કાટવાના યુદ્ધમાં પરાજિત થઇને પાછી આવી હતી અને ત્યારપછી ગિરિયાની રણભૂમિમાં નવ્વાબની એક વાર પરાજય પામેલી સેનાનો પુનઃ પરાજય થયો અને નવ્વાબનું ફૂટેલું નસીબ બીજી વાર પણ ફૂટી ગયુ; અર્થાત્ ગિરિયાના યુદ્ધમાં મુસલ્માન સેના અંગ્રેજોના બાહુબળથી વાયુના આઘાતથી છિન્ન ભિન્ન થતા ધૂલિરાશિ પ્રમાણે તાડિતા થઇને છિન્નભિન્ન થઇ ગઈ. ગિરિયાના યુદ્ધમાં મૃત્યુના મુખમાંથી બચી ગયેલા મુસલ્માન સૈનિકો પલાયન કરીને ઉદયનાલા*માં આવી ભરાવા લાગ્યા. ત્યાં ચારે તરફ ખાઈ ખોદીને મુસલ્માનો અંગ્રેજ સેનાની ગતિને અટકાવવાનો ઉદ્યોગ કરી રહ્યા હતા.

**મીર** કાસિમ પોતે પણ ત્યા આવી લાગ્યો અને **મીર** કાસિ-

---

* "મીર કાસિમ" નામક ઐતિહાસિક ગ્રંથના લેખક બાબૂ શ્રી અક્ષયકુમાર મૈત્રેય પોતાના ગ્રંથમાં જણાવે છે કે: "ઉપન્યાસ–નવલકથામાંનું ઉદયનાલા નામ તે યથાર્થ નામ નથી; કારણ કે, એ નાલાનું નામ ઉધવા છે અને તેના યોગે તે સ્થાનનું નામ ઉધવાનાલા થયેલું છે માત્ર એટલું જ નહિ, પણ એ જ નામ અત્યારે પણ પ્રચલિત છે,"

'મીર કાસિમ' (બંગાળી); પૃષ્ઠ ૧૭૨, ફુટનોટ.

અનુવાદક

મના આવ્યા પછી સૈયદ અમીર હુસેને તેની પાસે આવીને તેને જણાવ્યું કે: " એક કયદી આપ નામદારના દર્શનમાટે અત્યંત આતુર છે અને તે આપ નામદારને કોઇ એક વિશિષ્ટ વાર્તા કહેવાની ઇચ્છા ધરાવે છે. એ વાર્તા આપ નામદાર વિના અન્ય કોઇને કહેવાની તેની ઇચ્છા નથી. "

" તે કોણ છે વારૂ ? " મીર કાસિમે પૂછ્યું.

નવ્વાબના એ પ્રશ્નના ઉત્તરમાં સૈયદ અમીર હુસેન કહેવા લાગ્યો કે: " તે એક ઔરત છે અને કલકત્તાથી આવી છે. વૉરન્ હેસ્ટિંગ્સ્ સાહેબે એક પત્ર આપીને તેને અહીં મોકલી છે એટલે તે વાસ્તવિક કયદી નથી. તે પત્ર યુદ્ધની ઘટનાથી પૂર્વે લખાયલું હોવાથી આ ખાદિમે તે પત્રને સ્વીકારી લીધું છે; છતાં એમાં મારો જો કાંઇ પણ ગુનાહ થયો હોય, તો આ ખાદિમ આપ નામદાર સમક્ષ હાજિર છે. " આમ કહીને અમીર હુસેને તે પત્ર નવ્વાબને વાંચી સંભળાવ્યું.

વૉરન્ હેસ્ટિંગ્સે તે પત્રમાં લખ્યું હતું કે: " હું આ ઔરતને ઓળખતો નથી. આ ઔરતે બહુ જ દુઃખિત અવસ્થામાં મારી પાસે આવીને મને કહ્યું હતું કે: ' કલકત્તામાં હું સર્વથા નિઃસહાય હોવાથી જો દયા કરીને આપ મને નવ્વાબ પાસે મોકલી આપશો, તો મારી રક્ષા થઇ જશે અને નહિ તો હું વગર મોતે મરી જઇશ.' અર્થાત્ આપ સાથેના અમારા યુદ્ધની તૈયારીઓ જો કે અત્યારે ચાલી રહી છે; તથાપિ અમારી જાતિ સ્ત્રીજાતિ સાથે વૈરભાવ રાખનારી તથા વિવાદ કરનારી ન હોવાથી મેં આ ઔરતને આપ પાસે મોકલી દીધી છે. આ ઔરતના સંબંધમાં સારી કે નઠારી બીજી કોઇ પણ વાર્તા મારા જાણવામાં નથી. "

પત્રમાંની વિગત સાંભળીને નવ્વાબે તે ઔરતને પોતા સમક્ષ લઇ આવવાની અનુમતિ આપી અને તેથી સૈયદ અમીર હુસેન બહાર જઇને તે ઔરતને અલ્પ સમયમાં જ અંદર લઈ આવ્યો.

નવ્વાબે જોયું તો તે દલની બેગમની બાંદી કુલ્સૂમ પોતે જ હતી.

નવ્વાબે કોપાયમાન થઇને તેને પૂછ્યું કે: "બાંદી, તું વળી અહીં શી ઇચ્છાથી આવી છે? શું, ત્યારે તારી પણ મરી.જવાની ઇચ્છા છે?"

કુલ્સૂમ નવ્વાબના મુખમંડળમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરીને કહેવા લાગી કે: "આપનાં બેગમ સાહબા ક્યાં છે? દલની બીબી ક્યાં છે?" અમીર હુસેન કુલ્સુમની વાક્યપ્રણાલી તથા સંભાષણ-પદ્ધતિને જોઇને ભયભીત થયો અને તેથી નવ્વાબને નમન કરીને ત્યાંથી ચાલતો થઇ ગયો.

નવ્વાબે કુલ્સુમના એ પ્રશ્નના ઉત્તરમાં કોપથી જણાવ્યું કે: "જે સ્થાનમાં તે પાપિષ્ઠા ગયેલી છે તે સ્થાનમાં હું તને પણ સત્વર રવાના કરી દઇશ."

"હું પણ તે સ્થાનમાં જઇશ અને આપ નામદાર પણ તે સ્થાનમાં પધારશો એવી મારી માન્યતા છે અને તેથી જ હું અત્યારે આપ સમક્ષ આવીને ઉપસ્થિત થઇ છું; કારણ કે, માર્ગમાં લોકોના મુખથી એવી વાર્તા મારા સાંભળવામાં આવી છે કે દલની બેગમ આત્મહત્યા કરીને મરી ગયાં છે; તો એ વાર્તા સત્ય છે કે કેમ?" કુલ્સૂમે અત્યંત નિર્ભયતા તથા ઉત્તેજનાથી આ ઉદ્ગારો કાઢીને દલની બેગમની આત્મહત્યા વિષયક લોકમાન્યતા સત્ય હતી કે કેમ તે જાણવાની ઇચ્છા દર્શાવી.

"દલની આત્મહત્યા કરીને મરી ગઇ છે? નહિ, આત્મ-હત્યા કરીને મરી ગઇ નથી, કિન્તુ રાજદંડથી જ નરકવાસિની થઇ છે. તું પણ તેના દુષ્કર્મમાં તેને સહાયતા આપનારી હોવાથી શિકારી કૂતરાનો ભક્ષ થવાની છે એ તારે પણ યાદ રાખી લેવું, સમજી?" નવ્વાબે કુલ્સુમના ભ્રમનો આ શબ્દોથી નિરાસ કરી નાખ્યો.

કુલ્સૂમ નવ્વાબના મુખથી આ વાર્તા સાંભળીને ભૂમિપર પછડાઇને આર્તનાદ કરવા લાગી અને નવ્વાબને પોતાના મુખમાં

જેવી આવે તેવી ગાળો ભાંડવાનો તેણે નિર્ભયતાથી આરંભ કરી દીધો. તેની આ ગાળોને સાંભળીને ચારે તરફથી સૈનિકો, ઉમરા, અનુચરો તથા રક્ષકો આવીને ત્યાં ઉપસ્થિત થઈ ગયા અને તેમનામાંનો એક મનુષ્ય કુલ્સૂમને તેનો ચોટલો ઝાલીને ત્યાંથી ખેંચી જવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ નવ્વાબે તેને તેમ કરતો અટકાવી દીધો; કારણ કે, કુલ્સૂમના આવા વ્યવહારથી નવ્વાબ પોતે આશ્ચર્યચકિત થઈ ગયો હતો. તે મનુષ્ય નવ્વાબના નિષેધથી દૂર ખસી ગયો એટલે કુલ્સૂમ સર્વને સંબોધીને કહેવા લાગી કે: "આપ સર્વ જનો અચાનક અત્યારે અહીં આવી લાગ્યા છો એ એક રીતે બહુ જ સારૂં થયું છે. હવે હું આપને એક અપૂર્વ કથા સંભળાવું છું તે લક્ષ પૂર્વક સાંભળી લ્યો; કારણ કે, અલ્પ સમયમાં જ મારા વધની આજ્ઞા અપાઇ જશે અને જો હું મરી જઇશ, તો એ અપૂર્વ કથા પણ મારી સાથે સદાને માટે મરી જશે તથા કબ્રમાં દટાઇ જશે. આ કારણથી મારી એ કથા અત્યારે અને આ ક્ષણે જ આપ સર્વ કૃપા કરીને સાંભળી લ્યો."

આ પ્રમાણેનો પ્રસ્તાવ કરીને કુલ્સૂમ અત્યંત ગંભીર મુખમુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગી કે: "સાંભળો, સૂબા બંગાલ તથા બિહારમાં મીર કાસિમ નામક એક મહામૂર્ખ નવ્વાબ રાજ્ય કરી રહ્યો છે. એ નવ્વાબની દલની નામક એક બેગમ હતી અને તે નવ્વાબના સેનાપતિ ગુરગનખાનની હમ્શીરા અથવા ભગિની થતી હતી."

કુલ્સૂમના મુખમાંથી આ શબ્દો નીકળ્યા પછી કોઇએ પણ પુનઃ તેનાપર આક્રમણ કરવાનો ઉદ્યોગ ન કર્યો; સર્વ જનો અર્થપૂર્ણ દૃષ્ટિથી એક બીજાના મુખને જોઈ રહ્યા અને સર્વ જનોનાં હૃદયોમાં કૌતુહલની વૃદ્ધિ થવા લાગી. નવ્વાબ પણ કાંઇ ન બોલ્યો. સર્વત્ર મૌનના સામ્રાજ્યને વ્યાપેલું જોઇને કુલ્સૂમ પુનઃ ગંભીરતાથી બોલવા લાગી કે: "ગુરગનખાન તથા દૌલતુન્નિસા એટલે કે દલની બેગમ

ઈસ્પહાનથી પરામર્શ કરીને આજીવિકાનાં સાધનોને પ્રાપ્ત કરવામાટે બંગાળામાં આવ્યાં હતાં. દલનીએ જે વેળાયે મીર કાસિમના જનાનખાનામાં એક બાંદી તરીકે પ્રવેશ કર્યો હતો તે વેળાયે તેઓ બન્ને એક બીજાના લાભની રક્ષામાટે અને પરસ્પર સહાયક થવામાટે એક વિશિષ્ટ પ્રતિજ્ઞાના બંધનથી બંધાયાં હતાં."

કુલ્સૂમે ત્યાર પછી જે રાત્રે તે અને દલની બેગમ ગુરગનખાનના આગારમાં ગઈ હતી તે રાત્રિની ઘટનાનો સમસ્ત વૃત્તાન્ત વિસ્તાર પૂર્વક કહી સંભળાવ્યો અને ગુરગનખાન સાથે દલનીનો જે વાર્તાલાપ થયો હતો તે પણ દલનીના મુખથી સાંભળ્યા પ્રમાણે અક્ષરશઃ સર્વ જનોને સંભળાવી દીધો. તત્પશ્ચાત્ દુર્ગમાં પ્રવેશવાનો નિષેધ, બ્રહ્મચારીએ આપેલી સહાયતા, પ્રતાપના આગારમાં અવસ્થિતિ, પ્રતાપના આગારપર અંગ્રેજોએ કરેલું આક્રમણ તથા શૈવલિનીના ભ્રમથી દલનીનું કરેલું હરણ, નૌકામાં કારાવાસ, આમિયેટ્ આદિ અંગ્રેજોનું મૃત્યુ, ફૉસ્ટર સાથે તેનું તથા દલનીનું પલાયન અને ફૉસ્ટરે ગંગાના નિર્જન તીરપ્રાંતમાં કરેલો દલનીનો પરિત્યાગ એ સર્વ ઘટનાઓ એક પછી એક વર્ણવીને અંતમાં કુલ્સૂમ કહેવા લાગી કેઃ—

"એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ નથી કે તે વેળાયે મારા સ્કંધપર શયતાન આરૂઢ થયેલો હતો; કારણ કે, જો તેમ ન હોત, તો હું બેગમને ત્યાગીને અંગ્રેજ સાથે કલકત્તા જાત ખરી કે? તે પાપિષ્ટ ફિરંગીના દુઃખને જોઇને તેના પ્રતિ મારા મનનું-પણ હવે એ કથાને વર્ણવવાથી કશો પણ લાભ નથી. બેગમને ત્યાગતી વેળાયે મારી એવી માન્યતા હતી કે નવ્વાબની નૌકા પાછળ પાછળ ચાલી આવે છે એટલે તે નૌકા બેગમને ઉપાડી લેશે અને નવ્વાબ સમક્ષ પહોંચાડી દેશે. જો મારી આવી દૃઢ માન્યતા ન થઇ હોત, તો હું બેગમને કદાપિ ત્યાગી દેત નહિ. પરંતુ મારા એ પ્રમાદ કિંવા અપરાધની મને પણ યોગ્ય શિક્ષા મળી ગઈ છે; કારણ કે, બેગમને

નૌકામાંથી ઊતારી દીધા પછી મારા હૃદયમાં દુઃખ તથા શોકનો આઘાત થતાં મેં ફ્રૅાસ્ટરને મને પણ તીરપ્રાંતમાં ઊતારી દેવામાટેની પ્રાર્થના કરી; પરંતુ મારી પ્રાર્થનાને તેણે ન સ્વીકારી અને મને તીરપ્રાંતમાં ન ઊતારી તે અંતપર્યન્ત ન જ ઊતારી. કલકત્તામાં પહોંચ્યા પછી જે કોઈ પણ મારા જોવામાં આવતું હતું તેને હું મને મોંગીર પાછી મોકલી આપવામાટેની પ્રાર્થના કર્યા કરતી હતી; પરંતુ મારી એ પ્રાર્થનાને કોઇએ પણ લક્ષમાં ન લીધી અને મારી ઇચ્છા પૂર્ણ ન થઈ. ત્યાર પછી મારા સાંભળવામાં આવ્યું કે હેસ્ટિંગ્સ્ સાહેબ બહુ દયાળુ પુરુષ છે એટલે હું રડતી રડતી તેમની પાસે ગઇ અને મેં તેમનાં ચરણોને પકડી લીધાં. અંતે તેમની કૃપાથી જ હું આ સ્થાનમાં નિર્વિઘ્ન પહોંચી શકી છું. બસ, મારે જે કાંઇ પણ કહેવાનું હતું તે મેં કહી દીધું છે એટલે નવ્વાબ સાહબ, હવે મારા વધની જે તૈયારી કરાવવાની હોય તે કરાવી લો; કારણ કે, હવે આ સંસારમાં જીવિત રહેવાની મારી લેશમાત્ર પણ આકાંક્ષા નથી.” આ અંતિમ વાક્ય ઉચ્ચારીને કુલ્સમે હૃદયવિદારક રોદનનો આરંભ કરી દીધો.

બહુમૂલ્ય સિંહાસને શતશતરશ્મિપ્રતિઘાતી રત્નરાજી ઉપર વિરાજેલો હોવા છતાં બંગાળાનો નવ્વાબ અધોવદન થઇ ગયો; કારણ કે, તેના આવા અને આટલા વિશાળ સામ્રાજ્યનો રાજદંડ તેના હસ્તમાંથી ધીમે ધીમે સરકતો જતો હતો અને તેને પોતાના હસ્તમાં અવિચળ રાખવામાટેનો તેનો કોઇ પણ પ્રયત્ન ફળીભૂત થાય એવો રંગ દેખાતો ન હોતો. પરંતુ જે અજેય રાજ્ય કોઈ પણ પ્રકારના યત્ન વિના જ સુરક્ષિત રહી શકે તેમ હતું, તે અજેય રાજ્ય ક્યાં ગયું વારૂ ? અર્થાત્ નવ્વાબે કુસુમને ત્યાગીને કંટકનો જ આદર કર્યો હતો અને તેથી કુલ્સુમ સર્વથા સત્ય જ બોલી હતી કે: “બંગાળાનો નવ્વાબ મૂર્ખ છે !”

નવ્વાબ પોતાના અમીરોને સંબોધીને કહેવા લાગ્યો કે: “ મારા

કથનને શાંતિ તથા લક્ષ પૂર્વક સાંભળી લ્યો. હવે આ રાજ્યની મારાથી રક્ષા કરી શકાય તેમ નથી. આ બાંદીએ જે ' બંગાળાનો નવ્વાબ મૂર્ખ છે ! ' એવા શબ્દો ઉચ્ચાર્યા છે તે સર્વથા સત્ય છે. જો તમારાથી કરી શકાય, તો સૂબાની રક્ષા કરો; કારણ કે, હું તો હવે જાઉં છું. હું ફરીદાબાદના કિલ્લામાં ઔરતોની સાથે છુપાઈ રહીશ અથવા તો ફકીરીને સ્વીકારી લઈશ ! " આ વાક્યો ઉચ્ચારતાં નવ્વાબનું બલિષ્ઠ શરીર જળપ્રવાહના મધ્યમાં રોપેલા વંશખંડ–વાંસડા–પ્રમાણે કંપી રહ્યું હતું અને તેનાં નયનોમાં નીરનો આવિર્ભાવ થવા લાગ્યો હતો; તથાપિ પોતાનાં અશ્રુની ગતિનો અવરોધ કરીને નવ્વાબ ક્ષણ પશ્ચાત્ પુનઃ ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ " મારા બંધુજનો, સાંભળો. જો મને પણ સિરાજુદ્દૌલા પ્રમાણે અંગ્રેજો અથવા તેમના અનુચરો મારી નાખે, તો તમારી પાસેથી હું માત્ર એટલી જ ભિક્ષા માગું છું કે મારી કબ્ર દલની બેગમની કબ્ર જ્યાં હોય ત્યાં જ ચણાવજો અને મારી લાશને તેની લાશની પાસે જ દફનાવજો. અત્યારે મારાથી હવે વધારે બોલી શકાતું નથી એટલે જો તમારે જવું હોય, તો ભલે જાઓ. પણ હા, મારી એક આજ્ઞાનું પાલન કરો અને તે એ કે મહમ્મદ શફીને એક વાર જોવાની મારી આકાંક્ષા હોવાથી મારી તે આકાંક્ષાને પૂર્ણ કરી બતાવો. અલી ઈબ્રાહીમખાં ! "

" શી આજ્ઞા છે, આલીજાહ ? " અલી ઇબ્રાહીમખાંએ પૂછ્યું.

" આ વિશ્વમાં મારો તમારા જેવો અન્ય કોઈ પણ હિતૈષી બંધુ ન હોવાથી મારી અત્યારે તમને માત્ર એટલી જ પ્રાર્થના છે કે તમો કોઈ પણ ઉપાયે મહમ્મદ શફી ખાનને એક વાર મારી પાસે લઈ આવો." મીર કાસિમે અલી ઇબ્રાહીમખાનને પોતાની ઇચ્છા દર્શાવી.

અલી ઈબ્રાહીમખાં નવ્વાબને નમન કરીને તંબૂમાંથી બહાર નીકળ્યો અને તત્કાળ તેણે અશ્વપર આરોહણ કરીને ત્યાંથી ચાલવા માંડ્યું.

ત્યાર પછી નવ્વાબે પૂછ્યું કે: "અન્ય કોઈ પુરુષ મારા પર ઉપકાર કરવાને તૈયાર છે કે કેમ?"

સર્વ જનો હસ્તદ્વય જોડીને તેની આજ્ઞાની પ્રતીક્ષા કરવા લાગ્યા એટલે નવ્વાબે કહ્યું કે: "તમારામાંથી કોઇ તે ફિરંગી ફૉસ્ટરને પકડીને અહીં લઈ આવવાને સમર્થ છે ખરો કે?"

"તેને શોધીને પકડી લાવવામાટે હું અત્યારે અને આ ક્ષણે જ કલકત્તાની દિશામાં પ્રયાણ કરી જાઉં છું." અમીર હુસેને એ કાર્યનો ભાર આ શબ્દોના ઉચ્ચારથી પોતાના શિરપર ધારી લીધો.

નવ્વાબ કેટલાક સમય પર્યન્ત વિચારમાં નિમગ્ન રહ્યો અને ત્યાર પછી બોલ્યો કે: "અને એ શૈવલિની કોણ છે વારુ? એ શૈવલિનીને કોઇ મારી પાસે લાવી શકે તેમ છે ખરું કે?"

એના ઉત્તરમાં મહમ્મદ ઈર્ફાને હસ્તદ્વય જોડીને કહ્યું કે: "હવે તે કદાચિત્ પાછી પોતાને ઘેર આવી ગઈ હશે એટલે હું તેને લઇને અલ્પ સમયમાં જ પાછો આપ નામદારની ખિદમતમાં હાજિર થઇ જઇશ."

આવી રીતે શૈવલિનીને લાવવાના કાર્યભારને પોતાના મસ્તકપર ધારી લઇને મહમ્મદ ઈર્ફાને પણ ત્યાંથી વિદાય થવાની આજ્ઞા લઇ લીધી.

તેના જવા પછી નવ્વાબે ગંભીરતાથી કહ્યું કે: "જે બ્રહ્મચારીએ મોંગીરમાં દલની બેગમને આશ્રય આપ્યો હતો તે બ્રહ્મચારીનો કોઇ શોધ કરી શકે તેમ છે કે કેમ?"

"જો આપ નામદારની આજ્ઞા હોય, તો આ ગુલામ શૈવલિનીને શોધી કાઢ્યા પછી તે બ્રહ્મચારીને શોધી લાવવામાટે બારોબાર મોંગીર જવાને તૈયાર છે." મહમ્મદ ઇર્ફાને કહ્યું.

અંતે નવ્વાબે પૂછ્યું કે: "ગુરગનખાન અહીંથી કેટલાક દૂરના અંતરપર છે વારુ?"

નવ્વાબના એ પ્રશ્નના ઉત્તરમાં અમાત્યોએ જણાવ્યું કે:

" ગુરગનખાન સૈન્યને લઇને ઉદયનાલાની દિશામાં આવવાને નીકળ્યો છે એવી વાર્તા અમારા સાંભળવામાં આવી છે; પરંતુ અદ્યાપિ તે અહીં આવી પહોંચ્યો નથી."

નવ્વાબ મનોગત પૂછવા લાગ્યો કે: " સૈન્ય, સેના, ફૌજ? કોનું સૈન્ય, કોની સેના અને કોની ફૌજ? "

કોઇએ ગુપ્ત ભાવથી કહ્યું કે: " તેની પોતાની! "

અમાત્યો ત્યાંથી વિદાય થઇ ગયા અને તેમના વિદાય થઇ ગયા પછી નવ્વાબ પોતે પણ પોતાના રત્નસિંહાસનને ત્યાગીને ઊઠયો, તેણે પોતાના હીરકખચિત રાજમુકુટને દૂર ફેંકી દીધો, પોતાના કંઠમાંની મુક્તામાળાને તોડી નાખી અને પોતાના રત્નખચિત વેશને શરીરપરથી દૂર કરી નાખ્યો. ત્યાર પછી નવ્વાબ ભૂમિપર આળોટીને " દલની, દલની! " એવી રીતે દલનીના નામને જપતો ઉચ્ચ સ્વરથી રોદન કરવા લાગ્યો.

આ સંસારમાં નવ્વાબી આવા સ્વરૂપની હોય છે.

## ચતુર્થ પરિચ્છેદ

### જૉન્ સ્ટૅલ્કાર્ટ્

"The only art his guilt to cover,
To hide his shame from very eye,
The breaker of the chastity's tower,
O Providence! here he soon should die."

*Anonymous.*

ગત પરિચ્છેદમાં એ વાર્તા તો પાઠકો તથા પાઠિકાઓના જાણવામાં આવી ગઇ છે કે કુલ્સમ સાથે વૉરન્ હેસ્ટિંગ્સ્નો સાક્ષાત્કાર થયો હતો. અર્થાત્ કુલ્સમે વૉરન્ હેસ્ટિંગ્સ્ને પોતાની દુર્દશાની

કથા વિસ્તાર પૂર્વક સંભળાવતાં ફૉસ્ટરનાં સર્વ કાર્યોનો પણ પરિચય કરાવી દીધો; અને એ સ્વાભાવિક જ હતું; કારણ કે, ફૉસ્ટરનાં કાર્યોનો પરિચય કરાવ્યા વિના તેની દુર્દશાની કથા સંપૂર્ણ થાય તેમ હતું જ નહિ.

ઇતિહાસમાં વૉરન્ હેસ્ટિંગ્સ્નો એક પરપીડક તથા અત્યાચારી અધિકારી તરીકે પરિચય કરાવવામાં આવ્યો છે, અને તે કેટલેક અંશે સત્ય પણ છે; કારણ કે, કર્મનિષ્ઠ પુરુષોને પણ કર્તવ્યના અનુરોધથી અનેક વાર પરપીડક તથા અત્યાચારી થવું પડે છે; અર્થાત્ જેમના શિરપર રાજ્યકાર્યનો ભાર રહેલો હોય છે તેઓ પોતે દયાલુ તથા ન્યાયપરાયણ હોવા છતાં પણ તેમને રાજ્યની રક્ષામાટે નિરુપાય થઇને પરપીડન તથા અત્યાચાર આદિ કરવાં પડે છે. જે સ્થાનમાં બે ચાર મનુષ્યોપર અત્યાચાર કરવાથી સમસ્ત રાજ્યનું કલ્યાણ થવાનો સંભવ હોય, તે સ્થાનમાં તેમની માન્યતા અનુસાર એ અત્યાચાર એક કર્તવ્ય જ હોય છે. વસ્તુતઃ જે પુરુષો વૉરન્ હેસ્ટિંગ્સ્ સમાન સામ્રાજ્યને સ્થાપવાની ક્ષમતા ધરાવનારા હોય છે તે પુરુષો દયાલુ તથા ન્યાયનિષ્ઠ નથી જ હોતા, એમ માની લેવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, જેમની પ્રકૃતિમાં દયા તથા ન્યાય-પરાયણતાનો સર્વથા અભાવ જ હોય છે તે પુરુષોદ્વારા રાજ્યસ્થા-પના આદિ સત્કાર્યો કદાપિ સિદ્ધ થઈ શકતાં નથી. અર્થાત્ જેમની પ્રકૃતિમાં દયા તથા ન્યાયનિષ્ઠાનો સર્વથા અભાવ હોય છે, તે પુરુ-ષોની પ્રકૃતિ ઉન્નત નહિ, કિન્તુ ક્ષુદ્ર જ હોય છે અને આ સર્વ કાર્યો ક્ષુદ્ર પ્રકૃતિનાં છે જ નહિ, એ તો કોઇ પણ કહી શકે તેમ છે.

વૉરન્ હેસ્ટિંગ્સ્ દયાલુ પણ હતો અને ન્યાયપરાયણ પણ હતો. આપણી નવલકથામાં વર્ણવાયલી ઘટનાઓના સમયમાં તે ગવ-ર્નરની પદવીપર આરૂઢ થયો ન હોતો. કુલ્સુમને કલકત્તામાંથી વિદાય કરી દીધા પછી તે લૉરેન્સ્ ફૉસ્ટરના અનુસંધાનમાં પ્રવૃત્ત થયો. તપાસ કરતાં તેના જાણવામાં આવ્યું કે ફૉસ્ટર્ અદ્યાપિ

પોતાના આરોગ્યને પ્રાપ્ત કરી શક્યો ન હોતો એટલે પ્રથમ તેણે ફૉસ્ટર્નો યોગ્ય ઉપચાર કર્યો અને ઉત્કૃષ્ટ ચિકિત્સકની ચિકિત્સાથી ફૉસ્ટર્ની સમસ્ત પીડાનો લોપ થતાં તે આરોગ્યભોગના લાભને મેળવી શક્યો.

લૉરેન્સ્ ફૉસ્ટર્ સાજો તાજો થઇ ગયા પછી વૉરન્ હેસ્ટિંગ્સ્ તેના અપરાધના વિચારમાં પ્રવૃત્ત થયો અને ફૉસ્ટરે ભયભીત થઇને તેના સમક્ષ પોતાના સર્વ અપરાધોને સ્વીકારી લીધા. વૉરન્‌ હેસ્ટિંગ્સે ફૉસ્ટર્ના અપરાધોનો કાઉન્સિલમાં પ્રસ્તાવ કરીને તેને તેની પદવીથી ભ્રષ્ટ કરાવી દીધો. હેસ્ટિંગ્સ્ની તો ફૉસ્ટર્ને ન્યાય-મન્દિરમાં ઉપસ્થિત કરવાની અને ઉચિત શિક્ષા અપાવવાની ઇચ્છા હતી; પરંતુ આવશ્યકીય પૂરાવા મળી શકે તેમ ન હોવાથી તેમ જ તેને પોતાનાં દુષ્કર્મોનાં કેટલાંક ફળો મળી ચૂકેલાં હોવાથી એ વિચા-રને માંડી વાળીને કાઉન્સિલ દ્વારા તેણે તેને નોકરીથી બરતરફ કરાવી દેવામાં જ સંતોષ માન્યો હતો.

પરંતુ ફૉસ્ટર્ તેને તેના ભયાનક અપરાધની અલ્પ શિક્ષા મળી હતી એ રહસ્યને જાણી શક્યો નહિ; કારણ કે, તે એક અત્યંત ક્ષુદ્રાશય પુરુષ હતો અને તેથી તેણે તો એમ જ માની લીધું કે: “મને મારા એક અત્યંત સાધારણ અપરાધની મહાભયાનક શિક્ષા આપવામાં આવી છે.” આવી માન્યતાથી તે ક્ષુદ્રાશય અપરાધી ફૉસ્ટર્ અનુચરોના સ્વભાવ અનુસાર પોતાના પૂર્વ સ્વામીઓ ઉપર અતિશય કોપાયમાન થઇ ગયો અને તેમની પાસેથી વૈરનો બદલો લેવાનો તેણે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કરી લીધો.

ડાઇસ્ સોમ્બર નામક કોઇ એક સ્વિસ્ કિંવા જર્મન્ મીર કાસિમની સેનામાં એક સેનાપતિના પદપર નિયુક્ત હતો. એ જ પુરુષ સર્વત્ર સમરુ નામથી વિખ્યાત થયેલો હતો. ઉદયનાલામાંના મુસલ્માનોના શિબિરમાં સમરુ પોતાના સૈન્ય સહિત પડ્યો હતો ફૉસ્ટર ઉદયનાલામાં સમરુ પાસે આવી લાગ્યો. પ્રથમ તેણે કોશ-

ી એક દૂતને સમરુ પાસે મોકલ્યો અને તેથી સમરુ પોતાના
માં એમ ધારવા લાગ્યો કે: "એ મનુષ્ય દ્વારા અંગ્રેજોની સર્વ
મંત્રણાઓ મારા જાણવામાં આવી શકશે;" એટલે સમરુએ
સ્ટરને તત્કાળ પોતાના શિબિરમાં આશ્રય આપીને પોતાના
શ્રિત તરીકે સ્વીકારી લીધો. ફૉસ્ટરે પોતાના સત્ય નામને ગુપ્ત
ખીને પોતાનો જૉન્ સ્ટૅલ્હાર્ટ્ એવા એક કૃત્રિમ નામથી પરિચય
વી સમરુના શિબિરમાં પ્રવેશ કર્યો. અર્થાત્ જે વેળાયે અમીર
ન લૉરેન્સ્ ફૉસ્ટરના અનુસંધાનમાં નિયુક્ત થયેલો હતો તે
ાયે લૉરેન્સ્ ફૉસ્ટર્ સમરુના તંબૂમાં વિરાજતો હતો એ અહીં
રણમાં રાખી લેવાનું છે.

અમીર હુસેન કુલ્સુમને યથાયોગ્ય સ્થાનમાં રાખીને ફૉસ્ટરના
નુસંધાનમાટે ચાલતો થઇ ગયો. અચાનક અનુચરોના મુખથી
ા સાંભળવામાં આવ્યું કે: "એક આશ્ચર્યકારિણી ઘટના ઘટી છે
ને તે એ કે એક અંગ્રેજ આવીને આપણી મુસલ્માન સેનામાં
કર રહ્યો છે. તે અંગ્રેજ સમરુની છાવણીમાં છે." આ સમા-
ર સાંભળીને અમીર હુસેન સમરુની છાવણીમાં ગયો.

જે વેળાયે અમીર હુસેને સમરુના તંબૂમાં પ્રવેશ કર્યો તે
ાયે તંબૂમાં સમરુ તથા ફૉસ્ટર્ એકલા વાર્તાલાપ કરતા બેઠા
ા. અમીર હુસેન આસનપર બેઠો એટલે સમરુએ જૉન્ સ્ટૅલ્હાર્ટ્
ીકે તેને ફૉસ્ટરનો પરિચય કરાવ્યો. ત્યાર પછી અમીર હુસેન
લ્હાર્ટ્ સાથે વાર્તાલાપ કરવા લાગ્યો.

અમીર હુસેને કેટલાક અન્યાન્ય પ્રશ્નો પૂછ્યા પછી જિજ્ઞાસા
ીવી કે: "લૉરેન્સ ફૉસ્ટર્ નામક એક અંગ્રેજને આપ ઓળખો
ખરા કે?"

ફૉસ્ટરનું મુખ રક્તવર્ણ થઇ ગયું અને તે પોતાની દૃષ્ટિને
મેમાં સ્થિર કરી કિંચિદ્ વિકૃત કંઠથી બોલ્યો કે: "લૉરેન્સ્
સ્ટર્? આ નામના કોઇ અંગ્રેજને હું તો નથી ઓળખતો."

અમીર હુસેને પુનરપિ જિજ્ઞાસા દર્શાવી કે: "વારૂ, પણ તેનું નામ આપે ક્યાંય કોઇ વાર સાંભળ્યું છે ખરૂં કે કેમ ?"

ફૉસ્ટરે કિંચિત્ વિલંબ પૂર્વક ઉત્તર આપ્યું કે: "નામ–લૉરેન્સ્ ફૉસ્ટર્–હા–શું ? નહિ."

અમીર હુસેન અધિક કાંઇ પણ બોલ્યો નહિ; અર્થાત્ તે અન્ય વિષયની ચર્ચામાં પ્રવૃત્ત થઇ ગયો. પરંતુ એટલું તો અવશ્ય તેના જોવામાં આવી ગયું કે હવે સ્ટૅલ્કાર્ટ્ પૂર્વવત્ આનન્દ તથા નિર્ભયતાથી વાર્તાલાપ કરતો ન હોતો; માત્ર એટલું જ નહિ, પણ એક વાર તો તેણે ત્યાંથી ઊઠી જવાનો પ્રયત્ન પણ કર્યો; પરંતુ અમીર હુસેને આગ્રહ કરીને તેને ત્યાં બેસાડયો; કારણ કે, અમીર હુસેનના મનમાં એવી શંકાનો આવિર્ભાવ થવા લાગ્યો હતો કે: "આ અંગ્રેજ લૉરેન્સ્ ફૉસ્ટર્ની સમસ્ત કથા જાણે છે અને બુદ્ધિ-પૂર્વક તે કથાને વ્યક્ત નથી કરતો."

કેટલાક સમય પછી ફૉસ્ટર્ પોતાની ટોપીને પોતાના માથામાં પહેરી લઇને બેઠો. એ કાર્ય અંગ્રેજોની પદ્ધતિથી સર્વથા વિરુદ્ધ હતું, એ અમીર હુસેન સારી રીતે જાણતો હતો; માત્ર એટલું જ નહિ, પણ જે વેળાયે તે ટોપીને પોતાના મસ્તકપર ધારણ કરી રહ્યો હતો તે વેળાયે તેના શિરમાંના કેશશૂન્ય આઘાતચિહ્નપર પણ અમીર હુસેનની દૃષ્ટિ પડી ગઇ હતી. "ત્યારે શું સ્ટૅલ્કાર્ટે પોતાના મસ્તકમાંના તે આઘાતચિહ્નને છુપાવવામાટેજ મસ્તકપર ટોપીને ધારણ કરી લીધી ?" એવા સંશયનો અમીર હુસેનના મનમાં સ્વાભાવિક જ ઉદ્ભવ થયો.

અમીર હુસેન ત્યાંથી વિદાય થયો અને પોતાના શિબિરમાં આવીને તેણે કુલ્સમને પોતા પાસ બોલાવીને કહ્યું કે: "મારી સાથે ચાલ." કુલ્સમ આજ્ઞા અનુસાર તેની સાથે ચાલતી થઇ ગઇ.

કુલ્સમને સાથે લઇને અમીર હુસેન વળી પાછો સમરુના તંબૂમાં આવી લાગ્યો. કુલ્સૂમ તંબૂના બાહ્ય ભાગમાં ઊભી રહી.

ફૅાસ્ટર્ અદ્યાપિ સમરુના તંબૂમાં જ બેઠો હતો. અમીર હુસેને સમરુને કહ્યું કે: "જો આપની અનુમતિ હોય, તો મારી એક બાંદી કે જે કોઇ એક વિશિષ્ટ કાર્યમાટે આવેલી છે તે આપને સલામ કરવાને અહીં આવે."

સમરુએ અનુમતિ આપી દીધી. ફૅાસ્ટરના હૃદયમાં કંપ થવા લાગ્યો અને તેથી તે ઊઠીને ઊભો થઇ ગયો, પરંતુ અમીર હુસેને કિંચિદ્ હાસ્ય પૂર્વક તેનો હાથ ઝાલીને તેને તેના આસનપર પાછો બેસાડી દીધો અને ત્યાર પછી કુલ્સુમને અંદર આવવાની સૂચના આપી દીધી. કુલ્સૂમ તંબૂના આભ્યંતર ભાગમાં આવી અને ત્યાં ફૉસ્ટરને જોઇને સર્વથા ગતિહીન કિંવા સ્તંભિત થઇ ગઇ.

અમીર હુસેને કુલ્સુમને પૂછ્યું કે: "આ મનુષ્ય કોણ છે?"

"આ મનુષ્ય અન્ય કોઇ નહિ, પણ લૉરેન્સ્ ફૅાસ્ટર્ પોતે જ છે." કુલ્સૂમે તત્કાળ ઉત્તર આપ્યું.

અમીર હુસેને ફૅાસ્ટરનો હાથ પકડી લીધો અને તેથી ફૅાસ્ટરે પૂછ્યું કે: "મને શામાટે પકડવામાં આવે છે? મેં શો અપરાધ કર્યો છે?"

ફૅાસ્ટર્ના એ પ્રશ્નનું કાંઇ પણ ઉત્તર ન આપતાં અમીર હુસેન સમરુને સંબોધીને કહેવા લાગ્યો કે: "મને આ મનુષ્યને ગિરફતાર કરી લાવવામાટે નવ્વાબ નાજિમની આજ્ઞા મળેલી છે અને તેથી મારી સાથે આ મનુષ્યને સંભાળથી લઈ આવવામાટે આપ બે પાંચ સિપાહીઓને અહીં બોલાવી લ્યો."

સમરુએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું કે: "પરંતુ આ ગૃહસ્થને ગિરફતાર કરવાનું કારણ શું છે વારુ?"

"એ સમસ્ત વૃત્તાન્ત હું આપને પછી નીરાંતે જણાવીશ." અમીર હુસેને કહ્યું.

સમરુએ પોતાના સાત આઠ સિપાહીઓને સાથે આપ્યા અને ત્યાર પછી અમીર હુસેન ફૅાસ્ટરને ત્યાંથી ગિરફતાર કરીને લઇ ગયો.



## પંચમ પરિચ્છેદ

### પુનઃ વેદગ્રામમાં

> "By mine honesty,
> If she be mad, as I believe no other,
> Her madness hath the oddest frame of sense
> (Such a dependency of thing on things)
> As e'er I heard in madness.'
>
> *Shakespeare.*

અતિશય કષ્ટ સહીને ચન્દ્રશેખર શૈવલિનીને પોતાની જન્મ ભૂમિ વેદગ્રામમાં લઇ આવ્યો હતો. અર્થાત્ ચન્દ્રશેખરે બહુ કા પશ્ચાત્ પોતાના ગૃહમાં પ્રવેશ કર્યો હતો. ગૃહમાં આવીને ચન્દ્રશેખ જોયું તો તે ગૃહમાં અરણ્યથી પણ અધિકત્તર ભીષણતાનો અધિક વ્યાપેલો તેના જોવામાં આવ્યો; કારણ કે, છાવણમાં એક તણખ પણ બાકી રહ્યું ન હોતું. એનો વિશેષ ભાગ વાયુના આઘાતથી ઉ ગયો હતો. કેટલાંક સ્થાનોમાં છાવણ પડી ગયું હતું, કેટલાંક સ્વ નોમાંના ઘાસને ઢોરો ખાઇ ગયાં હતાં અને છાવણમાંનાં વાસ આદિને આડોશી પાડોશીઓએ ઉપાડી જઇને તેમનો ઇંધ તરીકે ઉપયોગ કરી નાખ્યો હતો. આંગણામાં કેટલાંક ઝાડવાં ઊગેલ હોવાથી આંગણું જંગલના રૂપમાં ફેરવાઇ ગયેલું દેખાતું હતું અ ત્યાં સર્પ તથા વૃશ્ચિક જેવા ભયંકર જીવો નિર્ભયતા પૂર્વક ભ્રમ કરી રહ્યા હતા. ઘરનાં બારણાંને ચોરો ઊતારીને લઇ ગયા હત ઉઘાડા પડેલા ઓરડાઓમાં દ્રવ્યસામગ્રીનું ક્યાંય નામ નિશા પણ જોવામાં આવતું ન હોતું; કારણ કે, કેટલીક દ્રવ્યસામગ્રી ચોરો ચોરી ગયા હતા અને કેટલીક દ્રવ્યસામગ્રીને સુન્દરીઃ પોતાના ગૃહમાં લઇ જઇને સંભાળી રાખી હતી. ગૃહમાં જ વૃષ્ટિનો પ્રવેશ થયેલો હોવાથી જ્યાં જુઓ ત્યાં ભીનાશ દેખા

હતી તેમ જ કેટલાક નાના રેપાઓ પણ ઘરમાં ઊગી નીકળ્યા હતા. ઘરમાં ઊંદર, કોલ તથા ખિસકોલીઓ સંખ્યાબંધ દોડાદોડી કરી રહ્યાં હતાં. ચન્દ્રશેખરે શૈવલિનીના હસ્તને પોતાના હસ્તમાં ધારીને એક દીર્ઘ નિઃશ્વાસને ત્યાગી પોતાના આવા પ્રકારના ગૃહમાં દીર્ઘ કાળ પછી પ્રવેશ કર્યો.

ગૃહમાં પ્રવેશ કર્યા પછી જે સ્થાનમાં ઊભા રહીને તેણે પોતાના પુસ્તકરાશિને અગ્નિમાં બળતો અને ધીમે ધીમે ભસ્મના રૂપમાં પરિણત થતો જોયો હતો તે સ્થાનનું તેણે નિરીક્ષણ કર્યું અને ત્યાર પછી શૈવલિનીનું આવ્હાન કરતાં કહ્યું કેઃ " શૈવલિનિ ! "

પરંતુ શૈવલિનીએ તેના એ આવ્હાનનું કાંઇ પણ ઉત્તર ન આપ્યું; કારણ કે, કક્ષના દ્વારમાં બેસીને જાણે તે કોઇ પૂર્વસ્વપ્નમાં નિહાળેલા કરવીરવૃક્ષને જોઇ રહી હોયની! તેવી રીતે કરવીરવૃક્ષના નિરીક્ષણમાં સર્વથા આત્મવિસ્મૃતા થઇ ગઇ હતી. અર્થાત્ ચન્દ્રશેખરના કોઇ પણ પ્રશ્નનું તેણે ઉત્તર ન આપ્યું અને વિસ્ફારિત નયનોથી તે ચતુર્દિશામાં દૃષ્ટિપાત કરવા લાગી. વચ્ચે વચ્ચે કોઇ કોઇ વાર તેના મુખમંડળમાં મંદ હાસ્યની છટા વિલસતી દેખાતી હતી અને ત્યાર પછી એક વાર સ્પષ્ટ હાસ્ય કરીને તે પોતાની અંગુલીદ્વારા કોઇ એક કાલ્પનિક વસ્તુને દેખાડવા લાગી.

બીજી બાજૂ સમસ્ત વેદગ્રામમાં એ વાર્તા પ્રસરી ગઇ કેઃ " ચન્દ્રશેખર શૈવલિનીને લઇને પાછો ઘેર આવી લાગ્યો છે. " આ વાર્તા સાંભળીને અનેક મનુષ્યો તેમને જોવામાટે ત્યાં આવી લાગ્યાં અને એ આવનારાંમાં સુન્દરી સર્વથી અગ્ર ભાગે હતી.

શૈવલિનીના ઉન્માદની વાર્તા સુન્દરીના સાંભળવામાં આવી ન હોતી. સુન્દરીએ આવતાંની સાથે જ ચન્દ્રશેખરને પ્રણામ કર્યા કે જે અત્યારે બ્રહ્મચારીના વેશમાં તેના જોવામાં આવ્યો. ત્યાર પછી શૈવલિની પ્રતિ દૃષ્ટિપાત કરી ચન્દ્રશેખરને સંબોધીને તેણે કહ્યું કેઃ " આને તમો શોધીને લઇ આવ્યા એ બહુ જ સારૂં કર્યું. અર્થાત્

પ્રાયશ્ચિત્તથી એને શુદ્ધ કરી નાખશો એટલે પછી કોઈ પણ પ્રકારની અડચણ આવશે નહિ." પરંતુ ચન્દ્રશેખર પોતે ત્યાં ઉપસ્થિત હોવા છતાં શૈવલિની ત્યાંથી દૂર પણ સરકી ન ગઇ તેમ જ તેણે ઘુંઘટો પણ ન તાણ્યો; માત્ર એટલું જ નહિ, પણ સુન્દરીના મુખમંડળમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરીને તે ઉચ્ચ સ્વરથી હસવા મંડી ગઇ. એ જોઇને સુન્દરીના આશ્ચર્યનો અવધિ થઇ ગયો અને તે મનોગત કહેવા લાગી કે: "મને લાગે છે કે અંગ્રેજના સંસર્ગથી શૈવલિની અંગ્રેજી પ્રથાને શીખી આવી છે." આવા વિચારથી તે શૈવલિનીના નિકટમાં તેના વસ્ત્રને પોતાના વસ્ત્રનો સ્પર્શ ન થઇ શકે તેટલા અંતરપર આવીને બેઠી અને હસીને શૈવલિનીને પૂછવા લાગી કે: "કેમ, અલી મને ઓળખે છે ખરી કે ?"

"હા, હું તને સારી રીતે ઓળખું છું, તું પાર્વતી છે." શૈવલિનીએ ઉત્તર આપ્યું.

"તું મરી જાય! બે ચાર દિવસમાં જ તું મને ભૂલી ગઇ કે ?" સુન્દરીએ છણુકો કરીને કહ્યું.

"અરે ભૂલી તે કેમ જાઉં વારુ ?" શૈવલિની કહેવા લાગી: "તેં મારા ભાતને અભડાવી દીધા હતા અને તેથી મેં તને મારી મારીને ધૂળ ચાટતી કરી દીધી હતી એ તને યાદ નથી કે શું ? પણ બહેન પાર્વતી તું એક ગીત ગાઇશ ખરી કે ?" આમ કહેતાંની સાથે જ શૈવલિનીએ પોતે એક ગીત ગાવાનો આરંભ કરી દીધો:—

"થએલી છે અમારા અંતરે અનુરાગની બાધા;
અમારા શ્યામ પાસેથી ગઇ ક્યાં સુન્દરી રાધા ?;
અમારા મેઘમંડળમાં ન હસતો ચન્દ્ર દેખાતો;
ન પામી પ્રેમના સંગ્રામમાં હું રંચ પણ રાધા!"

આ સંક્ષિપ્ત ગીતને ગાઇ રહ્યા પછી શૈવલિની સુંદરીને સંબોધીને કહેવા લાગી કે: "ભગિની પાર્વતી! આ સમસ્ત કોલાહલમય વ્યાપારના ભાવાર્થને હું લેશમાત્ર પણ સમજી શકતી નથી.

હું બાવરી થઇ ગયેલી હોવાથી મને એવો જ ભાસ થયા કરે છે કે જાણે મારી પાસે કોઇ એક પદાર્થ હતો તેને મેં ખોઈ દીધો છે; જે પદાર્થ મારા હસ્તમાં હતો તે ચાલ્યો ગયો છે અને જે પદાર્થ મારા હસ્તમાં આવવાનો હતો તે આવ્યો નથી. હું જાણે કોઈ એક સ્થાનમાં આવી લાગી છું; પરંતુ જે સ્થાનમાં આવવાની મારી ઇચ્છા હતી તે સ્થાનમાં હું નથી આવી. હું જાણે કોઇ મનુષ્યને શોધી રહી છું; પણ કોને શોધી રહી છું તે હું પોતે પણ નથી જાણતી; કારણ કે, હું તેને ઓળખતી જ નથી."

સુન્દરી આશ્ચર્યદર્શક દૃષ્ટિથી ચન્દ્રશેખરના મુખમંડળને જોઈ રહી એટલે ચન્દ્રશેખરે સુન્દરીને એક બાજૂ બોલાવી લીધી અને તે જ્યારે નિકટમાં આવી એટલે તેના કાનમાં કહ્યું કે: "શૈવલિની ગાંડી થઇ ગઇ છે."

ચન્દ્રશેખરના આ કથનથી શૈવલિનીના અસંબદ્ધ ભાષણનો ભેદ સુન્દરીના જાણવામાં આવી ગયો. તે કેટલાક સમય પર્યન્ત મૌનનું અવલંબન કરીને બેસી રહી. પ્રથમ સુન્દરીનાં નેત્રો ચમકવા લાગ્યાં, ત્યાર પછી તેની પાંપણોમાં ભીનાશનો આવિર્ભાવ થવા લાગ્યો અને ત્યાર પછી અનુક્રમે તેનાં નેત્રોમાંથી અશ્રુની અસ્ખલિત ધારા વહી નીકળી; સારાંશ કે, સુન્દરી રોદનના વ્યાપારમાં પ્રવૃત્ત થઇ ગઇ. સ્ત્રીજાતિને આ સંસારના એક અમૂલ્ય રત્ન તરીકે ઓળખવામાં આવે છે તે યથાર્થ જ છે; કારણ કે, જે સુન્દરીએ એક દિવસ મનસા વાચા કર્મણા 'શૈવલિની જો ફૉસ્ટરના બજરા સહિત સત્વર જ ગંગાના જલપ્રવાહમાં ડૂબી જાય અને મરી જાય, તો સારૂં!' એવી પરમાત્માને પ્રાર્થના કરી હતી તે જ સુન્દરી આજે શૈવલિનીની દુર્દશા ન દેખી શકવાથી દુઃખ પૂર્વક અશ્રુ વર્ષાવતી બેઠી હતી. વસ્તુતઃ સ્ત્રીજાતિના હૃદયની કોમળતા તથા મૃદુતા અવર્ણનીય જ હોય છે એની કોનાથી ના પાડી શકાય તેમ છે વારૂ ?

સુન્દરી ધીમે ધીમે આવીને પોતાનાં અશ્રુને લૂછતી લૂછતી

શૈવલિનીની પાસે બેસી ગઈ, તેની સાથે મધુર વાણીથી વાર્તાલાપ કરવા લાગી અને ધીમે ધીમે તેને પૂર્વકથાનું સ્મરણ કરાવવા લાગી પરંતુ શૈવલિની કોઇ પણ પૂર્વકથાનું સ્મરણ કરી શકી નહિ. જો કે વસ્તુસ્થિતિ આવા પ્રકારની હતી, તથાપિ શૈવલિનીની સ્મરણ-શક્તિનો સર્વથા લોપ થઇ ગયો હતો એમ તો ન હોતું જ; કારણ કે, જો તેની સ્મરણશક્તિનો સર્વથા લોપ થઈ ગયો હોય, તો પાર્વતી નામ તેના સ્મરણમાં આવવાનો સંભવ જ ન હોતો. અર્થાત તેની બુદ્ધિમાં સત્ય કથાનો આવિર્ભાવ થતો ન હોતો; કિન્તુ તે સત્ય કથા વિકૃત થઇને તેમ જ વિપરીત સ્વરૂપને ધારણ કરીને જ તેના સ્મરણમાં આવતી હતી એટલો જ તેની બુદ્ધિમાં વિકાર થઈ ગયો હતો. સારાંશ કે, સુન્દરીને જો કે તે ભૂલી ગઇ ન હોતી; તથાપિ તેની દૃષ્ટિ અત્યારે સુન્દરીને ઓળખી શકતી ન હોતી.

સુન્દરીએ પ્રથમ ચન્દ્રશેખરને સ્નાન તથા ભોજન આદિ આવશ્યક કાર્યો આટોપી લેવામાટે પોતાને ઘેર મોકલી દીધો અને ત્યારપછી તે એ ભગ્ન ગૃહને શૈવલિનીના નિવાસયોગ્ય કરવાના ઉદ્યોગમાં લાગી ગઈ. ધીમે ધીમે બીજી કેટલીક પાડોશણો પણ ત્યાં આવી લાગી અને તેઓ પણ સુન્દરીને તેના કાર્યમાં સહાયતા આપવા મંડી ગઇ; માત્ર એટલું જ નહિ, પણ તેમણે આવશ્યક સામગ્રી પણ પોતપોતાનાં ગૃહોમાંથી લાવીને ચન્દ્રશેખરના ગૃહમાં ભરી દીધી.

એ જ વેળાયે પ્રતાપ મોંગીરથી પાછો ફરીને સઘળા લાઠિયાલ લોકોનો યથાસ્થાન સમાવેશ કર્યા પછી એક વાર પુનઃ પોતાને ઘેર આવ્યો હતો અને ઘેર આવ્યા પછી ચન્દ્રશેખરના પ્રત્યાગમનની વાર્તા તેના સાભળવામાં આવતાં ચન્દ્રશેખરને મળવામાટે તે અત્યંત ત્વરાથી વેદગ્રામમાં આવી લાગ્યો.

તે જ દિવસે રમાનન્દ સ્વામી પણ પ્રતાપના આગમનથી પૂર્વે જ વેદગ્રામમાં આવી લાગ્યા હતા. સુન્દરીએ આનન્દપુલકિત

હૃદયથી સાંભળ્યું કે રમાનન્દ સ્વામીના ઉપદેશ અનુસાર ચન્દ્રશેખર શૈવલિનીના ઉન્માદરોગના નિવારણમાટે ઔષધોપચાર કરવાનો હતો; માત્ર એટલું જ નહિ, પણ ઔષધોપચારના આરંભની શુભ ઘટિકા પણ નિશ્ચિત થઇ ગઇ હતી. સુન્દરીને નિરાશાના નભોમંડળમાં આશાનક્ષત્રનો મંદ પ્રકાશ દેખાવા લાગ્યો.

---

## ષષ્ઠ પરિચ્છેદ

## યોગબળ કે Psychic Force ?

" The mind is its own place, and in itself
Can make a heaven of hell, a hell of heaven."

*Milton.*

" Wise nature by variety does please,
Clothes differing passions in a differing dress."

*Dryden.*

તે ઔષધ શું હતું એ જો કે અમારાથી કહી શકાય તેમ નથી; પરંતુ ઔષધનું સેવન કરાવવામાટે ચન્દ્રશેખર વિશેષ રૂપથી આત્મશુદ્ધિ કરી આવ્યો હતો. સાધારણતઃ ચન્દ્રશેખર એક જિતેન્દ્રિય પુરુષ હતો અને ક્ષુધા તથા પિપાસા આદિ શારીરિક વૃત્તિઓને તેણે અન્ય જનો કરતાં અત્યંત અધિક પરિમાણમાં વશીભૂત કરી લીધી હતી; પરંતુ અત્યારે તેના શિરપર અત્યન્ત કઠોર અનશનવ્રતને પાળવાનો એટલે કે સર્વથા નિરાહાર રહેવાનો ભાર આવી પડયો હતો. અર્થાત્ તેણે પોતાના મનને કેટલાક દિવસથી કેવળ ઇશ્વરના ધ્યાનમાં જ એકાગ્રતા પૂર્વક નિમગ્ન રાખ્યું હતું અને પોતાના મનમાં કેવળ પારમાર્થિક વિચાર વિના અન્ય કોઈ પણ પ્રકારના વિચારનો સંચાર થવા દીધો ન હોતો.

શૈવલિનીને ઔષધ આપવાનો જે સમય નિશ્ચિત કરવામાં

આવ્યો હતો તે સમય આવતાં ચન્દ્રશેખર શૈવલિનીને ઔષધ આપવાનો ઉદ્યોગ કરવા લાગ્યો; તેણે શૈવલિનીમાટે શય્યાને પાથરવાની આજ્ઞા આપી દીધી અને તેની આજ્ઞા અનુસાર સુન્દરીએ રાખી આપેલી પરિચારિકાએ તત્કાળ શય્યા તૈયાર કરી આપી. શય્યા તૈયાર થતાં ચન્દ્રશેખરે તે શય્યામાં શૈવલિનીને સૂવાડી દેવાનું કહ્યું એટલે સુન્દરીએ શૈવલિનીને પકડીને બળાત્કારે શય્યામાં સૂવાડી દીધી; કારણ કે, બળાત્કાર વિના શૈવલિની કોઇની આજ્ઞા અનુસાર વર્તે તેમ હતું જ નહિ. શૈવલિનીને સુન્દરી એક જાતિભ્રષ્ટા સ્ત્રી માનતી હોવાથી તેના સ્પર્શથી પ્રાપ્ત થતી અપવિત્રતાને નિવારવા-માટે ઘેર જઇને તેને નિત્ય સ્નાન કરવું પડતું હતું; પરંતુ એવી રીતે નિત્ય એકવાર વિશેષ સ્નાન કરવાની તેને ટેવ પડી ગયેલી હોવાથી એ કાર્યને તે પરિશ્રમ માનતી ન હોતી.

અસ્તુઃ સુન્દરીએ શૈવલિનીને બળાત્કારે શય્યામાં સૂવાડી દીધા પછી ગૃહમાં જેટલાં મનુષ્યો એ વેળાયે વર્તમાન હતાં તે સર્વે મનુષ્યોને સંબોધીને ચન્દ્રશેખરે કહ્યું કેઃ " અત્યારે તમો સર્વ અલ્પ સમયને માટે ગૃહમાંથી બહાર નીકળી જાઓ. જ્યારે હું તમોને બોલાવું ત્યારે પાછાં ગૃહમાં આવજો. "

ગૃહમાંથી જ્યારે સર્વે મનુષ્યો બહાર નીકળી ગયાં એટલે પછી ચન્દ્રશેખરે પોતાના હસ્તમાંના ઔષધપાત્રને ભૂમિપર મૂકી દીધું અને શૈવલિનીને અનુલક્ષીને કહ્યું કેઃ " જરા ઊઠીને શય્યામાં બેઠી થઇ જા, જોઇએ. "

શૈવલિની તત્કાળ ઉઠીને બેઠી ન થઇ; કિન્તુ અતિશય મૃદુ સ્વરથી ગીત ગાવા મંડી ગઇ. ચન્દ્રશેખર સ્થિર દૃષ્ટિથી તેનાં નયનોમાં પોતાનાં નયનોની સ્થાપના કરીને ધીરે ધીરે અંજલિ ભરી ભરીને તેને ઔષધ પાવા લાગ્યો. રમાનન્દ સ્વામીએ તેને કહ્યું હતું કેઃ " એ ઔષધ અન્ય કાંઇ નહિ, પણ કમંડલુમાંનું કેવળ સ્વચ્છ જળ જ છે. " અને તેથી ચન્દ્રશેખરે તેમને પૂછ્યું હતું કેઃ " એનું

પરિણામ શું થશે વારૂ ?" એટલે એ પ્રશ્નના ઉત્તરમાં રમાનન્દ સ્વામીએ જણાવ્યું હતું કે: " એ જળના પાનથી આ કન્યાને યોગબળથી પ્રાપ્તિ થઇ જશે. "

અસ્તુ: ત્યાર પછી ચન્દ્રશેખર શૈવલિનીનાં લલાટ તથા લોચન આદિના નિકટ ભાગમાં નાનાવિધ વક્રગતિથી હસ્તસંચાલન કરવા લાગ્યો. આ પ્રયોગ કેટલાક સમય પર્યન્ત ચાલ્યા પછી શૈવલિનીનાં નેત્રો મીચાઇ ગયાં, અલ્પ સમયમાં જ તેનાં નેત્રો ઘેરાવા લાગ્યા અને ત્યાર પછી તે ઘોર નિદ્રાને આધીન થઇ ગઇ.

નિદ્રાધીના શૈવલિનીને સંબોધીને ચન્દ્રશેખરે કહ્યું કે: "શૈવલિનિ ! "

" શી આજ્ઞા છે ! " નિદ્રાધીના શૈવલિનીએ ઉત્તર આપ્યું.

" હું પોતે કોણ છું વારૂ ? " ચન્દ્રશેખરે પૂછ્યું.

" મારા સ્વામી, મારા સૌભાગ્યના આધાર. " શૈવલિનીએ નિદ્રિત અવસ્થામાં જ ઉત્તર આપ્યું.

" અને તું પોતે કોણ છે ? " ચન્દ્રશેખરે જિજ્ઞાસા દર્શાવી.

" શૈવલિની. " શૈવલિનીએ યથાર્થ ઉત્તર આપ્યું.

" આ કયું સ્થાન છે ? " ચન્દ્રશેખરે પૃચ્છા કરી.

" આ વેદગ્રામ કિંવા આપની જન્મભૂમિ છે. " શૈવલિનીએ કહ્યું.

" આ ગૃહના બાહ્ય ભાગમાં અત્યારે ક્યાં મનુષ્યો વર્તમાન છે, એ તારાથી કહી શકાય તેમ છે ખરૂં કે ? " ચન્દ્રશેખરે ગંભીરતર સ્વરથી આ પ્રશ્ન રજૂ કર્યો.

" પ્રતાપ, સુન્દરી અને કેટલીક અન્યાન્ય વ્યક્તિઓ અત્યારે આપણા ગૃહના બાહ્ય ભાગમાં વર્તમાન છે. " શૈવલિનીએ અત્યન્ત વાસ્તવિક ઉત્તર આપ્યું.

" તું આ સ્થાનને શામાટે ત્યાગી ગઇ હતી વારૂ ? " ચન્દ્રશેખરે જિજ્ઞાસા દર્શાવી.

"કારણ કે, ફૉસ્ટર્ મને અહીંથી બળાત્કારે ઉપાડી ગયો હતો." શૈવલિનીએ ચન્દ્રશેખરની જિજ્ઞાસાને તૃપ્ત કરી.

"આ સર્વ ઘટનાઓનું આટલા દિવસ તને સ્મરણ ન થયું તેનું શું કારણ હતું વારૂ?" ચન્દ્રશેખરે પૂછ્યું.

"આ સર્વ ઘટનાઓ મારા સ્મરણમાં તો હતી જ; પરંતુ યથાર્થ સ્વરૂપમાં મારાથી તે વાણીદ્વારા વ્યક્ત કરી શકાતી ન હોતી." શૈવલિનીએ જણાવ્યું.

"એ ઘટનાઓને તારાથી વાણીદ્વારા યથાર્થ સ્વરૂપમાં વ્યક્ત કરી શકાતી ન હોતી તેનું કાંઇ કારણ?" ચન્દ્રશેખરે પૃચ્છા કરી.

"કારણ કે, હું પાગલ થઈ ગઇ હતી." શૈવલિનીએ કહ્યું.

"આ તું સર્વથા સત્ય કહે છે કે આમાં પણ તારૂં કાંઇ કપટ છુપાયલું છે?" ચન્દ્રશેખરે આ પ્રશ્ન કિંચિત્ કઠોર ભાવથી પૂછ્યો.

"હું જે કાંઇ કહું છું તે અક્ષરશઃ સત્ય જ કહું છું; મારા આ કથનમાં કપટનો કિંવા પ્રપંચનો અંશમાત્ર પણ નથી." શૈવલિનીએ ઉત્તર આપ્યું.

"અત્યારે તારી શી અવસ્થા છે? હજી પણ તું પાગલ છે કે કેમ?" ચન્દ્રશેખરે તેની વર્તમાન અવસ્થાને જાણવાની ઇચ્છા દર્શાવી.

"અત્યારે આપની કૃપાથી મને જ્ઞાનની પ્રાપ્તિ થતાં મારો તે ઉન્માદ સ્વપ્નવત્ થઇ ગયો છે અને મારામાં પુનઃ બુદ્ધિનો આવિર્ભાવ થવા માંડ્યો છે." શૈવલિનીએ પોતાની વર્તમાન અવસ્થાનો પરિચય કરાવ્યો.

"જો એમ જ હોય, તો હવે જે સત્ય વાર્તા હોય તે તું જણાવીશ ખરી કે?" ચન્દ્રશેખરે પૂછ્યું.

"હા, જે સત્ય વાર્તા હશે તે હું અવશ્ય જણાવીશ." શૈવલિનીએ સત્ય વાર્તા જણાવવાનું વચન આપ્યું.

"ત્યારે કહે કે તું ફ્રૅાસ્ટર્ સાથે શામાટે પલાયન કરી ગઈ હતી?" ચન્દ્રશેખરે પલાયનનું કારણ પૂછ્યું.

"પ્રતાપના દર્શનમાટે." શૈવલિનીએ પલાયનનું વાસ્તવિક કારણ દર્શાવી દીધું.

શૈવલિનીનું આ ઉત્તર સાંભળીને ચન્દ્રશેખર ચમકી ગયો અને વિગત ઘટનાઓનું તે સ્મરણરૂપ ચક્ષુદ્વારા પુનઃ સ્પષ્ટ દર્શન કરવા લાગ્યો. તેના હૃદયમાં એક પ્રકારના સંશયનો ઉદય થતાં તેણે તિરસ્કારવ્યંજક ભાવથી પૂછ્યું કેઃ "ત્યારે શું પ્રતાપ તારો જાર કિંવા ઉપપતિ છે?"

"નહિ, કદાપિ નહિ; આ વળી કેવો પ્રશ્ન?" શૈવલિનીએ ઘૃણા દર્શાવીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"ત્યારે પ્રતાપ તારો શું થાય છે?" ચન્દ્રશેખરે પુનઃ પૂછ્યું.

"અમો ઉભય એક જ વૃક્ષનાં પુષ્પો હતાં અને એક જ વનમાં અમારો વિકાસ થયો હતો છતાં આપે અમોને તોડીને એક બીજાથી જૂદાં શામાટે કરી નાખ્યાં વારૂ?" શૈવલિનીએ કહ્યું.

ચન્દ્રશેખરે એક અતિ દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો; કારણ કે, તેની અપરિમિત બુદ્ધિ સમસ્ત રહસ્યને નિમેષમાત્રમાં જ જાણી ગઇ હતી. અસ્તુઃ તેણે પુનઃ જિજ્ઞાસા દર્શાવી કેઃ "જે દિવસે પ્રતાપે અંગ્રેજોની નૌકામાંથી પલાયન કર્યું હતુ તે દિવસે પ્રતાપ સાથે તેં પણ ગંગાના જળપ્રવાહમાં કૂદીને સંતરણ કર્યું હતું તે ઘટનાનું તને સ્મરણ છે ખરૂં કે?"

"હા; તે ઘટનાનું મને યથાર્થ સ્મરણ છે." શૈવલિનીએ ગંભીરતાથી કહ્યું.

"વારૂ, ત્યારે તે દિવસે ગંગાના જળપ્રવાહમાં તમારો પરસ્પર શો વાર્તાલાપ થયો હતો?" ચન્દ્રશેખરે એક વિશિષ્ટ ઉદ્દેશથી આ પ્રશ્ન પૂછ્યો.

ચન્દ્રશેખરના આ પ્રશ્નના ઉત્તરમાં શૈવલિનીએ તે વેળાએ

ગંગાના જળપ્રવાહમાં તેનો અને પ્રતાપનો જે પરસ્પર વાર્તાલાપ થયો હતો, તે સમસ્ત વાર્તાલાપ આદિથી અન્ત પર્યન્ત સવિસ્તર સંભળાવી દીધો અને તે સાંભળીને ચન્દ્રશેખર પોતાના મનમાં પ્રતાપને કોટ્યવધિ ધન્યવાદો આપવા લાગ્યો. એ પછી પુનઃ ચન્દ્રશેખરે પૂછ્યું કે: "તો પછી તેં ફૉસ્ટર્ સાથે નિવાસ કર્યો હતો તે શા કારણથી ?"

"ફૉસ્ટર્ સાથેનો મારો નિવાસ તે નિવાસમાત્ર જ હતો; અર્થાત્ જો હું પુરન્દરપુરમાં પહોંચી જઇશ, તો ત્યાં અવશ્ય મને પ્રતાપનો સાક્ષાત્કાર થશે એવી આશાથી જ મેં ફૉસ્ટર્ સાથે નિવાસ કર્યો હતો." શૈવલિનીએ ફૉસ્ટર્ સાથેના નિવાસનું સત્ય કારણ દર્શાવ્યું.

"ત્યારે શું, તું સાધ્વી છે ?" ચન્દ્રશેખરે ઉપાલંભના રૂપમાં આ પ્રશ્ન રજૂ કર્યો.

"મારા મનથી પ્રતાપનાં ચરણોમાં મેં મારા આત્માને સમર્પી દીધો હતો એટલે આટલા આત્મસમર્પણથી પણ મારી સાધુતાનો લોપ થયેલો હોવાથી હું સાધ્વી નથી, કિન્તુ મહાપાપિષ્ઠા છું." શૈવલિનીએ પશ્ચાત્તાપના ભાવથી મહાપાપિષ્ઠા પ્રમદા તરીકે પોતાનો પરિચય કરાવ્યો.

"પરંતુ જો એ આત્મસમર્પણને પાતક માનવામાં ન આવે, તો ?" ચન્દ્રશેખરે પુનઃ ગંભીરતાને ધારીને પૂછ્યું.

"તો હું સંપૂર્ણ સતી છું." શૈવલિનીએ તત્કાળ ઉત્તર આપ્યું.

"ફૉસ્ટર્ના સંબંધમાં તારા મનમાં કશી પણ અભદ્ર વાસના ન હોતી કે ?" ચન્દ્રશેખરે જિજ્ઞાસા દર્શાવી.

"નહિ; કદાપિ નહિ. ફૉસ્ટર્ના સંબંધમાં હું મનસા વાચા કર્મણા નિર્વિકાર તથા પવિત્ર છું અને તેનો સાક્ષી ઘટઘટવ્યાપક પરમાત્મા છે!" શૈવલિનીએ ફૉસ્ટર્ના સંબંધમાં પોતાની નિષ્કલંક પવિત્રતાનો સાક્ષાત્કાર કરાવ્યો.

ચન્દ્રશેખર હવે હસ્તસંચાલન સાથે શૈવલિનીના મુખમંડળમાં તીવ્ર દૃષ્ટિપાત કરવા લાગ્યો અને કેટલીક વાર સુધી એ પ્રમાણે વિધાન કરીને તેણે કઠોર સ્વરથી પૂછ્યું કેઃ "આ તું સર્વથા સત્ય કહે છે કે? જે સત્ય હોય તે જણાવી દે."

નિદ્રાધીના શૈવલિનીએ ભ્રૂકુટીને સંકોચીને કહ્યું કેઃ "મેં આપને જે કાંઇ પણ કહ્યું છે તે સર્વથા સત્ય જ કહ્યું છે અને તેમાંનો એક અક્ષરમાત્ર પણ અસત્ય નથી."

ચન્દ્રશેખરે પુનઃ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને કહ્યું કેઃ "તું બ્રાહ્મણકન્યા હોવા છતાં જાતિભ્રષ્ટા થવાને ફૉસ્ટર્ સાથે ગઇ જ શામાટે વારૂ?"

"આપ સર્વશાસ્ત્રવિશારદ મહાપંડિત હોવાથી હું આપને વિવેક પૂર્વક પૂછું છું કે હું વસ્તુતઃ જાતિભ્રષ્ટા થઇ છું ખરી કે કેમ? કારણ કે, મેં તેનું સ્પર્શેલું અન્ન તો નથી જ ખાધું, પણ તેના સ્પર્શેલા જળનો પણ મારા ઓષ્ઠોને સ્પર્શ થવા નથી દીધો; અર્થાત્ હું નિત્ય મારા પોતાના હસ્તથી જ જે કાંઇ રાંધવાનું હોય તે રાંધીને ખાતી હતી તેમ જ મારી સેવામાટે ફૉસ્ટરે એક હિન્દુ પરિચારિકાની યોજના કરી આપી હતી એટલે મારી જાતિની ભ્રષ્ટતાનો સંભવ હતો જ નહિ. મેં તેની સાથે એક જ નૌકામાં નિવાસ કર્યો હતો, પરંતુ ગંગાના જળપ્રવાહમાં; એટલે એથી પણ મને પાતકનો સ્પર્શ થવાનો સંભવ હતો જ નહિ." શૈવલિનીએ પોતાની પવિત્રતાને સિદ્ધ કરી બતાવવાનો પ્રયત્ન કરતાં આ પ્રમાણેનાં વાક્યો ઉચ્ચાર્યાં.

ચન્દ્રશેખર અધોવદન થઇને બેસી રહ્યો અને અનેક પ્રકારના તર્કવિતર્ક કરતો મનોગત કહેવા લાગ્યો કેઃ "હાય, હાય! મેં આ શું કુકર્મ કર્યું! હું અકારણ એક સ્ત્રીની હત્યા કરી નાખવાને તૈયાર થઇ ગયો એ મારો કેવો અપૂર્વ પ્રમાદ!" એ પછી તેણે શૈવલિનીને પૂછ્યું કેઃ "અત્યાર સુધી આ સર્વ વાતો તેં અન્ય કોઇને કહી જ નહિ તેનું શું કારણ છે વારૂ?"

"જો મેં આ સર્વ વાર્તા કોઈને કહી હોત, તો પણ મારી આ વાર્તાને સત્ય તરીકે કોણ સ્વીકારે તેમ હતું વારૂ ?" શૈવલિનીએ પ્રશ્નના રૂપમાં કારણ દર્શાવ્યું.

"આ સર્વ વાર્તા અન્ય કોઇના જાણવામાં છે ખરી કે ?" ચન્દ્રશેખરે એક વિશેષ આશયથી આ પ્રશ્ન પૂછયો.

"આ સર્વ વાર્તાને ફૉસ્ટર્ તથા પાર્વતી સારી રીતે જાણે છે." શૈવલિનીએ ઉત્તર આપ્યું.

"પાર્વતી અત્યારે ક્યાં છે ?" ચન્દ્રશેખરે જિજ્ઞાસા દર્શાવી.

"આજથી એક માસ પૂર્વે મોંગીરમાં તેનું મરણ થઇ ગયું છે." શૈવલિનીએ આ ઉત્તરથી પોતાનો ભૂતકાલજ્ઞા તરીકે પરિચય કરાવ્યો.

"અને ફૉસ્ટર્ પણ મરી ગયો છે કે અદ્યાપિ જીવતો છે ?" ચન્દ્રશેખરે કઠોર ભાવથી પૂછયું.

"ફૉસ્ટર્ જીવતો છે અને અત્યારે તે ઉદયનાલામાં નવ્વાબ મીર કાસિમના શિબિરમાં છે." શૈવલિનીએ આ ઉત્તરથી પોતાનો વર્તમાનકાલજ્ઞા તરીકે સાક્ષાત્કાર કરાવ્યો.

ચન્દ્રશેખરે પુનઃ કેટલોક સમય વિચારમાં વીતાડયા પછી જિજ્ઞાસા દર્શાવી કેઃ "તારા આ રોગનું નિવારણ થઇ જશે એમ તને જણાય છે ખરૂં કે ?"

"આપ શ્રીમાને અત્યારે મારામાં જે યોગબળને પ્રેરી દીધું છે તે યોગબળના યોગે મારાથી જાણી શકાય છે કે આપનાં શ્રીચરણની કૃપાથી અને આપના આપેલા ઔષધના પ્રભાવથી મારા રોગનું નિવારણ થઇ જશે અને હું અવશ્ય મારા ગત આરોગ્યને પુનઃ પ્રાપ્ત કરી શકીશ." શૈવલિનીએ આ ઉત્તરના ઉચ્ચારથી પોતાનો ભવિષ્યકાલજ્ઞા તરીકે પરિચય કરાવ્યો.

"આરોગ્યને પ્રાપ્ત કરી લીધા પછી તારી ક્યાં જવાની ઇચ્છા છે વારૂ ?" ચન્દ્રશેખરે ગંભીર ભાવથી પૂછયું.

"જો મને વિષ મળી જાય, તો વિષપાન કરી લેવાની મારી ઇચ્છા છે; પરંતુ મારા હૃદયમાં નરકવાસનો ભય રહ્યા કરે છે અને તે ભય જ મને આત્મહત્યા નથી કરવા દેતો." શૈવલિનીએ પોતાની ભયાનક ઇચ્છાને સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધી.

"મૃત્યુની ઇચ્છા તું શામાટે ધરાવે છે?" ચન્દ્રશેખરે પૂછ્યું.

"આ સંસારમાં મારા નિવાસમાટે ક્યાંય કોઇ પણ સ્થાન ન હોવાથી મૃત્યુ વિના મારો ઉદ્ધાર નથી એટલામાટે." શૈવલિનીએ નિરાશાદર્શક ઉત્તર આપ્યું.

"જો તારી ઇચ્છા હોય, તો તારાથી મારા આવાસમાં રહી શકાય તેમ છે." ચન્દ્રશેખરે કહ્યું.

"આપ મને પાછી સ્વીકારી લેશો?" શૈવલિનીએ આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું.

"માની લે કે હું તને પાછી સ્વીકારી લઉં, તો?" ચન્દ્ર શેખરે ગંભીર તથા શાંત ભાવથી પૂછ્યું.

"તો હું મનસા વાચા કર્મણા નિરંતર આપની પદસેવા કરતી રહીશ; પરંતુ મને પાછી સ્વીકારી લેવાથી આપ પોતે કલંકિત થઇ જશો એનો વિચાર આપે અવશ્ય કરવાનો છે." શૈવલિનીએ કહ્યું.

એ ક્ષણે જ દૂર અચાનક અશ્વનો પદશબ્દ સંભળાયો. ચન્દ્રશેખરે કહ્યું કે: "મારામાં મારૂં પોતાનું યોગબળ છે જ નહિ એટલે અત્યારે તને જે યોગબળની પ્રાપ્તિ થયેલી છે તે યોગબળ રમાનન્દ સ્વામીનું સમર્પેલું છે. ત્યારે હવે કહે કે આ શબ્દ શાનો છે?"

"એ અશ્વનાં ચરણોનો ધ્વનિ છે." શૈવલિનીએ કહ્યું.

"અશ્વારૂઢ થઇને અહીં અત્યારે કોણ આવે છે વારૂ?" ચન્દ્રશેખરે જિજ્ઞાસા દર્શાવી.

"નવ્વાબ મીર કાસિમનો સૈનિક મહમ્મદ ઇર્ફાન." શૈવલિનીએ તે આગંતુકના નામનો ઉચ્ચાર કર્યો.

"અહીં તે અત્યારે શામાટે આવે છે?" ચન્દ્રશેખરે પૂછ્યું.

"નવ્વાબની મને જોવાની ઇચ્છા થયેલી હોવાથી મને નવ્વાબ સમક્ષ લઇ જવામાટે." શૈવલિનીએ તેના આગમનનું કારણ દર્શાવ્યું.

"નવ્વાબના શિબિરમાં ફૉસ્ટરનું આગમન થવા પૂર્વે જ નવ્વાબની તને જોવાની ઇચ્છા થઇ હતી કે તેના આવ્યા પછી?" ચન્દ્રશેખરે બુદ્ધિની સૂક્ષ્મતા દર્શાવીને પૂછ્યું.

"નવ્વાબની મને જોવાની ઇચ્છા તેમના શિબિરમાં ફૉસ્ટરના આગમનથી પૂર્વે પણ થઇ ન હોતી તેમ જ પછી પણ થઇ ન હોતી; કિન્તુ તેમણે એકસમયાવચ્છેદે અમો ઉભયને લાવીને ત્યાં ઉપસ્થિત કરી દેવામાટેની આજ્ઞા આપી હતી." શૈવલિનીએ શાંત ભાવથી કહ્યું.

"ચિન્તા નહિ; ત્યારે તું હવે નિદ્રાધીન થઇ જા." શૈવલિનીને આવી રીતે નિદ્રાધીન થવાની આજ્ઞા સંભળાવીને ચન્દ્રશેખરે બાહ્ય ભાગમાં વિરાજેલી સર્વ વ્યક્તિઓને ગૃહમાં બોલાવી લીધી અને તે સર્વ વ્યક્તિઓ ગૃહમાં આવી એટલે ચન્દ્રશેખર તેમને સંબોધીને કહેવા લાગ્યો કે: "શૈવલિની અત્યારે નિદ્રાધીન થયેલી છે એટલે જ્યારે એની નિદ્રાનો ભંગ થાય ત્યારે એને આ પાત્રમાં જે ઔષધ છે તે પાઈ દેજો. અત્યારે નવ્વાબનો એક સૈનિક અહીં આવે છે, તે આવતી કાલે શૈવલિનીને અહીંથી લઇ જશે એટલે તમો પણ એની સાથે ત્યાં જજો."

ચન્દ્રશેખરના મુખથી આ વાર્તા સાંભળીને તે સર્વ મનુષ્યો ભયભીત તથા આશ્ચર્યચકિત થઇ ગયાં અને ચન્દ્રશેખરને પૂછવા લાગ્યાં કે: "તે સૈનિક શૈવલિનીને નવ્વાબ પાસે શામાટે લઇ જવાનો છે વારુ?"

"અધીર તથા ભયભીત ન થાઓ; કારણ કે, હમણાં થોડીવારમાં જ શૈવલિનીને નવ્વાબ પાસે લઇ જવાનું કારણ તમારા જાણવામાં આવી જશે." ચન્દ્રશેખરે આશ્વાસક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

મહમ્મદ ઈર્ફાનનું આગમન થતાં પ્રતાપ તેના આદરસત્કા-

રના કાર્યમાં નિયુક્ત થઇ ગયો અને ચન્દ્રશેખરે શુભ ભાવથી રમાનન્દ સ્વામીને આજની ઘટનાનો આદિથી અંત પર્યન્ત સમસ્ત વૃત્તાન્ત કહી સંભળાવ્યો. તે વૃત્તાન્તને સાંભળી લઇને રમાનન્દ સ્વામીએ ચન્દ્રશેખરને કહ્યું કે: "આવતી કાલે આપણ બન્નેએ પણ નવ્વાબના દરબારમાં હાજર રહેવું જ પડશે એટલે અત્યારથી જ પ્રવાસની તૈયારી કરી રાખજે."

## સપ્તમ પરિચ્છેદ

### નવ્વાબના દરબારમાં

"Trust not man; we are by nature false,
Dissembling, subtle, cruel, and unconstant;
When a man talks of love, with caution trust him,
But if he swears, he'll certainly deceive thee."

*Otway.*

એક ભવ્ય તથા વિશાળ તંબૂમાં બંગાળાનો છેલ્લો નવ્વાબ મીર કાસિમ અલી ખાન પોતાના નવ્વાબી દોરદમામથી પોતાની મસ્નદપર વિરાજેલો હતો. અહીં મીર કાસિમને બંગાળાના છેલ્લા નવ્વાબ તરીકે ઓળખાવવાનું કારણ એ છે કે મીર કાસિમ પછી જે સર્વ પુરુષો નવ્વાબ નામ ધારણ કરીને બંગાળાની મસ્નદપર વિરાજ્યા હતા તેમનામાંનો કોઇ પણ પુરુષ વાસ્તવિક રાજસત્તાધીશ હતો જ નહિ; અર્થાત્ તેઓ નામમાત્રના જ નવ્વાબ હતા.

અસ્તુ: મુક્તા, પ્રવાલ, રજત તથા કાંચન આદિથી સુશોભિત ઉચ્ચ સિંહાસનપર નવ્વાબ મીર કાસિમ અલી ખાન પોતાના શરીરને મુક્તા તથા હીરકમંડિત અલંકારોવડે શૃંગારીને અને શિરોભાગમાં સૂર્યપ્રભહીરકખંડરંજિત રાજમુકુટને ધારણ કરીને પોતાના દરબારમાં વિરાજેલો દેખાતો હતો. તેના એક પાર્શ્વમાં તેના

અનુચરો પંક્તિબદ્ધ અવસ્થામાં હસ્તદ્વય જોડીને ઊભા હતા અને અમાત્યો તથા રાજકર્મચારીઓ તેમને બેસવાની અનુમતિ મળેલી હોવાથી જાનુદ્વારા ભૂમિને સ્પર્શ કરીને નીરવ અવસ્થામાં બેઠેલા દૃષ્ટિગોચર થતા હતા. નવ્વાબે ગંભીર મૌનનો ભંગ કરીને ગંભીરતાથી પૂછ્યું કેઃ " કયદીઓ હાજિર છે ? "

" સર્વ કયદીઓ હાજિર છે, જહાંપનાહ ! " મહમ્મદ ઈર્ફાને વિનય પૂર્વક ઉત્તર આપ્યું.

નવ્વાબે સર્વથી પ્રથમ લૉરેન્સ્ ફૉસ્ટરને દરબારમાં લાવવાની આજ્ઞા સંભળાવી અને તે આજ્ઞા અનુસાર જ્યારે ફૉસ્ટરને સિપાહીઓ દરબારમાં લઇ આવ્યા અને તે નવ્વાબ સમક્ષ આવીને ઊભો રહ્યો એટલે નવ્વાબે તેને પૂછ્યું કેઃ " તું કોણ છે ? "

લૉરેન્સ્ ફૉસ્ટર્ જ્યારથી ગિરફ્તાર થયો હતો ત્યારથી એ તો જાણી ચૂક્યો હતો કેઃ "હવે નવ્વાબના હસ્તમાંથી મારો નિસ્તાર થવાનો નથી ! " અને તેથી છેલ્લી ઘડિયે તેણે પોતાના મનમાં એવો નિશ્ચય કરી લીધો કેઃ " અત્યાર સુધી તો હું અંગ્રેજ નામને કલંકિત જ કરતો રહ્યો છું; પરંતુ અત્યારે હવે મૃત્યુને તો હું એક સત્ય અંગ્રેજ પ્રમાણે નિર્ભયતાથી જ સ્વીકારીશ ! " આવા પ્રકારના મનોગત નિશ્ચયપર આવીને તેણે કહ્યું કેઃ " મારૂં નામ લૉરેન્સ્ ફૉસ્ટર્ છે. "

" તું કઈ જાતિનો મનુષ્ય છે ? " મીર કાસિમે પૂછ્યું.

" હું અંગ્રેજ જાતિનો મનુષ્ય છું. " ફૉસ્ટરે ઉત્તર આપ્યું.

" અંગ્રેજો અમારા દુશ્મન છે અને તું અંગ્રેજ હોવા છતાં મારી છાવણીમાં આવ્યો છે તેનું શું કારણ છે વારૂ ? " નવ્વાબે ભ્રૂકુટીને વક્ર કરીને જિજ્ઞાસા દર્શાવી.

" હું આપની છાવણીમાં આવ્યો છું તો ખરો એટલે મારા એ અપરાધની જે સજા ફર્માવવાની હોય તે પોતાની ઇચ્છા પ્રમાણે આપ ખુશીથી ફર્માવો; કારણ કે, હું અત્યારે આપના પંજામાં

સપડાયલો છું. હું અહીં શામાટે અને શા કારણથી આવ્યો હતો એ પ્રશ્ન પૂછવાની કશી પણ આવશ્યકતા નથી અને જો આપ એ પ્રશ્ન પૂછશો તો આપના એ પ્રશ્નનું મારાથી મુખથી હું કાંઇ પણ ઉત્તર આપવાનો નથી એટલે આપનો એ પરિશ્રમ સર્વથા વ્યર્થ જ થવાનો છે." ફૉસ્ટરે આ ઉત્તરથી પોતાની નિર્ભયતાનો પરિચય કરાવી દીધો.

પરંતુ નવ્વાબ તેના એ ઉત્તરથી કોપાયમાન ન થતાં હસ્યો અને ત્યારપછી બોલ્યો: કે: "તારા આ જવાબથી તું નિર્ભય મનુષ્ય છે એમ સાફ સાફ દેખાઇ આવે છે અને તેથી જ હું તને પૂછું છું કે જે સત્ય વાર્તા હોય તે તું જણાવીશ ખરો કે ?"

"અંગ્રેજ બચ્ચો કદાપિ અસત્ય બોલતો જ નથી." ફૉસ્ટરે અધિક નિર્ભયતા દર્શાવીને પોતાની જાતિના ગૌરવનું દર્શન કરાવ્યું.

"અંગ્રેજ બચ્ચો કદાપિ અસત્ય બોલતો જ નથી, એમ કે ? ઠીક છે, એ સત્યનો હમણાં જ પ્રકાશ થઇ જશે." ફૉસ્ટરને આ પ્રમાણે કહીને નવ્વાબે કહ્યું કે: "મને કોણે કહ્યું હતું કે મહાશય ચન્દ્રશેખર પધાર્યા છે ? જો તેઓ પધાર્યા હોય, તો તેમને માન પૂર્વક દરબારમાં લઇ આવો."

મહમ્મદ ઇર્ફાન ચન્દ્રશેખરને દરબારમાં લઇ આવ્યો એટલે નવ્વાબે ચન્દ્રશેખરને જોઇને પૂછ્યું કે: "આ ગોરાને આપ ઓળખો છો ખરા કે ?"

"મેં એનું નામ સાંભળ્યું છે; પણ હું પોતે એને ઓળખતો નથી." ચન્દ્રશેખરે ઉત્તર આપ્યું.

"બહુ સારૂં. બાંદી કુલ્સુમ ક્યાં છે ?" નવ્વાબે કુલ્સુમના નામનો ઉચ્ચાર કર્યો.

કુલ્સુમ દરબારમાં આવી એટલે નવ્વાબે ફૉસ્ટરને પૂછ્યું કે: "તું આ બાંદીને ઓળખે છે ખરો કે ?"

"હા, હું એને સારી રીતે ઓળખું છું." ફૉસ્ટરે કહ્યું.

"એ કોણ છે ?" નવ્વાબે પૂછ્યું.

"આપ નામદારની બાંદી." ફૉસ્ટરે ઉત્તર આપ્યું.

"મહમ્મદ શફીને હાજિર કરો." નવ્વાબે હુકમ ફર્માવ્યો.

મહમ્મદ ઈર્ફાન મહમ્મદ શફી ખાનને શૃંખલાબદ્ધ અવસ્થામાં દરબારમાં લઇ આવ્યો. મહમ્દ શફી ખાને આટલો સમય 'નવ્વાબના પક્ષમાં રહેવું કે અંગ્રેજોના પક્ષમાં જવું ?' એ વિષયના વિચારમાં જ વીતાડી દીધો હતો અને તેથી તે એ દિવસ પર્યન્ત શત્રુઓના પક્ષમાં ભળી શક્યો ન હોતો. પરંતુ નવ્વાબના સેનાપતિઓએ તેને વિશ્વાસઘાતક ધારીને તેનાં સર્વ કાર્યોપર સંપૂર્ણ દૃષ્ટિ રાખી હતી અને અલી ઈબ્રાહીમ ખાન તેને કોઈ પણ પ્રકારના વિશેષ આયાસ વિના કયદ કરીને ઉદયનાલામાં લઈ આવ્યો હતો.

મહમ્મદ શફી ખાન પ્રતિ દૃષ્ટિપાત ન કરતાં નવ્વાબે કુલ્સૂમને પૂછ્યું કેઃ "કુલ્સૂમ, તું મોંગીરથી કલકત્તા કેવી રીતે અને કેવી હાલતમાંથી પસાર થઈને પહોંચી હતી, તે કહે જોઇએ."

કુલ્સૂમે નવ્વાબ મીર કાસિમની આજ્ઞા અનુસાર આનુપૂર્વિક સમન્ત વૃત્તાન્ત તેમ જ તે સાથે દલની બેગમનો પણ સકલ વૃત્તાન્ત કહી સંભળાવ્યો અને ત્યાર પછી યુક્ત કર તથા અશ્રુપૂર્ણ નયનોવડે તે ઉચ્ચ સ્વરથી કહેવા લાગી કેઃ "જહાંપનાહ, હું આ આમ દરબારમાં આ મહાપાપિષ્ઠ સ્ત્રીઘાતક મહમ્મદ શફીના નામની નાલિસ કરૂં છું કે આ નરપિશાચે મહાપવિત્રચરિત્રા અને પુણ્યશીલા બેગમસાહેબા દલની બીબીના ચારિત્ર્યમાં કાલ્પનિક કલંકનો આરોપ કરીને આપ દયાળુ તથા નિષ્કપટ નવ્વાબ સાહબને ઠગ્યા છે, આપ નામદારની ભયંકર પ્રવંચના કરી છે અને આ સંસારની સ્ત્રીજાતિમાં રત્ન સમાન પ્રભાને વિસ્તારનારાં દલની બેગમની અત્યંત નિર્દયતાથી એક પિપીલિકા પ્રમાણે હત્યા કરી નાખી છે; એટલામાટે, હે જહાંપનાહ ! આપ પણ આ

નરાધમની એવી જ નિર્દયતાથી પિપીલિકા પ્રમાણે હત્યા કરી નાખો અને દલની બેગમની હત્યાનો બદલો વ્યાજ સુદ્ધાં વાળી લ્યો !"

કુલ્સુમના એ વાદનો પ્રતિવાદ કરતાં મહમ્મદ શરીએ કહ્યું કેઃ "આ સર્વ અસત્ય વાર્તા છે; તારો સાક્ષી કોણ છે ?"

એના ઉત્તરમાં કુલ્સૂમ વિસ્ફારિત લોચનો સહિત ગર્જના કરતી કહેવા લાગી કેઃ "મારો સાક્ષી ? આસમાન તરફ નજર કર એટલે મારો ગવાહ તારા જોવામાં આવી જશે ! અર્થાત્ મારો સાક્ષી પરવરદિગાર છે ! તેમ જ પોતાની છાતીપર હાથ રાખીને જો એટલે ત્યાં પણ મારો સાક્ષી વિરાજેલો દેખાઈ આવશે ! અર્થાત્ મારો ગવાહ તું પોતે જ છે ! છતાં પણ જો કોઇ અન્ય મનુષ્યની ગવાહીની આવશ્યક્તા તને દેખાતી હોય, તો આ ફિરંગીને જ જે પુછવાનું હોય તે પૂછી લે એટલે જે સત્ય હશે તે તત્કાળ તરી આવશે."

"કેમ ફિરંગી, આ બાંદી જે કાંઇ કહે છે તે સત્ય છે કે કેમ ? તું પણ આમિયેટ્ની સાથે હતો; તારા પોતાના શબ્દોને સ્મરણમાં રાખજે કે અંગ્રેજ બચ્ચો કદાપિ અસત્ય બોલતો જ નથી." નવ્વાબે ફૉસ્ટરને ઉદ્દેશીને આ શબ્દો ઉચ્ચાર્યા.

ફૉસ્ટરે તે પોતે જે કાંઇ પણ જાણતો હતો તે સત્ય સત્ય જણાવી દીધું અને તેથી સર્વ જનોના જાણવામાં આવી ગયું કે દલની બેગમ સર્વથા નિરપરાધિની તથા અન્ત પર્યન્ત પવિત્રચરિત્રા હતી. મહમ્મદ શરી પોતાના મુખને નીચું કરીને ઊભો રહ્યો.

એ વેળાયે ચન્દ્રશેખર કિંચિદ્ અગ્રેસર થઇને કહેવા લાગ્યો કેઃ "ધર્માવતાર, આ બાંદીનું કથન સર્વથા સત્ય છે એનો હું પણ એક શાક્ષી છું; કારણ કે, તે બ્રહ્મચારી હું પોતે જ છું."

કુલ્સમે ચન્દ્રશેખરના કંઠસ્વરથી ચન્દ્રશેખરને બ્રાહ્મચારી તરીકે ઓળખી લીધો અને તેથી કહ્યું કેઃ "ખરેખર, તે બ્રાહ્મચારી મહાશય આ પવિત્ર પુરુષ પોતે જ છે."

ચન્દ્રશેખર કહેવા લાગ્યો કેઃ " રાજન્ ' જો આ ફિરંગી સત્યવાદી હોય, તો એને આપ બીજા પણ એક બે પ્રશ્નો પૂછી લ્યો."

નવ્વાબે ચન્દ્રશેખરના આશયને જાણીને કહ્યું કેઃ " એને જે પ્રશ્નો પૂછવાની આપની ઇચ્છા હોય તે પ્રશ્નો આપ પોતે જ પૂછી લ્યો. દુભાષિયો એને આપના પ્રશ્નોનો આશય સમજાવી દેશે અને એનાં ઉત્તરોનો આશય આપને જણાવી દેશે. "

ચન્દ્રશેખરે નવ્વાબની સૂચના અનુસાર ફૉસ્ટર્‌ને ઉદ્દેશીને જિજ્ઞાસા દર્શાવી કેઃ " તું કહે છે કે ચન્દ્રશેખરનું નામ તે સાંભળ્યું છે તો તે ચન્દ્રશેખર હું પોતે જ છું. તેં તેની..........."

પરંતુ ચન્દ્રશેખરના પ્રશ્નની સમાપ્તિ થવા પૂર્વે જ ફૉસ્ટર્ ઉચ્છૃંખલતા દર્શાવતો કહેવા લાગ્યો કેઃ " આપ કૃપા કરીને મને પ્રશ્નો પૂછવાનો અકારણ પરિશ્રમ ન લ્યો. હું સ્વાધીન હોવાથી મારા હૃદયમાં મરણની ભીતિ છે જ નહિ. આ સ્થાનમાં કોઈ પણ પ્રશ્નનું ઉત્તર આપવું કે ન આપવું એ મારી ઇચ્છાને આધીન છે અને અત્યારે આપના પ્રશ્નોનાં ઉત્તરો આપવાની મારી ઇચ્છા છે જ નહિ."

નવ્વાબે આજ્ઞા સંભળાવી કેઃ "તો શૈવલિનીને દરબારમાં લાવો."

શૈવલિની દરબારમાં આવી અને ફૉસ્ટર્ તેને તત્કાળ ઓળખી ન શક્યો; કારણ કે, તે રુગ્ણા, શીર્ણા તથા મલિના થયેલી હતી; તેણે અત્યારે પોતાના શરીરપર જીર્ણ, સંકીર્ણ તથા મલિન સાડી પરિધાન કરેલી હતી; તેનો કેશકલાપ ઓળ્યા વિનાનો હોવાથી અસ્તવ્યસ્ત દેખાતો હતો તેમ જ તેમાં ધૂળનો પણ સમાવેશ થયેલો હતો; માત્ર એટલું જ નહિ, પણ તેનું સમસ્ત શરીર ધૂલિધૂસર થયેલું હતું; તેની એક સમયની મખમલ જેવી મૃદુ ચામડી ખડબચડી તથા શુષ્ક થઇ ગઈ હતી; તેના મુખમંડળમાં ઉન્માદદર્શક હાસ્યની છટા વિલસી રહી હતી અને તેનાં લોચનોમાં પાગલની જિજ્ઞાસાદર્શિની દૃષ્ટિનો સાક્ષાત્કાર થયા કરતો હતો. શૈવલિનીના આવા અવતારના અવલોકનથી ફૉસ્ટર્ કંપાયમાન થવા લાગ્યો.

નવ્વાબે ફૉસ્ટરને પૂછ્યું કેઃ " આ અબળાને તું ઓળખે છે ખરો કે ? "

" જી, હા; હું એને બરાબર ઓળખું છું. " ફૉસ્ટરે ઉત્તર આપ્યું

" આ સ્ત્રી કોણ છે ? " નવ્વાબે પૂછ્યું.

" ચન્દ્રશેખરની પત્ની શૈવલિની. " ફૉસ્ટરે કહ્યું.

"તું આ અબળાને આટલી સીમા પર્યન્ત ઓળખી શક્યો તે શાથી વારુ ?" નવ્વાબે ઓળખાણનું કારણ જાણવાની ઇચ્છા દર્શાવી.

પરંતુ એના ઉત્તરમાં ફૉસ્ટરે કહ્યું કેઃ " આપને જે યોગ્ય દંડ દેખાય તે દંડ મને આપો એટલે તે દંડને ભોગવવાને હું આ ક્ષણે જ તૈયાર છું; પરંતુ આપના આ પ્રશ્નનું ઉત્તર તો હું નથી જ આપવાનો. "

" મારો તો એ જ અભિપ્રાય છે કે તને શિકારી શ્વાનોના મુખમાં સમર્પી દેવો કે જેથી તેઓ તારા શરીરનો તેને ફાડી ચીરીને ભક્ષ કરી જાય; કારણ કે, તારા જેવા પાપાત્મા નરપિશાચમાટે આ શિક્ષા સર્વથા ઉચિત છે. " નવ્વાબે કોપાયમાન થઇને કહ્યું.

ફૉસ્ટરનું મુખ વિશુષ્ક થઇ ગયું અને તેના હસ્તપાદાદિમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો. થોડી વાર પછી તેના હૃદયમાં ધૈર્યનો આવિર્ભાવ થતાં તે કહેવા લાગ્યો કેઃ " જો આપનો મારું મૃત્યુ નિપજાવવાનો જ દૃઢ અભિપ્રાય થયેલો હોય, તો કોઇ અન્ય પ્રકારે મારું મરણ નિપજાવો. "

નવ્વાબ અત્યંત ગંભીર મુખમુદ્રા તથા ગંભીરતમ સ્વરથી કહેવા લાગ્યો કેઃ " નહિ; આ દેશમાં એક પ્રાચીન દંડવિધાન વિષયક કિંવદન્તી પ્રચલિત છે અને તેને સર્વ જનો જાણે છે. અર્થાત્ તે દંડ એવી રીતે અપાય છે કે પ્રથમ અપરાધીને કટિ પર્યન્ત ભૂમિમાં દાટી દેવામાં આવે છે અને ત્યાર પછી તેના પર તેને ફાડી ખાવામાટે શીખવેલા શિકારી કૂતરાને છોડી મૂકવામાં આવે છે.

જ્યારે તે શિકારી શ્વાનો તે અપરાધીના માંસના ભોજનથી તૃપ્ત થઇને ચાલ્યા જાય છે એટલે પછી તે અર્ધ ભક્ષાયલો અપરાધી અર્ધમૃત અવસ્થામાં ત્યાંનો ત્યાં દટાયલો જ પડ્યો રહે છે; કારણ કે, પુનઃ જ્યારે તે શિકારી શ્વાનો ભૂખ્યા થાય છે ત્યારે વળી પાછા ત્યાં આવીને તેને ફાડવાના અને તેના માંસને આરોગવાના વ્યવસાયને આરંભી દે છે. હું તારામાટે અને મહમ્મદ શફીમાટે આ દંડવિધાનની આજ્ઞા આપું છું."

બંધનયુક્ત શફીખાને આર્ત પશુ પ્રમાણે એક વિકટ ચીત્કાર કર્યો અને ફૉસ્ટર્ ગોઠણુમંડીએ ભૂમિપર બેસી જઇને પોતાના ઉભય હસ્તોને જોડી ઊર્ધ્વ નયનથી જગદીશ્વરનું આવ્હાન કરવા લાગ્યો. તે ઈશ્વરને સંબોધીને મનોગત કહેવા લાગ્યો કેઃ "હે કરુણાસિન્ધુ જગદીશ્વર, અત્યાર સુધીમાં મેં કદાપિ તારી પ્રાર્થના કરી નથી, હૃદયમાં કદાપિ તારૂં સ્મરણ કર્યું નથી અને મારા અત્યાર સુધીના જીવનને મેં કેવળ પાપોમાં જ વીતાડી દીધું છે. તું ઇશ્વર આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવે છે એ વિચારમાત્ર પણ મારા મનમાં કદાપિ આવ્યો ન હોતો; પરંતુ આજે હું સર્વથા અસહાય તથા નિરાધાર થઇ ગયો છું અને તેથી જ તારી કરુણા તથા સહાયતાને યાચી રહ્યો છું. હે નિરુપાયોના ઉપાય; નિરાધારોના આધાર અને નિઃસહાયોના સહાયક પરમાત્મન્, તું મને બચાવી લે, મારા જીવનને રક્ષી લે ! !"

ફૉસ્ટર્ની આ અવસ્થાને જોઇને કોઇએ લેશમાત્ર પણ આશ્ચર્યચકિત થવાનું નથી; કારણ કે, જે નાસ્તિકો તથા અનીશ્વરવાદીએ ઈશ્વરના અસ્તિત્વને સ્વીકારતા જ નથી તે નાસ્તિકો તથા અનીશ્વરવાદીઓ પણ વિપત્તિમાં આવી પડતાં ઇશ્વરનું ભક્તિભાવ પૂર્ણ આરાધન તથા આવ્હાન કરવા મંડી જાય છે. અર્થાત્ એ નિયમને અનુસરીને ફૉસ્ટરે પણ ઇશ્વરનું આવ્હાન કરેલું હોવાથ એમાં આશ્ચર્ય જેવું કાંઇ છે જ નહિ.

અસ્તુઃ પ્રાર્થનાથી સમાપ્તિ કરીને ફૉસ્ટરે પોતાનાં નયનોને નીચાં નમાવતાં અચાનક તંબૂના બાજુ ભાગમાં તેની દૃષ્ટિ પડી અને ત્યાં એક જટાજૂટધારી, કાષાયવસ્ત્રપરિહિત, શ્વેતશ્મશ્રુવિભૂષિત તથા વિભૂતિરંજિત એક તેજસ્વી પુરુષ તેના પ્રતિ પોતાની દૃષ્ટિને સ્થિર કરીને તેને જોતો ઊભેલો તેના જોવામાં આવ્યો. ફૉસ્ટર્ તે તેજસ્વી પુરુષનાં નયનોને સ્થિર દૃષ્ટિથી જોઇ રહ્યો અને અનુક્રમે તેનું ચિત્ત પણ દૃષ્ટિને વશીભૂત થઈ ગયું. ફૉસ્ટરે પોતાનાં ચક્ષુઓને નીચાં ઢાળી દીધાં અને દારુણ નિદ્રાના યોગે જાણે તેનું શરીર વિવશ થવા લાગ્યું હોયની ! એવો તેને ભાસ થવા લાગ્યો. ક્ષણ પશ્ચાત્ જાણે તે જટાજૂટધારી પુરુષના ઓષ્ઠાધર તેને વિચલિત થતા દેખાયા, તે પુરુષ જાણે કાંઇ બોલતો હોય એવો તેને બોધ થવા લાગ્યો અને અંતે જાણે તે પુરુષનો જલપૂર્ણ મેઘના ધ્વનિ સમાન ગંભીર કંઠ-ધ્વનિ તેનાં શ્રવણોમાં પ્રવેશ કરીને જાણે એમ દર્શાવી રહ્યો હોયની ! કેઃ "હું તને શિકારી કૂતરાનો ભક્ષ થતો અટકાવીશ; આ ભયાનક દંડવિધાનનું નિવારણ કરી દઇશ અને તારો ઉદ્ધાર કરીશ; પરંતુ તું મારા પ્રશ્નનું ઉત્તર આપ. મારો તે પ્રશ્ન એ છે કેઃ તું શૈવલિ-નીનો જાર અથવા પ્રેમિક છે કે કેમ ?" એવો ફૉસ્ટર્‌ને પ્રત્યક્ષ સમાન ભાસ થવા લાગ્યો.

ફૉસ્ટરે એક વાર તે ધૂલિધૂસરિતા તથા ઉન્માદિની શૈવલિની પ્રતિ દૃષ્ટિપાત કર્યો અને કહ્યું કેઃ "નહિં, હું શૈવલિનીનો જાર નથી."

સર્વ જનોએ તેના એ શબ્દો સ્પષ્ટ રૂપમાં સાંભળ્યા કેઃ "હું શૈવલિનીનો જાર કિંવા યાર નથી." તે વજ્રગંભીર સ્વરથી એક અન્ય પ્રશ્ન પૂછાયો અને તે પ્રશ્ન પૂછનાર નવ્વાબ હતો, ચન્દ્રશેખર હતો કે કોઇ અન્ય પુરુષ હતો એ રહસ્યને ફૉસ્ટર્ જાણી શક્યો નહિ; માત્ર તેણે વજ્રગંભીર સ્વરથી પૂછાયલો પ્રશ્ન સાંભળ્યો અને તે એ કેઃ "તો પછી શૈવલિનીએ તારા બજરામાં શા કારણથી નિવાસ

કર્યો હતો વારૂ ?"

એ પ્રશ્નના ઉત્તરમાં ફૉસ્ટર્ ઉચ્ચ સ્વરથી કહેવા લાગ્યો કેઃ "હું શૈવલિનીના રૂપમાં મુગ્ધ થઇને એને એના ગૃહમાંથી બળાત્કારે ઉપાડી લાવ્યો હતો; કારણ કે, એનું મન મારામાં આસક્ત થયેલું હતું એવી મારી માન્યતા હતી. પરંતુ ત્યાર પછી જ્યારે એ મારી વૈરિણીના સ્વરૂપમાં મારા જોવામાં આવી એટલે મારી એ માન્યતા અસત્ય તથા ભ્રમમૂલક હતી એમ મારા જાણવામાં આવી ગયું. બજરામાં એની સાથેના પ્રથમ સાક્ષાત્કારના પ્રસંગે જ એ સુન્દરી શૈવલિનીએ પોતાની છુરીને મ્યાનમાંથી બહાર કાઢીને મને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કેઃ 'જો તમો મારા કમરામાં આવશો, તો આ છુરીથી હું તમારી પણ હત્યા કરી નાખીશ અને હું પોતે પણ આત્મહત્યા કરીને મરી જઈશ; હું તમારી જન્મદાત્રી માતા સમાન છું એ તમો કદાપિ ભૂલી જશો નહિ!' એ ઘટના પછી હું એની પાસે કદાપિ જઈ શક્યો ન હોતો અને એના શરીરને મારા હસ્તનો કદાપિ સ્પર્શમાત્ર પણ નથી થયો."

સર્વ જનોએ ફૉસ્ટર્ના આ ભાષણનું લક્ષ પૂર્વક શ્રવણ કર્યું અને તેથી આશ્ચર્યદર્શક દૃષ્ટિથી તેઓ એક બીજાના મુખને જોવા લાગ્યા.

ત્યાર પછી ચન્દ્રશેખરે ફૉસ્ટર્ને પૂછ્યું કેઃ "આ શૈવલિનીને તેં ત્યારે મ્લેચ્છના હસ્તથી રંધાયલું અન્ન કેવી રીતે અને કેમ કરીને ખવડાવ્યું ?"

ફૉસ્ટર્ કુંઠિત થઇને કહેવા લાગ્યો કેઃ "આ શૈવલિનીએ એક વાર પણ મારૂં એટલે કે જેને મારા હસ્તનો સ્પર્શ થયો હોય તેવું અન્ન ખાધું નથી; કારણ કે, તે પોતાનું ભોજન પોતે જ રાંધીને તૈયાર કરતી હતી અને ખાતી હતી."

"એ શું રાંધતી હતી વારૂ ?" ચન્દ્રશેખરે શાંત મુદ્રાથી પૂછ્યું.

"કેવળ ચોખા. અને ભાત સાથે દુગ્ધ વિના એ અન્ય કોઈ

પણ પદાર્થ ખાતી ન હોતી." ફૉર્સ્ટરે ઉત્તર આપ્યું.

"અને જળ ?" ચન્દ્રશેખરે જિજ્ઞાસા દર્શાવી.

"ગંગામાંથી જળ પણ એ પોતાને જોઇયે તેટલું પોતે જ ભરી લેતી હતી." ફૉર્સ્ટરે જણાવ્યું.

એ ક્ષણે જ અચાનક ધુડૂમ્, ધૂમ્, ધુડૂમ્ એવા પ્રકારનો ગર્જનાતુલ્ય ધ્વનિ સર્વનાં શ્રવણોમાં આવીને અથડાયો.

નવ્વાબે પૂછ્યું કેઃ "હેં, આ શું ? આ શાનો ધ્વનિ ?"

"અંગ્રેજોની તોપોમાંથી છૂટતા ગોળા વિના આ અન્ય શાનો ધ્વનિ હોઇ શકે તેમ છે વારુ ? મને લાગે છે કે અંગ્રેજોએ આપણા શિબિરપર આક્રમણ કરી દીધું છે." મહમ્મ ઇર્ફાને કાતર સ્વરથી કહ્યું.

તત્કાળ સર્વ જનો ઉઠીને તંબુમાંથી શીઘ્રતાથી બહાર નીકળી જવા લાગ્યા. ધુડૂમ્, ધૂમ, ધુડૂમ એ પ્રમાણે તોપના અવાજો પુનઃ સંભળાવા લાગ્યા અને ત્યારપછી બહુ તોપોનો એકત્ર ભીષણ ધ્વનિ શ્રવણગોચર થવા લાગ્યો. તે ભીમ નાદ ક્ષણે ક્ષણે વિશેષ અને વિશેષ નિકટમાં આવતો જતો હતો. રણવાદ્યો વાગવા લાગ્યાં અને સર્વત્ર તુમુલ કોલાહલનો અધિકાર વ્યાપી ગયો. અશ્વોના પદાઘાત, શસ્ત્રોના ઝણત્કાર અને સૈનિકોના જયધ્વનિઓ સમુદ્રના વર્ષાકાલિક તરંગોવત્ ગર્જના કરવા લાગ્યા; ધૂમ્રરાશિથી ગગનમંડળ પ્રચ્છન્ન થઇ ગયું, તે ધૂમ્રરાશિ દિગ્દિગન્તમાં વ્યાપી ગયો અને તેથી જાણે સુષુપ્તિકાળમાં જલોચ્છવાસથી ઊછળતો વિક્ષુબ્ધ મહાસાગર આવીને આસપાસ ફરી વળ્યો હોયની ! એવો જ સર્વને ભાસ થવા લાગ્યો.

નવ્વાબના અમાત્યો તથા અન્ય અનુચરો આદિ એક બીજાને દૂર હટાવતા તંબુમાંથી બહાર નીકળી ગયા; તેમનામાંના કેટલાક રણભૂમિમાં જવાને અગ્રેસર થયા અને કેટલાક ભીરુ કાપુરુષો પલાયન પણ કરી ગયા. કુલસમ, ચન્દ્રશેખર, શૈવલિની તથા ફૉર્સ્ટર્ પણ બહાર નીકળી ગયાં અને તેથી નવ્વાબ તથા શૃંખલાબદ્ધ મહ-

મ્મદ શફી એ બે પુરુષો જ તંબૂમાં એકલા રહી ગયા.

એ ક્ષણે જ તોપના ગોળા આવીને તંબૂમાં પડવા લાગ્યા. આવા સમયમાં નવ્વાબે પોતાના કટિબંધમાં લટકતી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢી લઇને પોતાના હસ્તથી જ મહમ્મદ શફીની છાતીમાં ઊતારી દીધી. મહમ્મદ શફીના જીવનદીપનું નિર્વાણ થઇ ગયું અને તેના મરણનો નિશ્ચય થતાં અંતે નવ્વાબ મીર કાસિમ પોતે પણ અન્ય જનો પ્રમાણે તંબૂમાંથી તત્કાળ બહાર નીકળી ગયો.

## અષ્ટમ પરિચ્છેદ

### યુદ્ધક્ષેત્રમાં

"'Twas whisper'd in Heaven, 't was mutter'd in Hell,
And echo caught faintly the sound as it fell;
On the confines of earth 't was permitted to rest,
And the depths of the ocean its presence confessed."

*Byron.*

શૈવલિનીને લઇને તંબૂમાંથી બહાર આવ્યા પછી ચન્દ્રશેખરે જોયું તો રમાનન્દ સ્વામી પણ ત્યાંજ ઊભેલા તેના જોવામાં આવ્યા. ચન્દ્રશેખરને જોઇને રમાનન્દ સ્વામીએ કહ્યું કે: " ચન્દ્રશેખર, હવે અત્યારે કયા માર્ગને સ્વીકારવાનો તારો વિચાર છે ?

" શૈવલિનીની રક્ષા કેવી રીતે કરવી, એ જ અત્યારનો સર્વથી પ્રધાન અને વિચારણીય પ્રશ્ન છે; કારણ કે, ચતુર્દિશામાં તોપના ગોળાની વૃષ્ટિ થતી હોવાથી અને સર્વત્ર ધુમ્રજન્ય અંધકાર વ્યાપેલો હોવાથી આવી પરિસ્થિતિમાં કયાં જવું, એનો કશો પણ નિશ્ચય કરી શકાતો નથી." ચન્દ્રશેખરે વિષાદયુક્ત અંતઃકરણથી આ શબ્દો ઉચ્ચાર્યા.

રમાનન્દ સ્વામી ચન્દ્રશેખરની આ ચિન્તાશીલતાને જોઈને

આશ્વાસક ભાવથી કહેવા લાગ્યા કેઃ "આટલી સીમા પર્યન્ત ચિન્તાને હૃદયમાં સ્થાન આપવાની કશી પણ આવશ્યકતા નથી. આ મુસલ્માન સૈનિકો કઇ દિશામાં પલાયન કરી રહ્યા છે એ તું જુએ છે ખરો કે નહિ ? જે સ્થાનમાં યુદ્ધના આરંભમાં જ પલાયનનો આશ્રય લેવાતો હોય તે સ્થાનમાં વિજયના આગમનનો સંભવ હોઇ શકે ખરો કે ? મને તો આ અંગ્રેજ જાતિ અતિશય ભાગ્યવતી, બલવતી તથા કૌશલ્યમયી દેખાય છે અને તેથી મને તો એવો જ ભાસ થયા કરે છે કે આ અંગ્રેજ જાતિ એક દિવસ સમસ્ત ભારતવર્ષને અવશ્ય અધિકૃત કરી લેશે. ચાલ, ત્યારે આપણે પણ હવે આ પલાયનપરાયણ મુસલ્માનોની પાછળ પાછળ ચાલ્યા જઇએ. તારે મારી પોતાની તો કશી પણ ચિન્તા રાખવી જ નહિ તેમ જ મારે તારા સંબંધમાં પણ ચિન્તા રાખવાની આવશ્યકતા નથી; અર્થાત્ જે ચિન્તા છે તે તારી પત્ની શૈવલિનીને સુરક્ષિત રાખવાની જ ચિન્તા છે."

અર્થાત્ રમાનન્દ સ્વામી, ચન્દ્રશેખર તથા શૈવલિની એ ત્રણ વ્યક્તિઓ પલાયન કરી જતા મુસલ્માન સૈન્યની પાછળ પાછળ ચાલવા લાગી. ચાલતાં ચાલતાં એક સુસજ્જિતા તથા શસ્ત્રધારિણી હિન્દુ સેના રણોન્મત્ત થઇને એક પર્વતની ખીણમાંથી નીકળતી અને અંગ્રેજ સૈન્યપર ધસી જતી અચાનક તેમના જોવામાં આવી. તે સેનાના મધ્યભાગમાં તે સેનાનો નાયક અશ્વપર આરોહણ કરી પોતાના સૈનિકોના શૌર્ય તથા ઉત્સાહને વૃદ્ધિંગત કરતો પોતાના માર્ગમાં આગળ વધી રહ્યો હતો. તે સેનાનાયકને જોતાંની સાથે જ રમાનન્દ સ્વામી, ચન્દ્રશેખર તથા શૈવલિનીએ પ્રતાપ તરીકે ઓળખી લીધો. ચન્દ્રશેખર પ્રતાપને જોઇને કાંઇક વિમનસ્ક થઇ ગયો અને વિષાદપૂર્ણ મનથી તેને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "પ્રતાપ, આ દુર્જય યુદ્ધમાં ભાગ લેવાને તું શામાટે આવ્યો છે વારુ ? મારો તને એ જ ઉપદેશ છે કે તું અત્યારે અને આ ક્ષણે

જ આ રણભૂમિમાંથી પાછો વળી જા."

"હું આપને શોધી કાઢવામાટે જ અત્યારે યુદ્ધભૂમિની દિશામાં અગ્રેસર થઇ રહ્યો હતો. અસ્તુઃ ત્યારે હવે મારી સાથે ચાલો એટલે હું આપને નિર્ભય સ્થાનમાં રાખી આવું." આ પ્રમાણેના ઉદ્ગારો કાઢીને પ્રતાપ રમાનન્દ સ્વામી, ચન્દ્રશેખર તથા શૈવલિની એ ત્રણે વ્યક્તિઓને પોતાના સૈન્યના મધ્યભાગમાં રાખી ત્યાંથી પાછો વળીને અન્ય દિશામાં ચાલવા લાગ્યો.

પ્રતાપ પર્વતમાંના સર્વ માર્ગોનો સંપૂર્ણ જ્ઞાતા હોવાથી એ ત્રણે વ્યક્તિઓને અલ્પ કાળમાં જ યુદ્ધક્ષેત્રથી બહુ દૂરના સ્થાનમાં લઇ આવ્યો અને માર્ગમાં ચાલતાં ચાલતાં દરબારમાં જે ઘટનાઓ ઘટી હતી તે સર્વ ઘટનાઓનો સવિસ્તર વૃત્તાન્ત તેણે ચન્દ્રશેખરના મુખથી સાંભળી લીધો. તે સર્વ વૃત્તાન્ત સંભળાવ્યા પછી ચન્દ્રશેખરે પ્રતાપને કહ્યું કેઃ "પ્રતાપ, તું ધન્ય છે. જે સર્વ કથાને તું જાણે છે તે સર્વ કથા મારા જાણવામાં પણ આવી ગઇ છે અને તેથી જ હું અત્યારે અંતઃકરણ પૂર્વક તને કોટિશઃ ધન્યવાદ આપું છું."

પ્રતાપ વિસ્મયદર્શક ભાવથી એકાગ્રતા પૂર્વક ચન્દ્રશેખરના મુખમંડળને જોઇ રહ્યો.

ચન્દ્રશેખર બાષ્પગદ્ગદ કંઠથી પ્રતાપને સંબોધીને પુનઃ કહેવા લાગ્યો કેઃ "અત્યારે હવે નિઃસંશય મારા જાણવામાં આવી ગયું છે કે આ શૈવલિની સર્વથા નિષ્પાપ છે. અર્થાત્ જો લોકોના સમાધાનમાટે મારે કોઇ પ્રાયશ્ચિત્ત કરવું પડશે, તો તે હું કરીશ અને પ્રાયશ્ચિત્ત કર્યા પછી હું શૈવલિનીને પુનઃ મારા ગૃહમાં સ્વીકારી લઇશ. આ સર્વ તો થઇ જશે; પરંતુ હવે પછી મારા અવશિષ્ટ જીવનકાળમાં મને સુખની પ્રાપ્તિ થાય એવો યોગ તો મારા ભાગ્યમાં નથી જ લખાયો અને તેથી મારા હૃદયમાં સુખપ્રાપ્તિની આશા તો હવે રહી જ નથી."

પ્રતાપે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું કે: " ત્યારે શું સ્વામીજીના ઔષધનું થવું જોઇએ તેવું અને તેટલું ઇષ્ટ પરિણામ નથી થયું ? "

" અત્યાર સુધી તો ઇષ્ટ પરિણામ થયેલું નથી દેખાતું. " ચન્દ્રશેખરે નિઃશ્વાસ નાખીને કહ્યું.

પ્રતાપ શોકવશ થઈ ગયો અને તેથી તેનાં નેત્રો આંસુભીનાં થયેલાં દેખાવા લાગ્યાં. શૈવલિની પોતાના અવગુંઠનમાંથી આ દૃશ્યને જોઇ રહી હતી એટલે તેણે એક બાજુ સરકી જઇને હસ્તસંકેતથી પ્રતાપને પોતા પાસે બોલાવ્યો અને પ્રતાપ અશ્વપરથી ઊતરીને તેની પાસે ગયો. શૈવલિનીએ અન્ય કોઇના સાંભળવામાં ન આવી શકે તેવા મંદતમ સ્વરથી પ્રતાપને કહ્યું કે: "મારા બે ચાર શબ્દોને ગુપ્ત ભાવથી સાંભળી લેવાની ઉદારતા તમો દર્શાવશો ખરા કે ? કોઇ પણ દૂષણીય પ્રસ્તાવને તમારા સમક્ષ હું ઉપસ્થિત કરવાની નથી એટલે ભયભીત ન થશો. "

પ્રતાપે વિસ્મિત થઇને પૂછ્યું કે: "ત્યારે શું તારો આ ઉન્માદ સર્વથા કૃત્રિમ અથવા બનાવટી જ છે ? "

" અત્યારે તો મને એમ જ જણાય છે કે મારા ઉન્માદનો સર્વથા લોપ થઈ ગયો છે; કારણ કે, આજે પ્રાતઃકાળમાં હું શય્યામાંથી ઉઠી છું ત્યારથી સર્વ વસ્તુઓ મારી બુદ્ધિમાં સ્પષ્ટતર થતી જાય છે. તો શું હું ખરેખર પાગલ થઇ હતી અને મારી બુદ્ધિનો સર્વથા લોપ થઇ ગયો હતો, એ વાર્તા સત્ય છે ? " શૈવલિનીએ કહ્યું.

પ્રતાપના મુખમંડળમા પ્રફુલ્લતાનો આવિર્ભાવ થવા લાગ્યો અને શૈવલિની તેના મનોગત ભાવને જાણી લઇને વ્યગ્ર ભાવથી કહેવા લાગી કે: " આ ક્ષણે કાંઇ પણ બોલશો નહિ; મૌનનું અવલંબન કરી લેજો. જે કહેવાનું છે તે હું પોતે જ કહીશ; પણ એનો આધાર તમારી અનુમતિપર જ રહેલો છે. "

" મારી અનુમતિની શી આવશ્યકતા છે વારુ ? " પ્રતાપે આશ્ચર્યથી જિજ્ઞાસા દર્શાવી.

એના ઉત્તરમાં શૈવલિની ગંભીરતાથી કહેવા લાગી કેઃ "જો મારા સ્વામી મને પાછી સ્વીકારી લે, તો મારા મનોગત પાપને હું તેમનાથી ગુપ્ત રાખું અને તેમના પ્રણયની ભાગિની થાઉં, એ તમને ઉચિત જણાય છે ખરૂં કે ?"

"તો હવે તારી ધારણા શી છે તે જણાવીશ ?" પ્રતાપે પૂછ્યું.

"એ જ કે સમસ્ત પૂર્વકથા મારા સ્વામીને સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દેવી અને તેમની ક્ષમા માગી લેવી." શૈવલિનીએ કહ્યું.

પ્રતાપ પ્રથમ કાંઇક વિચારમાં પડી ગયો અને ત્યાર પછી કહેવા લાગ્યો કેઃ "ભલે તારા સ્વામીને તું સમસ્ત પૂર્વકથા સંભળાવીને તેમની ક્ષમા માગી લેજે. હું તને આશીર્વાદ આપું છું કે હવે પછી તારૂં સુખ નિરંતર અખંડ રહે." આ ઉદ્દગારો કાઢીને પ્રતાપ મૌનનું અવલંબન કરી લઇને અશ્રુપાત કરવા લાગ્યો.

"હું કદાપિ સુખિની થવાની નથી; કારણ કે, જ્યાં સુધી આ સંસાર કિંવા સૃષ્ટિમાં તમારૂં અસ્તિત્વ છે ત્યાં સુધી મને સુખની પ્રાપ્તિ થાય એ સર્વથા અશક્ય તથા અસંભવનીય ઘટના છે." શૈવલિનીએ એક મહાવિલક્ષણ વાર્તાને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવી.

"એનું કાંઈ કારણ ?" પ્રતાપે અધીર થઇને પૂછ્યું.

"કારણ એ જ કે સ્ત્રીનું ચિત્ત અત્યંત ચંચળ તથા ભ્રષ્ટ હોવાથી તે ક્યાં સુધી વશ રહી શકશે એ કોઇથી પણ જાણી શકાતું નથી. મારા ચિત્તની ચંચળતામાં મારો વિશ્વાસ નથી અને તેથી તમારાં શ્રીચરણોમાં મારી માત્ર એટલી જ પ્રાર્થના છે કે જ્યાં સુધી તમારૂં આ સંસારમાં અસ્તિત્વ હોય, ત્યાં સુધી તમો મને પોતાના મહામોહક સુખમંડળનો સાક્ષાત્કાર કરાવશો નહિ; મારી દૃષ્ટિ સમક્ષ કદાપિ આવશો નહિ." શૈવલિનીએ કારણ દર્શાવીને પ્રતાપને કદાપિ પોતા સમક્ષ ન આવવામાટેની વિનીત ભાવથી પ્રાર્થના કરતાં આ શબ્દો ઉચ્ચાર્યા.

પ્રતાપ એ પછી કાંઇ પણ ન બોલતાં અશ્વારૂઢ થઇ અશ્વને

એડીના આઘાતથી યુદ્ધભૂમિની દિશામાં પૂર્ણ વેગે દોડાવવા લાગ્યો અને તેને યુદ્ધભૂમિ પ્રતિ પ્રયાણ કરતો જોઇને તેના સૈનિકો પણ તેની પાછળ પાછળ દોડવા લાગ્યા.

પ્રતાપને આવી રીતે પ્રયાણ કરતો જોઇને ચન્દ્રશેખરે ઉચ્ચ સ્વરથી તેને પૂછ્યું કે: " પ્રતાપ, તું ક્યાં જાય છે ?"

" યુદ્ધભૂમિમાં " પ્રતાપે ઉત્તર આપ્યું.

ચન્દ્રશેખર પ્રતાપનું એ ઉત્તર સાંભળીને વ્યગ્ર ભાવ તથા વિશેષ ઉચ્ચ સ્વરથી કહેવા લાગ્યો કે: " યુદ્ધમાં ન જા; યુદ્ધમાં ન જા; કારણ કે, અંગ્રેજો સાથેના યુદ્ધમાં મૃત્યુ વિના અન્ય કાંઇ પણ ફળ મળી શકવાનું નથી. "

પ્રતાપે કહ્યું કે: " ફૉસ્ટર્ અદ્યાપિ જીવતો છે એટલે તેનો વધ કરી નાખવામાટે જ હું અત્યારે યુદ્ધભૂમિમાં જાઉં છું. "

ચન્દ્રશેખરે દોડીને પ્રતાપના અશ્વની લગામને પકડી લીધી અને ત્યારપછી શાંત ભાવથી તે કહેવા લાગ્યો કે: "બંધુ, ફૉસ્ટરની હત્યા કરવાનું હવે શું કારણ છે વારુ ? જે દુષ્ટ મનુષ્ય છે તેના દંડનું વિધાન ભગવાન્ પોતે જ કરી દેશે. દંડવિધાન વિષયક પરમેશ્વરના અધિકારમાં હસ્તાક્ષેપ કરવાનો તને કે મને શો અધિકાર છે ? અર્થાત્ જે અધમ મનુષ્યો હોય છે તે જ શત્રુની પ્રતિહિંસા કરે છે અને જે ઉત્તમ પુરુષો હોય છે તેઓ તો શત્રુને નિરંતર તેના અપરાધની ક્ષમા જ આપતા રહે છે. "

ચન્દ્રશેખરની આવી અશ્રુતપૂર્વ ક્ષમાશીલતાના સાક્ષાત્કારથી પ્રતાપ આશ્ચર્યચકિત તથા પુલકિત થવા લાગ્યો; કારણ કે, આવી મહતી ઉક્તિ અદ્યાપિ અન્ય કોઇ પણ મનુષ્યના મુખથી તેના સાંભળવામાં આવી ન હોતી. તેણે તત્કાળ પોતાના અશ્વપરથી ઊતરીને પૂજ્યભાવથી ચન્દ્રશેખરનાં ચરણોને હસ્તસ્પર્શ કર્યો અને ત્યારપછી તેની ચરણધૂલિને પોતાના મસ્તકપર ધારી લઇને કહ્યું કે: "આપ માનવજાતિમાં એક અમૂલ્ય રત્ન સમાન હોવાથી ધન્ય

છો. હું આપને વચન આપું છું કે હવે હું ફૉસ્ટરને કશી પણ હાનિ પહોચાડવાનો નથી. "

આ શબ્દો ઉચ્ચારીને પ્રતાપ પુનઃ અશ્વારોહણ કરી યુદ્ધ ક્ષેત્રની દિશામાં અગ્રેસર થવા લાગ્યો. ચન્દ્રશેખરે તેની આ ચેષ્ટાને જોઇને પૂછ્યું કે: " પ્રતાપ, જ્યારે ફૉસ્ટરને કશી પણ હાનિ પહોંચાડવાની તારી અભિલાષા નથી, તો હવે યુદ્ધક્ષેત્રમાં જવાનું શું કારણ છે વારૂ ? "

પ્રતાપ પોતાના મુખને ફેરવીને અતિ કોમલ તથા અત્યંત મધુર હાસ્ય સહિત કહેવા લાગ્યો કે: "મારામાટે યુદ્ધક્ષેત્રમાં જવાનું એક અત્યંત આવશ્યકીય તથા અનિવાર્ય કારણ છે અને તેથી જ હું અત્યારે યુદ્ધભૂમિની દિશામાં પ્રયાણ કરી રહ્યો છું. " આટલું ઉત્તર આપી પ્રતાપ પોતાના અશ્વને દોડાવતો ક્ષણમાત્રમાં જ અદૃશ્ય થઇ ગયો.

પ્રતાપના પ્રયાણસમયના હાસ્યને જોઇને રમાનન્દ સ્વામી ઉદ્વિગ્ન થઇ ગયા અને તેમણે ચન્દ્રશેખરને કહ્યું કે: " તું તારી પત્નીને લઇને ઘેર જા. હું અત્યારે ગંગાસ્નાનમાટે જાઉં છું એટલે બેક દિવસ પછી આપણે એક બીજાને મળીશું. "

ચન્દ્રશેખરે કહ્યું કે: " પ્રતાપમાટે મારા હૃદયમાં અત્યંત ઉદ્વિગ્નતા થયા કરે છે અને મારો ઉદ્વેગ સીમાને ઉલ્લંઘી જતો દેખાય છે તેનું શું કારણ હશે વારૂ ? "

" પ્રતાપના સમાચાર લઇને હું સત્વર જ તારી પાસે આવી પહોંચીશ." રમાનન્દ સ્વામીએ સામયિક આશ્વાસન આપ્યું.

ત્યાર પછી ચન્દ્રશેખર તથા શૈવલિનીને વિદાય કરીને રમાનન્દ સ્વામી સમરભૂમિની દિશામાં ચાલવા લાગ્યા. પોતાના ઇચ્છિત સ્થાનમાં આવ્યા પછી તેઓ તે ધૂમ્રમય તથા આર્ત ચીત્કારોથી ભીષણ થયેલા યુદ્ધક્ષેત્રમાં અગ્નિવૃષ્ટિના મધ્યમાં વિચરીને પ્રતાપને ઇતસ્તતઃ શોધવા લાગ્યા. રણભૂમિના કોઇ સ્થાનમાં સ્તૂપન

આકારમાં શબોની ઉપર શબો પડેલાં હતાં; કેટલાક મનુષ્યો મૃત અવસ્થામાં પડયા હતા; કેટલાક મનુષ્યો અર્ધમૃત અવસ્થામાં પડીને મૃત્યુની પ્રતીક્ષા કરી રહ્યા હતા; કેટલાક મનુષ્યોનાં અંગો છિન્નભિન્ન થઇ ગયાં હતાં; કેટલાક મનુષ્યોનાં વક્ષસ્થળો વીંધાઇ ગયાં હતાં; કેટલાક મનુષ્યો "પાણી, પાણી!" એ શબ્દોના ઉચ્ચારથી જળની યાચના કરતા આર્તનાદ કરી રહ્યા હતા અને કેટલાક મરણોન્મુખ તથા આહત મનુષ્યો પોતાનાં માતા, પિતા, ભ્રાતા તથા મિત્રો આદિનાં નામોને ઉચ્ચારતા તેમને બોલાવવાની ચેષ્ટા કરી રહ્યા હતા, એવું મહાભયાનક દૃશ્ય રમાનન્દ સ્વામીના જોવામાં આવ્યું. રમાનન્દ સ્વામીએ એ મૃત,અર્ધમૃત તથા આહત મનુષ્યોના મધ્યમાં પ્રતાપને શોધ્યો, પરંતુ તે ક્યાંય પણ તેમના જોવામાં ન આવ્યો. કેટલાક અશ્વારોહી સનિકો પોતાના રુધિરલિપ્ત દેહોવડે આહત અશ્વોના પૃષ્ઠભાગોમાં આરોહણ કરીને પોતાનાં શસ્ત્રાસ્ત્રોને ત્યાગી પલાયન કરી જતા અને કેટલાક હતભાગી યોદ્ધાઓ તેમના અશ્વોના ચરણ તળે ચગદાઇને મૃત્યુને આધીન થતા રમાનન્દ સ્વામીના જોવામાં આવ્યા તેમ જ કેટલાક રક્તરંજિત ચરણસંચારી સનિકોને તેમણે રિક્તહસ્ત તથા ઊર્ધ્વ શ્વાસથી જીવનરક્ષામાટે પલાયન કરતા જોયા. એ મનુષ્યોના સમુદાયમાં પણ તેમણે પ્રતાપને શોધ્યો; પરંતુ પ્રતાપ તેમના હસ્તમાં ન આવ્યો. અંતે શ્રાંત થઇને રમાનન્દ સ્વામી એક વૃક્ષના મૂળમાં બેસી ગયા. અચાનક એક સૈનિક ત્યાંથી પલાયન કરી જતો તેમના જોવામાં આવ્યો એટલે રમાનન્દ સ્વામીએ તેને પૂછ્યું કે: "તમો સર્વ તો મને પલાયન કરી જતા જ દેખાઓ છો, તો યુદ્ધ કોણ કરે છે?

"અન્ય કોઇ નહિ; કેવળ એક હિન્દુએ આજના યુદ્ધમાં પોતાના રણશૌર્યની પરિસીમા કરી બતાવી છે અને તેથી જો કોઇએ યુદ્ધ કર્યું હોય, તો તે યુદ્ધ તેણે એકલાએ જ કર્યું છે એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી." તે પલાયનપરાયણ સૈનિકે ઊભા રહીને આ પ્રમાણેનું ઉત્તર આપ્યું.

"તે અદ્વિતીય હિન્દુ યોદ્ધો અત્યારે ક્યાં છે વારૂ ?" રમાનન્દ સ્વામીએ અધીરતાયુક્ત જિજ્ઞાસા દર્શાવી.

"જુઓ, પેલી ખાઇની સામે અથવા નિકટમાં જઇને તપાસ કરો એટલે ત્યાં તમને તે મળી આવશે." આટલું ઉત્તર આપીને તે સૈનિક ત્યાંથી તત્કાળ પલાયન કરી ગયો.

રમાનન્દ સ્વામી તે સૈનિકના દર્શાવ્યા પ્રમાણે તે ખાઇ પાસે આવી લાગ્યા અને ત્યાં યુદ્ધ ચાલતું તેમના જોવામાં ન આવ્યું; માત્ર કેટલાક અંગ્રેજ તથા હિન્દુ સૈનિકોના મૃત દેહો સ્તૂપના આકારમાં ત્યાં એક બીજાની ઉપર પડેલા તેમના જોવામાં આવ્યા. રમાનન્દ સ્વામી તે મૃત દેહોના સમુદાયમાં પ્રતાપને શોધવા લાગ્યા. રમાનન્દ સ્વામીને જોઇને ધરાશાયી થયેલા હિન્દુઓમાંનો એક મરણોન્મુખ સૈનિક ગંભીર આર્તનાદ કરવા લાગ્યો એટલે રમાનન્દ સ્વામીએ મૃત દેહોના સમુદાયમાંથી તેને બહાર ખેંચી કાઢ્યો અને ત્યાર પછી જોયું તો તે પ્રતાપ પોતે જ હતો. અર્થાત્ ભયાનક સ્વરૂપમાં આહત તથા મૃતપ્રાય થવા છતાં અભય તથા અનન્ય રણધીર વીર પ્રતાપ અદ્યાપિ જીવિત હતો.

રમાનન્દ સ્વામીએ જળ લાવીને તે જળનું તેના મુખમંડળમાં સિંચન કર્યું તેમ જ થોડુંક જળ તેના કંઠમાં પણ ઊતારી દીધું એટલે પ્રતાપના શરીરમાં ચેતનનો આવિર્ભાવ થતાં તેણે રમાનન્દ સ્વામીને ઓળખીને પ્રણામ કરવામાટે પોતાના હસ્તોને ઉન્નત કરવાનો ઉદ્યોગ કર્યો; પરંતુ તેનો એ ઉદ્યોગ સફળ થઇ શક્યો નહિ; અર્થાત્ તે પોતાના હસ્તોને ઉન્નત ન કરી શક્યો.

રમાનન્દ સ્વામીએ તેને સંબોધીને કહ્યું કે: "હું તને તારા પ્રણામ વિના જ એવો આશીર્વાદ આપું છું કે તું સત્વર જ પોતાના ગત આરોગ્યને મેળવી લે અને દીર્ઘાયુષ્ય ભોગવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકે!"

પ્રતાપ અતિશય કષ્ટ પૂર્વક બોલ્યો કે: "આરોગ્ય ? હવે



"મં તને ના પાડેલી હોવા છતા તુ આ દુર્જય રણભૂમિમાં આવ્યા તેનું કારણ શું હતુ વાઉ!... ....." રમાનન્દ સ્વામીએ શાંત તથા ગંભાર ભાવથી પૂછ્યું. પૃષ્ઠ ૩૭૬

આરોગ્યપ્રાપ્તિમાં અધિક વિલંબ થાય તેમ નથી. કૃપા કરીને આપની ચરણધૂલિકાને મારા મસ્તકપર સ્થાપો કે જેથી મારો નિસ્તાર થઇ જાય!"

"મેં તને ના પાડેલી હોવા છતાં તું આ દુર્જય રણભૂમિમાં આવ્યો તેનું કારણ શું હતું વારૂ? શૈવલિનીના ઉપદેશથી તો તેં આ સાહસ નથી કર્યું?" રમાનન્દ સ્વામીએ શાંત તથા ગંભીર ભાવથી પૂછ્યું.

"આપ આવો પ્રશ્ન શા કારણથી પૂછો છો વારૂ?" પ્રતાપે ઉત્તર આપવાની અનિચ્છાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"જ્યારે તું શૈવલિની સાથે મંદ સ્વરથી વાર્તાલાપ કરી રહ્યો હતો તે સમયના શૈવલિનીના હાવભાવ તથા અભિનય આદિના નિરીક્ષણથી હું જાણી શક્યો હતો કે તે ઉન્માદની બાધાથી સર્વથા મુક્ત થઇ ગઇ હતી અને તને સર્વથા ભૂલી ગઇ ન હોતી." રમાનન્દ સ્વામીએ માર્મિકતાથી એ પ્રશ્ન પૂછવાનું કારણ દર્શાવ્યું.

પ્રતાપ હવે પોતાના રણભૂમિમાં આવવાના વાસ્તવિક કારણને દર્શાવતો ક્ષીણ સ્વરથી કહેવા લાગ્યો કે: "તે વેળાયે શૈવલિનીએ મને એવી પ્રાર્થના કરી હતી કે: 'આ સંસારમાં જ્યાં સુધી તમારૂં અસ્તિત્વ હોય ત્યાં સુધી તમો મારી દૃષ્ટિયે પડશો નહિ; કારણ કે, સ્ત્રીજાતિનું મન ચંચળ હોવાથી મારા મનની ચંચળતા ક્યારે પ્રકટી નીકળશે એનો મારાથી કશો પણ નિશ્ચય કરી શકાતો નથી.' અર્થાત્ શૈવલિનીની આ પ્રાર્થનાથી મારા જાણવામાં આવી ગયું કે જ્યાં સુધી હું આ સંસારમાં જીવતો રહીશ ત્યાં સુધી શૈવલિની તથા ચન્દ્રશેખર એ ઉભયમાંથી કોઇને પણ સુખની પ્રાપ્તિ થવાની નથી. આવી પરિસ્થિતિને જોઇને મારા હૃદયમાં સ્વાભાવિક જ એવા ભાવનો ઉદય થયો કે જેઓ મારાં પરમપ્રીતિપાત્ર છે અને જેમના ઉપકારોના ભારથી હું દબાયલો છું તે દંપતીના સુખમાર્ગમાં જીવિત રહીને નિરંતર કંટકરૂપ થવું એ કોઇ પણ પ્રકારે યોગ્ય ન હોવાથી

હવે આ સંસારમાં પોતાના જીવનને અવિચળ રાખવું એ મારૂં કર્તવ્ય નથી. અર્થાત્ મારા હૃદયમાં આવા ભાવનો ઉદય થવાથી આપનો નિષેધ હોવા છતાં પણ કેવળ પ્રાણને ત્યાગવાની અભિલાષાથી જ હું સંગ્રામભૂમિમાં આવ્યો હતો અને જો હું જીવતો રહીશ તો શૈવલિનીનું ચિત્ત કોઇ દિવસ પણ અવશ્ય ચળી જશે એ રહસ્યને ઈશ્વર જાણતો હોવાથી તેણે મારી પ્રાણત્યાગ વિષયક અભિલાષાને પૂર્ણ કરેલી છે અને તેથી અલ્પ સમયમાં જ હું આ સંસારને સદાને માટે ત્યાગીને સ્વર્ગમાં પ્રયાણ કરી જવાનો છું."

રમાનન્દ સ્વામીનાં નેત્રોમાંથી અશ્રુની ધારાનું વહન થવા લાગ્યું. અત્યાર સુધીના સમયમાં કોઈ વાર પણ કોઇએ રમાનન્દ સ્વામીને આવી રીતે અશ્રુપાત કરતા જોયા ન હોતા. તેઓ અશ્રુપૂર્ણ નયનોથી કહેવા લાગ્યા કેઃ "આ સંસારમાં જો કોઈ યથાર્થ પરહિતવ્રતધારી પુરુષ હોય તો તે કેવળ તું અને તું જ છે. અમો તો દંભની જ પ્રતિમાઓ છીએ. અર્થાત્ તું પરલોકમાં અનન્ત તથા અશેષ સ્વર્ગસુખને ભોગવીશ એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ." ત્યારપછી થોડી વાર મૌનનું અવલંબન કરીને રમાનન્દ સ્વામી પુનઃ કહેવા લાગ્યા કેઃ "વત્સ ! સાંભળ મેં તારા અંતઃકરણને સારી રીતે અને યથાર્થ સ્વરૂપમાં ઓળખી લીધું છે. અર્થાત્ બ્રહ્માંડવિજય પણ તારા આ ઇન્દ્રિયવિજયની સમાનતા કરી શકે તેમ નથી. અસ્તુઃ ત્યારે શૈવલિનીમાં તારો સ્નેહ હતો ખરો કે?

રમાનન્દ સ્વામીના આ પ્રશ્નથી જાણે સૂતેલો સિંહ અચાનક જાગી ઉઠયો હોયની ! તેવી રીતે શબના આકારમાં પરિણત થયેલો પ્રતાપ બલિષ્ઠ, ચંચલ તથા ઉન્મત્તવત્ ગર્જના કરતો કહેવા લાગ્યો કેઃ "આપ સંન્યાસી હોવાથી એ પ્રેમના રહસ્યને જાણવાની શક્તિ આપમાં ક્યાંથી હોય વારૂ? મારા પ્રેમના યથાર્થ સ્વરૂપને જાણી કિંવા ઓળખી શકે એવી કોઈ માનવવ્યક્તિ આ સંસારમાં અત્યારે છે જ નહિ ! ગત સોળ વર્ષ જેટલા દીર્ઘ કાળ પર્યન્ત

શૈવલિની વિષયક પ્રેમનું મેં મારા અંતઃકરણમાં કેવી ચિન્તાથી પોષણ કર્યું છે એ રહસ્યને અન્ય કોણ જાણી શકે તેમ છે વારુ ? પરંતુ હું પાપયુક્ત ચિત્તથી શૈવલિનીમાં અનુરક્ત ન હોતો અને તેથી મારા શૈવલિની વિષયક પ્રેમને કદાચિત્ જીવનવિસર્જનસંબંધિની આકાંક્ષાના નામથી ઓળખી શકાય તેમ છે. મારી પ્રત્યેક શિરામાં, મારા શોણિતમાં તથા મારા પ્રત્યેક અસ્થિમાં મારો એ અનુરાગ અહોરાત્ર વિચરતો રહ્યો છે. અર્થાત્ મનુષ્ય જેને કદાપિ જાણી શક્યું નથી અને જાણી શકવાનું પણ નથી તે વિષયનો આપે મારા મૃત્યુની ઘટિકામાં શામાટે ઉચ્ચાર કર્યો વારુ ? આ જન્મમાં એ અનુરાગથી મારા કલ્યાણની સંભાવના ન જોઇને મારા દેહને મેં ત્યાગી દીધો છે. મારું મન કલુષિત થયેલું હોવાથી શૈવલિનીના હૃદયનો પણ પુનઃ ભંગ નહિ થઇ જાય, એમ નિશ્ચય પૂર્વક કોનાથી કહી શકાય તેમ છે વારુ ? સારાંશ કે, આ આપત્તિને નિવારવાનો મારા મૃત્યુથી ભિન્ન અન્ય કોઇ ઉપાય ન હોવાથી મેં મારી પોતાની ઇચ્છાથી જ મૃત્યુને સ્વીકારી લીધું છે. અત્યારે હવે આ ગુપ્ત કથા આપના જાણવામાં આવી ગઇ છે એટલે આપ જ્ઞાની તથા શાસ્ત્રવિશારદ હોવાથી જણાવી દો કે મારા આ પાપનું પ્રાયશ્ચિત્ત શું છે? ઈશ્વરની દૃષ્ટિમાં હું અપરાધી સિદ્ધ થઇશ કે કેમ ? અને કદાચિત્ મારો અપરાધ કિંવા દોષ સિદ્ધ થવાનો સંભવ હોય, તો પણ આ પ્રાયશ્ચિત્તથી મારા તે અપરાધ કિંવા દોષનું નિવારણ નહિ જ થાય કે શું ? ”

રમાનન્દ સ્વામી અત્યંત ગંભીર તથા શાંત ભાવથી કહેવા લાગ્યા કે: “ આ રહસ્યને હું જાણતો નથી; કારણ કે, મનુષ્યનું જ્ઞાન આ સ્થાનમાં આવીને અસમર્થ થઇ જાય છે અને શાસ્ત્રો પણ મૌનનું જ અવલંબન કરી લે છે. અર્થાત્ અત્યારે તું જે લોકમાં જવામાટે વિદાય થાય છે તે લોકના ઈશ્વર વિના આ પ્રશ્નનું અન્ય કોઇથી પણ યથાર્થ ઉત્તર આપી શકાય તેમ છે જ

નહિ; તથાપિ એટલું તો મારાથી અવશ્ય કહી શકાય તેમ છે કે જો ઇન્દ્રિયજયની પુણ્યમાં ગણના કરાતી હોય, તો તે અનન્ત સ્વર્ગસુખનો અધિકાર તારો જ છે તેમ જ જો ચિત્તસંયમને એક પુણ્ય તરીકે સ્વીકારવામાં આવતો હોય, તો સ્વર્ગનિવાસી દેવો પણ તારા સમાન પુણ્યવાન્ નથી, એ પણ સર્વથા નિર્વિવાદ છે અને જો કેવળ પરોપકારથી જ સ્વર્ગપ્રાપ્તિનો સંભવ હોય, તો પરોપકારમાટે અતઃતપૂર્વ આત્મબલિદાન આપનાર અને એ અપૂર્વ આત્મબલિદાનના યોગે વિશ્વવંદ્ય થનાર દધીચિ* કરતાં પણ તું સ્વર્ગપ્રાપ્તિનો બલવત્તર અધિકારી છે અને તેથી પરમાત્માનાં ચરણોમાં મારી નિરંતર એ જ પ્રાર્થના છે કે મને પણ જન્મ-જન્માન્તરમાં તારા સમાન ઇન્દ્રિયજયી થવાનો અલભ્ય તથા દેવ-દુર્લભ પ્રસંગ પ્રાપ્ત થતો રહે ! ”

---

* બ્રહ્માંડ પુરાણમાં દધીચિ ઋષિનો જે વૃત્તાન્ત અપાયલો છે તે આ પ્રમાણે છે; મહર્ષિ દધીચિ શુક્રાચાર્યના પુત્ર હતા અને તેઓ અથર્વાના ઔરસ તથા કર્દમ પ્રજાપ્રતિની કન્યા શાન્તિના ગર્ભથી ઉત્પન્ન થયા હતા. ઋગ્વેદમાં પણ એવો ઉલ્લેખ મળી આવે છે કે તેઓ મહર્ષિ અથર્વાના પુત્ર હતા. મહાભારતમાં એવી કથા લખાયલી છે કે દક્ષ પ્રજાપતિ જે વેળાયે હરિદ્વારમાં શિવવિહીન યજ્ઞ કરી રહ્યો હતો તે વેળાયે દધીચિએ મહાદેવને નિમંત્રણ આપવામાટે દક્ષને બહુ સમજાવ્યો હતો; પરંતુ દક્ષે તેમના ઉપદેશને સાંભળ્યો જ નહિ એટલે પછી તેઓ અપ્રસન્ન થઇને ત્યાંથી ચાલ્યા ગયા હતા. વૃત્રાસુરના અત્યાચારથી જે વેળાયે દેવો પીડા પામી રહ્યા હતા ત્યારે બ્રહ્મા પાસે જતાં બ્રહ્માએ તેમને એવો ઉપદેશ આપ્યો હતો કેઃ “ તમો સર્વ દધીચિ ઋષિ પાસે જાઓ અને તેમનાં અસ્થિની યાચના કરો. તેમનાં અસ્થિ મળી જાય એટલે તે અસ્થિમાંથી વજ્રને નિર્માણ કરજો; કારણ કે, એ અસ્થિજન્ય વજ્રના આઘાત વિના અન્ય કોઇ પણ શસ્ત્રથી વૃત્રાસુરનો તમારાથી વધ કરી શકાય તેમ નથી. ” બ્રહ્માના ઉપદેશ અનુસાર સર્વ દેવો દધીચિ ઋષિ પાસે આવ્યા અને તેમણે ઋષિનાં અસ્થિની યાચના કરી. આ ઘટનાથી પૂર્વે

રમાનન્દ સ્વામી પ્રતાપના પ્રાણોત્ક્રમણની ઘટિકાને નિકટમાં આવેલી જોઇને મૌનનું અવલંબન કરી ઊભા રહ્યા. શનૈ: શનૈ: પ્રતાપના પ્રાણ તેના શરીરમાંથી પ્રયાણ કરી ગયા અને ત્યાર પછી અનિન્ધજ્યોતિ સ્વર્ણતરુ સમાન તેનો મૃત દેહ તૃણશય્યામાં પડી રહ્યો!

જા, પ્રતાપ, તું અનન્ત ધામમાં જા! જા, જે સ્થાનમાં ઇન્દ્રિયજયમાં કષ્ટ નથી, રૂપમાં મોહ નથી અને પ્રણયમાં પાપ નથી, તે સ્થાનમાં જા! જે સ્થાનમાં રૂપ અનન્ત છે, પ્રણય અનન્ત છે, સુખ અનન્ત છે અને સુખમાં પુણ્ય પણ અનન્ત છે, તે સ્થાનમાં જા! જ્યાં સર્વના મનમાં પરસ્પર દુઃખની સંવેદના થતી રહે છે; સર્વ જનો પરસ્પર ધર્મનું પાલન કરતાં રહે છે; પરસ્પર વિજયગાન ગાતાં રહે છે અને જ્યાં એકના લાભમાટે અન્ય જનને અકલ્યાણ કિંવા મૃત્યુની બાધા સહન કરવી પડતી નથી તે મહૈશ્વર્યમય લોકમાં જા; કારણ કે, ત્યાં લક્ષાવધિ શૈવલિનીઓ કદાચિત્ તારાં ચરણોમાં પ્રણામ કરતી તારા સમક્ષ આવીને ઊભી રહેશે, તો પણ તેમના દર્શનથી તારા મનમાં અપવિત્ર મોહનો ઉદ્દભવ નહિ થાય. જા, અક્ષર ધામમાં જા અને પરબ્રહ્મમાં લીન થઇ જા!

સમાપ્ત

---

ઇન્દ્રે દધીચિ ઋષિનો એક વાર અપકાર કર્યો હતો અને તે એ કે એક વાર દધીચિ ઋષિ ઉગ્ર તપસ્યા કરી રહ્યા હતા તે વેળાયે તેમની તપસ્યાથી ભયભીત થઇને ઇન્દ્રે અલમ્બુષા નામક અપ્સરા દ્વારા તેમની તપસ્યામાં બાધા નાખી દીધી હતી. પરંતુ તે અપકારનો વિચાર ન કરતાં ઉદારચેતા મહર્ષિ દધીચિએ દેવોના કલ્યાણમાટે પોતાના દેહને ત્યાગી દીધો, દેવોએ તેમનાં અસ્થિમાંથી વજ્રનું નિર્માણ કર્યું અને તે અસ્થિવજ્રના પ્રહારથી વૃત્રાસુરનો વધ કરી નાખ્યો. અનુવાદક